# ઉપોદ્ઘાત

૧

આ ગ્રંથ જૈન આગમગ્રંથોમાંના 'ઉત્તરાધ્યયનસૂત્ર'નો છાયાનુવાદ છે. જૈન આગમગ્રંથોમાં તેને 'મૂલસૂત્ર' કહેવાતા વિભાગમાં મૂકવામાં આવ્યો છે. 'મહાવ્યુત્પત્તિ' ગ્રંથમાં 'મૂલગ્રંથ' શબ્દ 'બુદ્ધના પોતાના શબ્દો' એવા અર્થમાં આપ્યો છે. બીજે પણ 'મૂલ' શબ્દ એવા અર્થમાં વપરાયેલો જોવામાં આવે છે. એટલે જૈનોએ પણ 'મૂલ' શબ્દ 'મહાવીરના પોતાના શબ્દો' એ અર્થમાં વાપર્યો હોય એમ બનવાજોગ છે.

ઉપરની માન્યતાને બીજી રીતે પણ ટેકો મળે છે. ઉત્તરાધ્યયનસૂત્રના છેલ્લા શ્લોકમાં જણાવ્યું છે કે, "આ પ્રકારે મુમુક્ષુઓને માન્ય એવાં ૩૬ ઉત્તમ (ઉત્તર) અધ્યયનો પ્રગટ કરીને જ્ઞાતપુત્ર શ્રીમહાવીર ભગવાન પરિનિર્વાણ પામ્યા, એમ હું કહું છું." [૩૬,૨૬૭] કલ્પસૂત્રના જિનચરિતમાં પણ કહ્યું છે કે, મહાવીર ભગવાન

તેમના છેવટના 'પજ્જુસન' દરમ્યાન પુણ્યનાં તથા પાપનાં ફળ વર્ણવતાં ૫૫ અધ્યયનો અને ૩૬ અપૃષ્ટવ્યા પ્રશ્નોનું વિવરણ કરીને નિર્વાણ પામ્યા. 'કલ્પલતા'-કાર જણાવે છે કે એ ૩૬ પ્રશ્નોનું વિવરણ એ જ 'ઉત્તરાધ્યયનસૂત્ર'. જૈન આગમોમાં '૩૬ અધ્યયનો' અને 'અપૃષ્ટવ્યા પ્રશ્નો' એ બંને વિશેષણો લાગુ પડે તેવો બીજો કોઈ ગ્રંથ ન હોવાથી તે માન્યતા સ્વીકારવામાં વાંધો લાગતો નથી. ઘણાં આગમોની શરૂઆત એવી રીતે થાય છે કે, જંબુસ્વામીએ સુધર્મસ્વામીને પ્રશ્ન પૂછયો હોય અને સુધર્મસ્વામી એ પ્રશ્નના જવાબમાં તે આગમ કહી બતાવતા હોય. પરંતુ ઉત્તરાધ્યયનમાં તેવું કાંઈ જણાતું નથી; તેથી તેનાં અધ્યયનોને 'અપૃષ્ટવ્યા પ્રશ્નોનું વિવરણ' એવું વિશેષણ બંધબેસતું આવે છે. અલબત્ત બીજા, સોળમા અને ઓગણત્રીસમા અધ્યયનમાં સુધર્મસ્વામીએ જંબુસ્વામીને ઉદ્દેશેલા મનાતા કેટલાક પ્રાસ્તાવિક શબ્દો છે, જેમકે: 'श्रुतम् मयायुष्मंस्तेन भगवता एवमाख्यातम्।' પરંતુ તે બધું કોઈએ પૂછેલા પ્રશ્નના જવાબમાં કહ્યું હોય એવું નથી.

આ ઉપરાંત, 'ઉત્તરાધ્યયન' નામનો જે અર્થ નીકળી શકે તેમ છે, તે ઉપરથી પણ ઉપરની દલીલને ટેકો મળે છે. 'ઉત્તરકાંડ,' 'ઉત્તરખંડ,' 'ઉત્તરગ્રંથ,' 'ઉત્તરવલ્લી' વગેરે પ્રયોગોમાં 'ઉત્તર' શબ્દ 'પછીનું'—'છેવટનું' એવા અર્થમાં વપરાયો છે. એટલે 'ઉત્તરાધ્યયન' નો અર્થ 'છેવટનાં — અંતિમ — અધ્યયનો' એવો જ થાય. 'સૂત્ર' શબ્દ તો જૈનો અને બૌદ્ધો 'શાસ્ત્રગ્રંથ'

એવા અર્થમાં જ વાપરે છે; તેને અને બ્રાહ્મણોના સૂત્રગ્રંથોની શૈલીને કશી લેવાદેવા નથી.

જૈન પરંપરા 'ઉત્તરાધ્યયન'ના વિષયને મહાવીર ભગવાને છેક છેવટે કહ્યો હતો એવું માન્ય રાખે છે, પરંતુ 'ઉત્તરાધ્યયન' નામનો અર્થ એ રીતે કરતી નથી. નંદીસૂત્રની ટીકામાં કહ્યું છે કે: "આ અધ્યયનો સર્વ અધ્યયનોના નિગમ – સાર – રૂપ છે." એટલે કે, તે 'ઉત્તર' શબ્દનો અર્થ 'ઉત્તમ,' 'શ્રેષ્ઠ,' એવો લે છે. 'ઉત્તરાધ્યયન-સૂત્ર'ના ટીકાકારો પણ 'ઉત્તર' શબ્દનો અર્થ એવો જ લે છે. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે પુસ્તકના કે તેના વિભાગના નામ તરીકે એ શબ્દ 'અંતિમ'—'છેવટનું' એવા જ અર્થમાં વપરાય છે.

આ બધી ચર્ચા ધ્યાનમાં રાખી આ અનુવાદનું નામ 'ભગવાન મહાવીરનો અંતિમ ઉપદેશ' એવું રાખ્યું છે. છતાં તે ઉપરથી એવું માનવાની જરૂર નથી કે એ આખું સૂત્ર ભગવાન મહાવીરના જ શબ્દોમાં છે, કે બીજા પણ કોઈ એક જ લેખકની કૃતિ છે. ટીકાકારો તો દરેક અધ્યયનને આગળના કે પાછળના અધ્યયન સાથે કેવો સંબંધ છે તે દર્શાવવા તેમના રિવાજ મુજબ પ્રયત્ન કરે છે; પરંતુ ઉપરચોટિયા નજર કરનારને પણ લાગ્યા વિના રહેશે નહિ કે, તેમાં ભિન્ન ભિન્ન ભાગનો જુદે જુદે સમયે જુદે જુદે હાથે એકત્રિત થયેલી છે. આપણે એ વસ્તુ જરા વિગતથી તપાસીએ.

ઉત્તરાધ્યયનસૂત્રનું પ્રયોજન વર્ણવતાં જૂના ગ્રંથોમાં જણાવવામાં આવે છે કે, તેનો હેતુ, 'યુવાન ભિક્ષુને

તેનાં મુખ્ય કર્તવ્યોનું ભાન કરાવવું; ઉપદેશ અને દૃષ્ટાંત વડે ભિક્ષુજીવનની આવશ્યકતા તેના મન ઉપર ઠસાવવી; તેના માર્ગમાં આવતાં વિઘ્નો અને મુશ્કેલીઓ બાબત તેને સાવચેત કરવો; તથા તેને કાંઈક સૈદ્ધાંતિક માહિતી આપવી,' — એ છે. અહીં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, જૈન આગમોમાં ખરેખર જૂના કહી શકાય તેવા આચારાંગ, સૂત્રકૃતાંગ, વગેરે ગ્રંથો — કે જેમાં ઉત્તરાધ્યયનનો પણ સમાવેશ કરવામાં આવે છે — તે બધામાં, પછીના — મુખ્યત્વે ગદ્ય[1] — ગ્રંથોની માફક ભાગ્યે જ કાંઈ ખાસ સૈદ્ધાંતિક કે દાર્શનિક ચર્ચાઓ કે વિવરણો હોય છે. પરંતુ ઉત્તરાધ્યયનમાં કેટલાંક અધ્યયનો એવાં છે કે જેમાં માત્ર સૈદ્ધાંતિક માહિતી છે. તે જેમકે: ૨૪મું, ૨૬મું, ૨૮મું, ૨૯મું, ૩૦મું, ૩૧મું, ૩૩મું, ૩૪મું, અને ૩૬મું. આ નવ અધ્યયનોમાં માત્ર સૈદ્ધાંતિક બાબતો જ ચર્ચી છે અને તે પણ પછીના આગમગ્રંથોમાં કે આગમગ્રંથો ન ગણાતા ગ્રંથોના લેખકોનાં પુસ્તકોમાં (જેવાં કે ઉમાસ્વાતિનું 'તત્ત્વાર્થસૂત્ર') આવતી પરિભાષામાં. અલબત્ત, બધી બાબતોમાં તે ભાગો પછીના ગ્રંથોના મુદ્દાઓ સાથે નથી જ મળતા આવતા; તેમજ તેમનું વિવરણ પણ પછીના ગ્રંથો જેવું છેક દાર્શનિક નથી.

---

૧. ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનોમાંથી ૨૯મું અધ્યયન, ૨ જા અને ૧૬મા અધ્યયનનો શરૂઆતનો ભાગ, તથા છઠ્ઠા અધ્યયનને અંતે થોડી લીટીઓ ગદ્યમાં છે. બાકીનો બધો ૧૬૪૩ શ્લોકો જેટલો ભાગ પદ્યમાં જ છે.

હવે, એક વાત તો તરત જ ધ્યાનમાં આવશે કે, માત્ર સૈદ્ધાંતિક મુદ્દાઓ ચર્ચતાં એ અધ્યયનો ગ્રંથના છેવટના ભાગમાં જ એકત્રિત કરવામાં આવ્યાં છે.[૧]

વળી એ પણ એક ધ્યાન ખેંચે તેવી બાબત છે કે, આ છેવટનાં અધ્યયનો સિવાયનાં બીજાં તમામ અધ્યયનોમાં બીજા આગમ ગ્રંથોનો કે તેમના અસ્તિત્વનો કોઈ પણ ઉલ્લેખ મળી આવતો નથી; જ્યારે તે છેવટનાં અધ્યયનોમાં આગમોના તેમજ તેમાંય પછીના સમયના કેટલાક ગ્રંથોના ઉલ્લેખો છે.[૨]

---

૧. જો કે તેમનો ક્રમ સળંગ નથી; તેમની વચ્ચે ભિન્ન વિષયવાળાં અધ્યયનો વેરાયેલાં પડ્યાં છે. પરંતુ તેવાં અધ્યયનોમાંથી માત્ર ૨૫ મું અધ્યયન જ વસ્તુતાએ પ્રાચીન ગણી શકાય તેમ છે; કારણ કે તેમાં સુત્તનિપાત જેવા જૂના બૌદ્ધ ગ્રંથના ફકરાઓ સાથે તદ્દન મળતા આવતા થોડા પણ તરત ધ્યાન ખેંચે તેવા ભાગો છે. ૨૭ મું અધ્યયન પણ પ્રાચીન શૈલીનું છે અને તેને ગર્ગ નામના પ્રાચીન ઋષિના નામ સાથે સાંકળવામા આવ્યુ છે. ૩૨ મા અધ્યયનમાં પ્રમાદસ્થાનો વિષે સામાન્ય ધાર્મિક ચર્ચા છે; અને ૩૫ મા અધ્યયનમાં ભિક્ષુના જીવન વિષે ઉપલક માહિતી છે. આ ચાર અધ્યયનો બાદ કરતાં, ઉત્તરાધ્યયનનાં ૨૪ થી માંડી અંત સુધીનાં બધાં અધ્યયનો માત્ર સૈદ્ધાંતિક ચર્ચાને લગતાં છે.

૨. જુઓ ૨૪,૩ (બાર અંગો વિષે); ૨૮,૨૧ (અંગો અને અંગબાહ્ય ગ્રંથો વિષે); ૨૮,૨૩ (૧૧ અંગો, પ્રકીર્ણો અને દૃષ્ટિવાદ વિષે); ૩૧,૧૩ અને ૧૬ (સૂત્રકૃતાંગના બે ખંડો વિષે); ૩૧,૧૪ (છઠ્ઠા અંગનાં ૧૯ અધ્યયનો વિષે); ૩૧,૧૭ (દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પ અને વ્યવહારસૂત્રનાં ૨૬ અધ્યયનો વિષે); ૩૧,૧૮ આચારાંગ (પ્રકલ્પ) નાં ૨૮ અધ્યયનો વિષે.

આ ઉપરથી એટલું તો જરૂર ફલિત થાય છે કે, ઉત્તરાધ્યયન કોઈ એક લેખકની કૃતિ તો નથી જ. શરૂઆતમાં તે ગ્રંથ ધમ્મપદ, સુત્તનિપાત જેવા પ્રાચીન બૌદ્ધ ગ્રંથો જેવો હશે. તેમાં તે વખતે સૈદ્ધાંતિક બાબતોનો સમાવેશ નહિ થતો હોય. પરંતુ પછીના વખતમાં, તે ગ્રંથને શાસ્ત્રનું કે સિદ્ધાંતગ્રંથનું સ્વરૂપ આપવાના ઇરાદાથી તેમાં તેવી બાબતોવાળાં અધ્યયનો એક સાથે કે જુદે જુદે સમયે ઉમેરવામાં આવ્યાં હશે. તે અધ્યયનોમાં મળી આવતી કેટલીક વિશિષ્ટતાઓ જોતાં તે નવે અધ્યયનો એક જ લેખકની કૃતિ હોય એમ માનવાનું મન થાય છે. અને તેમાં આવતા આગમગ્રંથોના ઉલ્લેખો ધ્યાનમાં લઈએ તો એમ પણ કહી શકાય કે, શ્વેતાંબરોના આગમગ્રંથોને નિશ્ચિત સ્વરૂપ અપાયા બાદ ઘણે વખતે એ ભાગો ઉમેરવામાં આવ્યા હશે.*

---

* જો કે ચોથા અંગગ્રંથમાં ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનો જણાવવામાં આવ્યાં છે, અને કલ્પસૂત્રમાં ૩૬ અણુપૂછ્યા પ્રશ્નોનો ઉલ્લેખ છે; છતાં તે ઉલ્લેખો પોતે જ કયા સમયના છે એ જ આપણે અત્યારે ચોક્કસ કહી શકીએ તેમ નથી. પરંતુ એટલું જરૂર કહી શકીએ કે, ત્રીજા અને ચોથા અંગમાં આવતી ગણતરીઓ આગમ ગ્રંથોના પ્રાચીનતમ ભાગો—કે જેમાં ઉત્તરાધ્યયનનો પણ સમાવેશ થાય છે—કરતાં તો અર્વાચીન જ છે. કલ્પસૂત્રે આચારાંગમાંથી જ ઘણો ભાગ ઉતાર્યો છે. એટલે ઉપર જણાવેલા કલ્પસૂત્રના ઉલ્લેખને વસ્તુતાએ પ્રાચીન પરંપરાનો કેટલો ટેકો છે, તે કહી શકાય તેમ નથી.

એ નવ અધ્યયનોને આપણે એક જ લેખકની કૃતિ માનાાની હિંમત કરી પણ શકીએ; પરંતુ તે સિવાયનાં બાકીનાં અધ્યયનોની બાબતમાં તેમ કરી શકાય તેમ નથી. તેમાંનાં કેટલાંક ઉપદેશાત્મક અધ્યયનો અથવા તેવાં અધ્યયનોમાંના ઘણા ભાગો ધમ્મપદ કે સુત્તનિપાત જેવા જૂના બૌદ્ધ ગ્રંથોમાં પણ આપણે કલ્પી શકીએ. અલબત્ત તે ભાગોમાં પણ વચ્ચે વચ્ચે કેટલાક ભાગો કે શ્લોકો એવા જરૂર છે કે, જે માત્ર જૈન ગ્રંથોમાં જ મળી આવે. એ બધાં ધાર્મિક સુભાષિતો કે સૂક્તો બ્રાહ્મણ ગ્રંથોમાં પણ બહુ પ્રચલિત હતાં; અને તેમને માત્ર જૈનો કે બૌદ્ધોની જ માલકીનાં ન કહી શકાય. બ્રાહ્મણ સંપ્રદાય પણ એ બધાં સુભાષિતો કે સૂક્તોમાંથી ઘણાંખરાંનો રચયિતા હોવાનો દાવો જરૂર કરી શકે. એટલે એ પ્રાચીન 'શ્રમણ કાવ્ય' કહી શકીએ તેવા ભાગો એક જ લેખકના કે ભગવાન મહાવીરના માનવાને બદલે હિંદુસ્તાનના શ્રમણ સંપ્રદાયોમાં અતિ પ્રાચીન સમયથી ચાલતા આવેલા સામાન્ય વારસારૂપ માનવા જોઈએ. હિંદુ શું, બૌદ્ધ શું, કે જૈન શું, બધા શ્રમણ સાધુઓએ એ અખૂટ ભંડારમાંથી પોતપોતાની માન્યતાઓને અનુકૂળ થાય એવા ભાગોને પોતપોતાની રીતે સ્વીકાર્યા છે, તેમાંથી પુષ્ટિ મેળવી છે, તથા પાછો તે ભંડાર પોતાના ફાળાથી વધુ સમૃદ્ધ કર્યો છે.

એ ધાર્મિક ઉપદેશાત્મક ભાગ ઉપરાંત પ્રાચીન દંતકથાઓવાળો એક જુદો હિસ્સો ઉત્તરાધ્યયનમાં છે: ૯. નેમિરાજાનો ગૃહત્યાગ; ૧૨. હરિકેશબલ; ૧૩. ચિત્ર અને સંભૂત (બે હરિજન ભાઈઓ); ૧૪. ઇષુકાર નગરના દેવો;

૧૮. સંયત રાજા; ૧૯. મૃગાપુત્ર; ૨૦. અનાથ મુનિ; ૨૧. સમુદ્રપાલ; ૨૨. રથનેમિ; ૨૩. કેશી અને ગૌતમ; અને ૨૫. સાચો યજ્ઞ — એમ તેવાં કુલ ૧૧ અધ્યયનો છે. એમાંની કેટલીક દંતકથાઓ બ્રાહ્મણ કે બૌદ્ધ ગ્રંથોમાં પણ મળી આવે છે; એટલે તેમને પણ 'શ્રમણ-કાવ્યો'ની સામાન્ય માલિકીની જ ગણવી જોઈએ. પણ તેમાંના કેટલાક ભાગો ખસૂસ જૈન છે; અને તેમને તે સંપ્રદાયની જ પ્રાચીન દંતકથાઓના અંગભૂત માનવા જોઈએ. ૯, ૧૩, ૧૪ અને ૨૨ મા અધ્યયનની દંતકથાઓને પ્રથમ વર્ગની ગણી શકાય; અને બાકીનીને ખાસ જૈન ગણી શકાય. જો કે તેમાં પણ ૧૯ મા અધ્યયનમાં આવતું નરકનાં દુઃખોનું વર્ણન બીજે પણ મળી આવે તેમ છે; ૨૦ મા અધ્યયનમાં શ્રેણિક રાજા અને યુવાન સાધુની મુલાકાત સુત્તનિપાતના પબ્બજ્જાના સુત્તમાં આવતા વર્ણનને મળતી આવે છે; તથા ૨૨ મા અધ્યયનમાંના કેટલાક શ્લોકો સુત્તનિપાત કે ધમ્મ-પદના શ્લોકોને કાંઈક અંશે મળતા આવે છે.

આ દંતકથાઓવાળો ભાગ ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રથમ એકત્રિત કરવામાં આવ્યો હશે એમ કહી શકાય. પછી તેમાં ઉપર જણાવેલો ધાર્મિક ઉપદેશાત્મક ભાગ ઉમેરવામાં આવ્યો હશે. આમ ધાર્મિક ઉપદેશો તથા પ્રાચીન દંતકથાઓ અને કહાણીઓવાળો ભાગ મળીને મૂળ ઉત્તરાધ્યયનસૂત્ર બન્યું હશે. એ કેટલું જૂનું હશે તે કહેવું અશક્ય છે; પરંતુ પાટલિપુત્રના સંઘે ઈ. સ. પૂર્વે ૩૦૦ ના અરસામાં જૈન આગમગ્રંથો એકત્રિત કે વ્યવસ્થિત કર્યા એવી જૈન પરંપરા માની લઈએ — કે જે ન માનવાને

આપણી પાસે ખાસ કારણો નથી — તો પછી મૂળ ઉત્તરાધ્યયનસૂત્રને તે સમય જેટલું જૂનું તો ગણવું જ જોઈએ. પછીનો સૈદ્ધાંતિક મુદ્દાઓવાળો ભાગ ક્યારે તેમાં ઉમેરાયો તે બાબતમાં આપણે એટલું જ કહી શકીએ કે, ઇ. સ. ૫૨૬ના અરસામાં મળેલા વલભીના સંઘે આગમગ્રંથો છેવટના વ્યવસ્થિત કર્યા ત્યારે અત્યારના ઉત્તરાધ્યયનનો ઘણો ખરો ભાગ જરૂર અસ્તિત્વમાં આવી ગયો હશે.

એ વાત તો ચોક્કસ કે 'ઉત્તરાધ્યયનસૂત્ર' ની મુખ્ય મહત્તા તેમાં આવેલા ઉપરના પ્રાચીન ભાગોને કારણે જ છે. એ ભાગમાં જ વિશિષ્ટ જીવન અને સાધનને વરેલા શ્રમણ સંપ્રદાયોએ એકઠી કરેલી કે પછીના સાધકોને માર્ગદર્શન થાય તે માટે સોંપેલી ગાથાઓ અને કથાઓનો સમાવેશ થાય છે. જૈન શ્રમણોએ પોતાની કઠોર કે એકાકી સાધનામાં જે ગાથાઓ દ્વારા પ્રેરણા અને માર્ગદર્શન મેળવ્યાં, તેમજ જે ગાથાઓને પોતાની પાછળ આવનારાઓને માટે તેમણે અમૂલ્ય રત્નોની માફક કાળજીથી સંઘરી રાખી અને નષ્ટ ન થવા દીધી, તે ગાથાઓનું આપણને આ ગ્રંથમાં દર્શન થાય છે. આખા ગ્રંથમાં કેટલુંક અર્વાચીન ભલે હો, પણ તેમાં જે પ્રાચીન છે, તે ખરેખર પ્રાચીન છે, અને તે આપણને તેમાં જ મળી શકે તેમ છે. તે ધાર્મિક ઉપદેશાત્મક ભાગો જ અતિ પ્રાચીન કાળથી જૈન સમાજને આકર્ષતા આવ્યા છે. જૈનોના સ્થાનકવાસી અને શ્વેતાંબર એ બંને ફિરકાઓને ઉત્તરાધ્યયન સૂત્ર પૂર્ણ રીતે માન્ય છે; દિગંબરો તો બીજાં આગમોની પેઠે આ ગ્રંથને પણ છોડી બેઠા છે; પરંતુ વસ્તુતાએ

જોઈએ તો આ ગ્રંથમાં તેમની માન્યતાને પ્રતિકૂળ એવું કાંઈજ નથી જૈન શું, કે જૈનેતર શું, કોઈને પણ અતિ પ્રાચીન કાળના 'શ્રમણકાવ્ય' કહી શકાય તેવા તેજસ્વી સાહિત્યનો પરિચય કરવો હોય, તો 'ઉત્તરાધ્યયનસૂત્ર' જતું કર્યે છૂટકો જ નથી.

૨

આપણે ઉપર જોઈ આવ્યા કે ઉત્તરાધ્યયનમાં છેવટે કેટલોક સૈદ્ધાંતિક ભાગ સંગ્રહાયેલો છે. એ વિભાગ પોતે ભલે પછીના વખતમાં ઉમેરાયો હો, પરંતુ એ વિભાગને મળતી કાંઈક પણ જૂની સૈદ્ધાંતિક પરંપરા તો પહેલાં પણ હશે જ. એક રીતે એમ જ કહેવું જોઈએ, કે એ સૈદ્ધાંતિક પરંપરાને અનુકૂળ એવા ઉપદેશો અને કથાઓનો જ ઉત્તરાધ્યયનમાં સંગ્રહ છે. અને એ દૃષ્ટિએ આખા ઉત્તરાધ્યયનને એક સળંગ ગ્રંથ તરીકે જોવામાં કશો વાંધો નડે તેમ નથી. અલબત્ત એ સૈદ્ધાંતિક ભાગ અતિ પારિભાષિક અને અતિ સંક્ષિપ્ત છે. ૨૯ મા અધ્યયનમાં તો આખા જૈન સિદ્ધાંતને એક — બે — ત્રણ — ચાર એ પ્રમાણે ૭૩ સુધીના સંખ્યાનુક્રમ સાથે સાંકળીને રજૂ કર્યો છે. તત્ત્વોનું એવું નિરૂપણ પરિભાષા તેમજ આખા સિદ્ધાંત સાથે નિકટનો પરિચય માગી લે છે. એટલે એ ભાગ જૈનેતર વાચકને કે શરૂઆતના જૈન અભ્યાસીને પણ નીરસ કે મુશ્કેલ જ લાગવાનો. પરંતુ, જો જૈન આચાર જૈન સિદ્ધાંતના પાયા ઉપર જ રચાયો હોય — અને વાસ્તવિક રીતે પણ તેમ જ છે — તો વાચકે શરૂઆતમાં જ જૈન સિદ્ધાંતની આછી

રૂપરેખા સાથે પરિચિત થઈ જવું અતિ આવશ્યક છે. આપણે પ્રથમ તેમ જ કરીએ.

બીજાં ભારતીય દર્શનોની જેમ જૈન દર્શનનું પણ મૂળ પ્રયોજન મોક્ષ છે. તેમની પેઠે જ તે પણ માને છે કે આત્માની સદેહ સ્થિતિ એ જ દુઃખનું મૂળ છે. જ્યાં સુધી આત્માને દેહબંધન છે, ત્યાં સુધી તેને અંતિમ દુઃખમુક્તિ કે સુખપ્રાપ્તિ થવાનાં જ નથી. તેથી આત્માનું સ્વાભાવિક સ્વરૂપ શું છે, અને તેને દેહ શાથી પ્રાપ્ત થયો છે એ જાણવું, અને તે જાણી તેને દૂર કરવાનો ઉપાય યોજવો, એ જ મનુષ્યજીવનનો પરમ પુરુષાર્થ છે. જૈનદર્શનનું એવું મંતવ્ય છે કે, એ બધું જાણવાનો ઉપાય 'સદ્ધર્મ' સિવાય બીજો કોઈ નથી. 'સદ્ધર્મ' એટલે જ્ઞાની પુરુષોએ વર્ણવેલું ભાવોનું યથાર્થ સ્વરૂપ. જેના આત્મા ઉપરથી મોહનીય, આવરણીય, અંતરાયક વગેરે કર્મબંધનો દૂર થવાથી જેને આત્માના શુદ્ધ જ્ઞાનસ્વરૂપની પ્રાપ્તિ થઈ છે, તેવો પુરુષ બધા ભાવોને યથાતથ જાણી તથા વર્ણવી શકે છે. તેથી કેવળજ્ઞાની જિનોએ વર્ણવેલા ભાવો જાણવા, તેમાં શ્રદ્ધા કરવી અને તે પ્રમાણે આચરણ કરવું એ જ 'મોક્ષમાર્ગ' છે.

પરંતુ, અહીં પ્રશ્ન ઊભો થાય કે, સદ્ધર્મ કહેવાતા માર્ગો તો અનેક છે; તેમ જ દરેક ધર્મનો અનુયાયી પોતાના ધર્મપ્રવર્તકને 'વસ્તુસ્વરૂપને યથાતથ જાણનાર જિન' અને મુક્ત માનતો હોય છે. તો પછી કયો તીર્થંકર મુક્ત અને કોનો ધર્મ સદ્ધર્મ એ કેમ કરીને નક્કી કરવું? તથા તે નક્કી ન થાય ત્યાંસુધી કોઈ પણ જ્ઞાની કે તેના ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી તે અનુસાર આચરણ પણ ક્યાંથી થાય? આ પ્રશ્નનો

જવાબ ૨૮મા અધ્યયનમાં સુચવવામાં આવ્યો છે. તેમાં (પા. ૧૬૪) સાચી શ્રદ્ધા અથવા દર્શન ઉત્પન્ન થવાનાં દશ કારણો ગણાવતાં જણાવ્યું છે કે, અનાદિકાળના સંસાર-પ્રવાહમાં તરેહતરેહનાં દુઃખોનો અનુભવ કરતાં કરતાં કોઈ યોગ્ય આત્મામાં કોઈક વાર એવી ચિત્તશુદ્ધિ થઈ જાય છે કે, એ આત્માને તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગદ્વેષની તીવ્રતા મટી જતાં સત્ય માટેની જાગરૂકતા પ્રાપ્ત થાય છે. એવા આત્માને પછી કોઈના ઉપદેશ વિના પોતાની સાહજિક બુદ્ધિથી જ 'અમુક સિદ્ધાંત સત્ય છે, એ એમ જ છે' એવી શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે. બીજા કેટલાક લોકોને કોઈ પ્રત્યક્ષ સાધક કે સંતના ઉપદેશથી તે સિદ્ધાંતમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. બીજા કોઈને તે સિદ્ધાંતના ગ્રંથોના અભ્યાસથી તેમાં શ્રદ્ધા થાય છે; અથવા કોઈને તે સિદ્ધાંતમાં કહેલી ક્રિયાઓ આચરતાં કાંઈક ખાતરી કે લાભ થવાથી તેમાં શ્રદ્ધા થાય છે. એટલે કે એ શ્રદ્ધા થવામાં કોઈ અમુક ખાસ કારણ નથી હોતું; પરંતુ કોઈ પણ કારણથી નીપજેલો અંધશ્રદ્ધાનો ત્યાગ, રાગદ્વેષનો અભાવ અને સત્ય માટેની જાગરૂકતા, એ જ મુખ્યત્વે કારણભૂત હોય છે; અને એ જ યથાર્થ પણ છે.

જ્યાં સુધી કોઈ પણ સિદ્ધાંતમાં તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તે સિદ્ધાંતનું માત્ર જ્ઞાન કાંઈ ઉપયોગી થતું નથી. તેથી ઉત્તરાધ્યયનમાં તેને માટે સત્સંગરૂપી ઉપાય ઉપર બહુ ભાર મૂક્યો છે. સંતના સહવાસમાં જ માણસમાં જોઈતી ચિત્તશુદ્ધિ અને સત્ય માટેની જાગરૂકતા ઉત્પન્ન થાય છે. પરંતુ તેમના સહવાસમાં રહેવાનું મળે

તે માટે અન્ય જંજાળો અને પ્રવૃત્તિઓનો ત્યાગ આવશ્યક છે, અમુક પ્રકારની સહિષ્ણુતા અથવા તિતિક્ષા આવશ્યક છે, અમુક પ્રકારનાં આત્મનિગ્રહ તથા અપ્રમાદ આવશ્યક છે; અને એ બધાના સરવાળા તથા પ્રતીકરૂપ સંન્યાસ આવશ્યક છે. જૈનધર્મ ગૃહસ્થાશ્રમમાં મોક્ષ ન જ થાય એમ નથી માનતો (પા. ૨૪). મુક્ત જીવોના વર્ગો ગણાવતાં (પા. ૨૫૦) સ્ત્રીશરીરથી થયેલા, જૈન સાધુ થઈને થયેલા, અન્ય સંપ્રદાયના સાધુ થઈને થયેલા કે ગૃહસ્થાશ્રમમાંથી થયેલા એવા વર્ગો પણ તે સ્વીકારે છે. પરંતુ ગૃહસ્થાશ્રમને 'બહુ અંતરાયવાળો' માની, તથા તેમાં સંપૂર્ણ સદ્ધર્મનું પાલન શક્ય ન હોવાથી, તે સંન્યાસ અને ભિક્ષાવૃત્તિને જ આવશ્યક માને છે. અને તેથી ઉત્તરાધ્યયનમાં શું, કે અન્ય આગમગ્રંથોમાં શું, "સત્પુરુષો પાસેથી ધર્મ સમજીને, આકાંક્ષા તથા કામાભિલાષ વિનાના સરળ પુરુષો આત્માના કલ્યાણમાં તત્પર થાય છે, અને સર્વ સંબંધોનો ત્યાગ કરી, રાગરહિત થઈ, અજ્ઞાતભાવે ભિક્ષાચર્યા કરતા વિચરે છે," એવાં વાક્યો ઠેરઠેર આવે છે.

ઉપરના ફકરાઓમાં 'સત્પુરુષ પાસેથી' જે વિપુલ અર્થવાળું જ્ઞાન મેળવવાની વાત કરી છે, તેનું જૈનદર્શન પ્રમાણે શું સ્વરૂપ છે તે હવે જોઈએ. ૨૮મા અધ્યયનમાં (પા. ૧૬૨) કહ્યું છે કે, 'જ્ઞાન એટલે જીવ વગેરે દ્રવ્યોની યથાર્થ સમજ. જ્ઞાની પુરુષોએ સર્વે દ્રવ્યો, તેમના સર્વે ગુણો અને તેમના સર્વે પર્યાયો (પરિણામો)નું યથાર્થ જ્ઞાન ઉપદેશ્યું છે.' આપણે અહીં ૨૮ મા તેમજ ૩૬ મા અધ્યયનમાં આપેલા તે જ્ઞાનની તમામ વિગતોની પુનરુક્તિ ન

કરતાં, જૈન દર્શન પ્રમાણે જીવ અને તેના બંધનનું સ્વરૂપ શું છે, તથા તેમાંથી છૂટવાના ઉપાય શા છે, તે ટૂંકમાં સમજી લઈએ.

જૈન દર્શન પ્રમાણે આ સમગ્ર લોક જીવ તથા અજીવ એ બે તત્ત્વોનો બનેલો છે. જીવ અથવા આત્મા અજીવની પેઠે અનાદિસિદ્ધ સ્વતંત્ર દ્રવ્ય છે. એ અરૂપી હોવાથી ઇંદ્રિયગ્રાહ્ય નથી. બોધરૂપ ચેતનવ્યાપાર ('ઉપયોગ') એ તેનું લક્ષણ છે. સાંખ્ય–વેદાંતની માફક જૈનદર્શનમાં જીવને કૂટસ્થ-નિત્ય એટલે કે અપરિણામી–અચલ માન્યો નથી; પરંતુ બીજા જડ પદાર્થો જેવો પરિણામી માન્યો છે; પરંતુ તેનો અર્થ એ નથી કે, તે (બૌદ્ધ દર્શનની માન્યતા પ્રમાણે) કોઈ અખંડ સૂત્રરૂપ સ્થિર તત્ત્વ વિનાનાં પરિણામોનો પ્રવાહમાત્ર છે. તે નિત્ય છે અને છતાં પરિણામી છે, એટલે કે પરિણામી–નિત્ય છે. જીવો અનંત છે; અને સંસારી અવસ્થામાં હંમેશાં કર્મ નામના જડ દ્રવ્ય સાથે સંબદ્ધ સ્થિતિમાં હોય છે. એ કર્મસંબંધને પરિણામે જ તેમનું સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપ ઢંકાઈ જાય છે; અને તેમનામાં રાગદ્વેષાદિ વિભાવો પેદા થાય છે. એ વિભાવોને કારણે પાછું તત્પ્રેરિત પ્રવૃત્તિથી નવું કર્મબંધન પ્રાપ્ત થાય છે અને એ રીતે સંસારચક્ર ચાલ્યા કરે છે. સંસારી જીવને એ કર્માદિ સાથે સંબંધ કેવી રીતે અને ક્યારે થયો એ કહી શકાય તેમ નથી; કારણ કે જીવ પોતે સ્વભાવે તો શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે. તેને કર્મનો સંબંધ હોય છે ત્યારે જ તેનામાં રાગાદિ વિભાવો પેદા થાય છે; અને રાગાદિ વિભાવો જીવમાં હોય છે ત્યારે જ તેને કર્મબંધ પ્રાપ્ત

થાય છે. એટલે એ બીજ અને વૃક્ષ જેવા ચક્રના આદિનો વિચાર જતો કરી, કોઈ પણ એક જગાએ તે સાંકળને પકડી તેનાં પછીનાં પરિણામો સમજીએ એ જ બસ છે.

ઉપર કહ્યું તે પ્રમાણે જીવમાત્ર કાયા–મન–વાણીથી જ્યારે જ્યારે કાંઈ પ્રવૃત્તિ કરે છે, ત્યારે તેની આસપાસના ક્ષેત્રમાંથી એક ખાસ પ્રકારની અતિ સૂક્ષ્મ રજ તેમાં ખેંચાઈ કર્મરૂપે પરિણામ પામી તેની સાથે બંધાય છે. તે રજ જીવ સાથે ચોંટી તેની વિવિધ સ્વાભાવિક શક્તિઓને આવરી લે છે, મૂઢ કરે છે, અંતરાય કરે છે તથા જીવને અમુક સુખદુઃખનો અનુભવ, વિશિષ્ટ આયુષ્ય, જાતિ કે ગોત્ર પ્રાપ્ત કરાવે છે. આમ સંસારાવસ્થામાં જીવને તેનાં કર્મને અનુરૂપ ઇંદ્રિય મન, શરીર વગેરે સાધનો કે બંધનો પ્રાપ્ત થાય છે.* એ બધા કર્મબંધનનું કારણ જીવની મન-વાણી-કાયાની પ્રવૃત્તિ (એટલે કે જૈન પરિભાષામાં) 'યોગ' છે. એ પ્રવૃત્તિઓથી જ જીવમાં કર્મનું આસ્રવણ થાય છે; તેથી તે પ્રવૃત્તિઓ જૈન પરિભાષામાં 'આસ્રવ' કહેવાય છે. પરંતુ તેમાં સમજવાનું એ છે કે, તે પ્રવૃત્તિ ક્રોધ, લોભ વગેરે મલિન વૃત્તિઓ (જૈનપરિભાષામાં 'કષાયો') પૂર્વક થઈ હોય તો જ જીવમાં કર્મ દાખલ થઈ ચોંટી જાય છે; નહિ તો સૂકી ભીંત ઉપર નાખેલા લાકડાના ગોળાની પેઠે લાગીને તરત જ છૂટી જાય છે.

* દરેક જીવનું કદ તેને તે વખતે જે દેહ મળ્યો હોય છે. તેટલું હોય છે. એટલે કે જૈનદર્શનને મતે જીવ માત્ર વિભુ નથી, કે માત્ર અણુ પણ નથી; પરંતુ દીવાનો પ્રકાશ તેના ઉપર જે કદનું ઢાંકણું ઊંધું પાડ્યું હોય તેટલો થાય છે, તેમ તેનું પણ છે.

આ પ્રમાણે ટૂંકમાં જીવના કર્મબંધનનું સ્વરૂપ છે. હવે તેમાંથી કેમ કરીને છૂટી શકાય તે જોઈએ. એક વાત તો ઉઘાડી જ છે કે, જીવને કર્મમુક્ત કરવો હોય તો પ્રથમ તો તેમાં નવું કર્મ આવતું અટકાવવું જોઈએ અને બીજું, જે કર્મ અગાઉ લાગી ચૂકયું હોય તેને દૂર કરવું જોઈએ. નવું કર્મ હંમેશાં પાપપ્રવૃત્તિઓને કારણે બંધાય છે; એટલે તે પાપપ્રવૃત્તિઓ બંધ કરો તો નવું કર્મ આવતું બંધ થાય. તે વસ્તુને જૈન પરિભાષામાં 'સંવર' (ઢાંકવું — બંધ કરવું) કહે છે. સંવર સિદ્ધ કરવાના મુખ્યત્વે સાત ઉપાય બતાવવામાં આવે છે. તેમની વ્યાખ્યા તથા તેમનું વિગતવાર વર્ણન પા. ૪૬, ટિ. ૩ માં આપ્યું હોવાથી અહીં પુનરુક્તિ કરવાની જરૂર નથી.

એ પ્રમાણે સંવરથી નવું કર્મબંધન થતું તો રોકયું; પરંતુ પૂર્વે બંધાયેલાં જે કર્મો બાકી રહ્યાં તેમનું શું? કર્મ સામાન્ય રીતે તેનું ફળ ભોગવાઈ રહે એટલે આત્મામાંથી ખરી પડે છે. એ ખરી પડવાની ક્રિયાને જૈન પરિભાષામાં 'નિર્જરા' કહે છે. પરંતુ, એ રીતે ભોગવી ભોગવીને જ કર્મ દૂર કરવા જઈએ તો અનંત જન્મોથી બંધાયેલાં કર્મોનો કદી પાર જ ન આવે. એટલે તે કર્મોને દૂર કરવા માટે જૈન ધર્મ તપનો સ્વીકાર કરે છે. તપના બળથી ફળ આપ્યા પહેલાં જ કર્મ આત્મામાંથી છૂટું પડી શકે છે. અલબત્ત એ તપ દ્વારા જે કષ્ટ ભોગવાય છે તેને જ તે કર્મનું ફળ એમ જરૂર કહી શકો; પરંતુ બંધાયેલાં કર્મોને દૂર કરવાની તપની વિશિષ્ટ શક્તિનો જૈન ધર્મમાં સ્પષ્ટ સ્વીકાર થયેલો છે. તપના આંતર અને

આજ્ઞ એવા બે મુખ્ય પ્રકાર, તથા તે દરેકની જુદી જુદી વિગતો અધ્યયન ૩૦ માં ( પા. ૧૯૮ ) વિસ્તારથી વર્ણવ્યાં છે, એટલે અહીં તેમની પુનરુક્તિ કરવાની જરૂર નથી. પરંતુ તપના બાર વિભાગોમાંથી છેલ્લા વિભાગ તરીકે 'ધ્યાન' જણાવવામાં આવ્યું છે, તેના ઉપર અહીં કંઈક ભાર મૂકવો જોઈએ. ઉપવાસ, ઓછું ખાવું, કાયક્લેશ, પ્રાયશ્ચિત્ત, વિનય, શુશ્રૂષા, સ્વાધ્યાય, વગેરે તપના અન્ય વિભાગો એક રીતે ધ્યાનને પુષ્ટ કરવા માટે જ છે; અને વાસ્તવિક રીતે ધ્યાન જ કર્મનો સીધો અને સચોટ ક્ષય કરે છે. એટલે જૈન સાધનામાર્ગને બારીકાઈથી તપાસીએ તો તેનું મુખ્ય અને અંતિમ સાધન ધ્યાન જ આવીને ઊભું રહે છે. એ રીતે એ માર્ગને ધ્યાનમાર્ગ જ કહી શકાય. અલબત્ત, માત્ર ધ્યાન બસ નથી; ધ્યાનની સાથે સાથે નવાં કર્મો બંધાતાં અટકાવવા 'સંયમ'ની આવશ્યકતા તો છે જ. પરંતુ કર્મો દૂર કરવાનું અંતિમ સાધન તો ધ્યાન જ છે.

જૈનદર્શન એમ માને છે કે એ ધ્યાન ગમે તેવા બાંધાવાળા શરીરથી સિદ્ધ થઈ શકે તેમ નથી. કારણકે ધ્યાન કરવામાં જોઈતા માનસિક બળ માટે વિશિષ્ટ શારીરિક બળ જોઈએ છે. માનસિક બળનો એક — મુખ્ય આધાર શરીર છે; અને શરીરબળ શારીરિક બંધારણ ઉપર નિર્ભર છે. એટલે, જેટલે અંશે શારીરિક બંધારણ નબળું, તેટલે અંશે મનોબળ ઓછું, અને તેટલે અંશે ચિત્તની સ્થિરતા ઓછી. નબળા બંધારણવાળો કોઈ પણ વિષયમાં જે

એકાગ્રતા સાધી શકે છે, તે એટલી બધી ઓછી હોય છે કે તેની ગણના ધ્યાનમાં થઈ શકતી નથી.*

ઉત્તમ બંધારણવાળાનું એક વિષયમાં અંતઃકરણની વૃત્તિનું સ્થાપન તે ધ્યાન. એ વ્યાખ્યા મુજબ તો અપ્રિય વસ્તુના વિયોગ માટે, પ્રિય વસ્તુની પ્રાપ્તિ માટે, કે હિંસા, અસત્ય, ચોરી વગેરે માટે જે સતત ચિંતન થાય તે પણ ધ્યાન ગણાય. પરંતુ તે ધ્યાન મોક્ષનું સાધનભૂત નથી. પરંતુ જિનભગવાનની આજ્ઞા શી છે, દોષનું સ્વરૂપ શું છે, તેમાંથી કેમ છુટાય વગેરે ધાર્મિક બાબતોનું ચિંતન એ ભલે ખાસ ધ્યાન ન હોય, તોપણ તેના સાધનભૂત હોઈ સ્વીકાર્ય છે. ખરું ધ્યાન તો ત્યારે સંભવે જ્યારે આખા જગતના ભિન્ન ભિન્ન વિષયોમાં અસ્થિરપણે ભટકતા મનને કોઈ પણ એક વિષય ઉપર લાવી સ્થિર કરવામાં આવે છે. એ સ્થિરતા દૃઢ થતાં, જેમ ઘણાં ઈંધણો કાઢી લેવાથી અને બચેલાં થોડાં સળગાવી દેવાથી અગર તમામ ઈંધણો લઈ લેવાથી અગ્નિ ઓલવાઈ જાય છે, તેમ ક્રમે ક્રમે એક વિષય ઉપર સ્થિરતા આવતાં છેવટે મન તદ્દન શાંત થઈ જાય છે. અર્થાત્ તેનું ચંચલપણું દૂર થઈ, તે નિષ્પ્રકંપ બની જાય છે અને પરિણામે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી સર્વજ્ઞપણું પ્રગટે છે. ત્યારબાદ શરીરની શ્વાસપ્રશ્વાસાદિ સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જાય અને આત્મપ્રદેશનું સર્વથા

* જૈનદર્શને શરીરનાં જુદા જુદા પ્રકારનાં બંધારણોના જે છ વિભાગ પાડ્યા છે, તેમની વિગત માટે જુઓ આ પુસ્તકનું પા. ૧૨૯, ટિ. નં. ૧.

અકંપપણું પ્રગટે, ત્યારે એ ધ્યાનને પ્રભાવે સર્વ આસ્રવ અને બંધનો નિરોધ થઈ, તથા શેષ સર્વ કર્મ ક્ષીણ થઈ મોક્ષ પ્રાપ્ત થાય છે.

મોક્ષ પ્રાપ્ત થતા પહેલાં કેવલજ્ઞાન તથા દર્શન (સર્વજ્ઞત્વ અને સર્વદર્શિત્વ)ની પ્રાપ્તિ જૈનદર્શનમાં અનિવાર્ય મનાઈ છે. પ્રતિબંધક કર્મ નાશ પામવાથી ચેતના નિરાવરણ થવાને લીધે તે પ્રગટ થાય છે.

મોક્ષની સ્થિતિ કર્મના આત્યંતિક ક્ષય વિના નથી સંભવતી. મોહનીય, આવરણીય, અંતરાયક વગેરે કર્મો ક્ષય પામે એટલે વીતરાગત્વ અને સર્વજ્ઞત્વ પ્રગટે છે. તેમ છતાં જે શરીર પ્રાપ્ત થયું છે તેનાં આરંભક આયુષ્ય વગેરે કર્મો* બાકી હોય ત્યાં સુધી સંપૂર્ણ મોક્ષ થયો ન કહેવાય. જ્યારે એ કર્મોનો ક્ષય થઈ શરીર પડી જાય ત્યારે સંપૂર્ણ મોક્ષ થયો કહેવાય. એ કર્મોનો ક્ષય તેમનું ફળ ભોગવવાથી જ થાય છે. તે પ્રમાણે સંપૂર્ણ કર્મ નાશ પામે એટલે શરીરનો વિયોગ થતાં જીવ તરત જ ઊર્ધ્વગતિ કરે છે અને છેક લોકના અંત સુધી જઈને અટકે છે. જીવની સ્વાભાવિક ગતિ જ ઊર્ધ્વ છે. જીવ ગતિ નથી કરતો અથવા નીચી કે તીરછી દિશામાં ગતિ કરે છે તેનું કારણ પ્રતિબંધક દ્રવ્યનો સંબંધ છે. કર્મનો સંગ છૂટ્યો એટલે

* તેમને જૈન પરિભાષામાં 'ચાર કેવલીકર્માંશો' કહે છે. તેમની વિગત માટે જુઓ પા. ૧૮૬.

જીવ પોતાની સ્વાભાવિક ઊર્ધ્વગતિથી ઊંચે ચાલ્યો જાય છે, અને ત્યાં લોકની ટોચે આવેલા સિદ્ધ ક્ષેત્રમાં ('સિદ્ધાશિલા' ઉપર) જઈને રહે છે. (જુઓ પા. ૨૫૧-૨). મુક્ત થયેલા જીવોમાં બીજો કશો ભેદ નથી રહેતો, છતાં જૈન દર્શન જીવોને અનંત માનતું હોવાથી, મુક્ત જીવો એક બીજામાં ભળી જઈ એક આત્મારૂપ થઈ જાય છે એમ નથી કહેતું.

## ૩

જૈન દર્શન પ્રમાણે કર્મબંધનનું અને તેમાંથી છૂટવાની સાધનાનું સ્વરૂપ ટૂંકમાં આપણે જોઈ આવ્યા. તે ઉપરથી જે એક બે મુદ્દાઓ ઉપસ્થિત થાય છે તે હવે આપણે વિચારીએ. એક વાત તો સ્પષ્ટ છે કે, અમુક સૈદ્ધાંતિક માન્યતાઓ બાદ કરતાં, બાકીના સાધનામાર્ગમાં જૈન દર્શન બીજા બૌદ્ધ, હિંદુ વગેરે આર્ય સાધનામાર્ગોથી ખાસ જુદું નથી પડતું. અલબત્ત તેમાં ઈશ્વરની પૂજા, ભક્તિ વગેરે કેટલાંક અંગોનો સમાવેશ નથી થતો; પરંતુ, તેને માત્ર જૈનધર્મની જ વિશેષતા ન કહી શકાય. સાંખ્યો પણ ઈશ્વરવાદી નથી જ, તેમજ તેમની સાધનામાં પણ ઈશ્વરની પૂજા-ભક્તિને વિશેષ સ્થાન નથી. એક રીતે જૈન ધર્મ તો ઈશ્વરની પૂજાને બદલે સિદ્ધો કે મહાન આત્માઓની પૂજા-ભક્તિને સ્વીકારે પણ છે. ૨૯ મા અધ્યયનમાં સાધકના ગુણો વર્ણવતાં ૧૪ મા ગુણ તરીકે 'સ્તવસ્તુતિમંગળ' નામનો ગુણ સ્વીકાર્યો છે, તથા એવાં સ્તવન અને સ્તુતિથી 'જીવ જ્ઞાન-દર્શન-

ચારિત્રરૂપી સદ્ધર્મ (બોધિ) પ્રાપ્ત કરે છે; તથા પછી એવી આરાધના કરી શકે છે કે જેથી તે સંસારનો અંત લાવી મુક્ત થાય છે કે ઉચ્ચ દેવગતિ પ્રાપ્ત કરે છે,' એમ કહ્યું છે. આમ ભક્તિના તત્ત્વને છેક મોક્ષ સુધી પહોંચતું જૈન સાધનાએ સ્વીકાર્યું જ છે. પ્રવૃત્તિમાત્રને કર્મબંધનનું કારણ માનનાર જૈન સાધના તે રીતે નિષ્કામ કર્મમાર્ગનો સ્વીકાર કરતી નથી. પરંતુ, એક રીતે તેનો પણ થોડોઘણો સ્વીકાર "ઈર્યાપથિક કર્મોથી બંધન પ્રાપ્ત નથી થતું" એ સિદ્ધાંતમાં તેમ જ 'જ્ઞાની કે ગુરુની અથવા સાધર્મીની નિષ્કામ સેવાશુશ્રૂષા'ના આપેક્ષિક વિધાનમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. જો કે આધુનિક નિષ્કામ કર્મમાર્ગની કલ્પના જૈનદર્શને વિચારી જ નથી; પરંતુ તે વસ્તુ તો પ્રાચીન અન્ય આર્ય સાધનામાર્ગોને વિષે પણ કહી શકાય.

તો પછી, જો સાધનામાર્ગમાં જૈન દર્શનને કશું નવું બતાવવાપણું નહોતું, તો સિદ્ધાંતની બાબતમાં ફેરફાર કરવાનું તેને શું કારણ મળ્યું એ પ્રશ્ન સહેજે ઊભો થાય-છે. ઉપરાંત જે ફેરફાર તેણે કર્યા છે તે માત્ર ન્યાયની દલીલો સામે ટકી રહે તેવા પણ નથી. આત્માને સ્વભાવે શુદ્ધ-બુદ્ધ-મુક્ત તથા નિત્ય માનવો, અને છતાં સંસારાવસ્થામાં વસ્તુતાએ જ કર્તા, ભોક્તા અને પરિણામી માનવો; સિદ્ધ અથવા મુક્ત જીવોમાં તત્ત્વની દૃષ્ટિએ ગુણ વગેરેનો કાંઈ ફરક ન હોવા છતાં તેમને ભિન્ન ભિન્ન માનવા વગેરે બાબતો પ્રથમ દૃષ્ટિએ જ ખૂંચે છે. આ બધાનો જવાબ જૈન દર્શને ખાસ કરેલા નયવાદ અને સ્યાદ્વાદના સ્વીકારમાં આપણને સૂચિત થાય છે. નયવાદ એટલે વિચારોની મીમાંસા: વિરોધી દેખાતા

વિચારોના વાસ્તવિક અવિરોધનું મૂળ તપાસનાર અને તેમ કરી તેવા વિચારોનો સમન્વય કરનાર શાસ્ત્ર. મનુષ્યની જ્ઞાનવૃત્તિ સામાન્ય રીતે અધૂરી હોય છે, અને પ્રત્યેક વસ્તુ અનેકધર્માત્મક હોય છે. એટલે મનુષ્ય કદી કોઈ વસ્તુને સંપૂર્ણ રીતે જાણી શકતો નથી. અને છતાં પોતાના પ્રયોજન પૂરતું અમુક અપેક્ષાએ વસ્તુનું અમુક સ્વરૂપ સ્વીકારીને જ જગતનો વ્યવહાર ચાલી રહ્યો છે. એટલે વ્યવહારનું સત્ય આપેક્ષિક જ હોવાનું. પરંતુ તેમાં યાદ રાખવાનું એટલું કે, બીજી અપેક્ષાએ તે જ વસ્તુનું સ્વરૂપ બીજો કોઈ આપણાથી જુદું માનતો હોય તો તેનો વિરોધ કરવા કરતાં, તેની અપેક્ષા કેવી છે કે કેટલી સાચી છે તે તપાસવું એ જ જરૂરી છે. દાખલા તરીકે, જીવનો કર્મ સાથેનો સંબંધ કેટલાક ભ્રમરૂપ માને છે; સ્યાદ્વાદ કહેશે કે, તેમને તેમની અપેક્ષાએ તેમ માનવાની છૂટ છે; પરંતુ જો તે સંબંધ ભ્રમરૂપ માનીને પણ તેમાંથી છૂટવાનું તો સાથેસાથ જ હોય, તો પછી વધુ સરળ માર્ગ 'જીવને કર્મબંધન વાસ્તવિક જ છે' એમ માનવું એ નથી? જૈન ધર્મે જે કર્યું છે તે આ કર્યું છે. તેણે અંતિમ મોક્ષ અને તેને માટેના પ્રયત્નનો વિચાર કાયમ રાખી, તેને માટે આવશ્યક એવો સિદ્ધાંત તારવી કાઢ્યો; અને અગમ્ય વસ્તુઓમાં ફાંફાં મારી પાછી પડતી અને અટવાતી બુદ્ધિને નિષ્ફળ પ્રયત્નમાંથી મુક્ત કરી. તેથી જ જૈનદર્શનને 'संविग्गसुहाहिगम्म'—'મુમુક્ષુને સમજવામાં સહેલું' એવું વિશેષણ મળ્યું. તે જમાનામાં આમ કરવાની બીજી રીતે પણ આવશ્યકતા ઊભી થઈ હતી. માણસની વિકૃત બુદ્ધિ તે વખતે પ્રચલિત ઈશ્વરકર્તૃવાદ,

માયાવાદ, એકાત્મવાદ વગેરે તાત્ત્વિક સિદ્ધાંતોમાંથી અક્રિયાવાદ નિષ્પન્ન કરી રહી હતી. એ વસ્તુ દૂર કરવા માટે ક્રિયાવાદને સીધો જરૂરી એવો સિદ્ધાંત રજૂ કરવાની આવશ્યકતા હતી. તીર્થંકરોએ એ વસ્તુ જોઈ અને ન્યાયશાસ્ત્રની જટિલતાઓમાં કુશાગ્ર બનેલા જમાનામાં પણ હિંમતભેર ન્યાયની સંગતતા જતી કરી, આચારની સંગતતાને જે પ્રાધાન્ય આપ્યું, એ જ તેમનો તે જમાના ઉપરનો મોટો ઉપકાર છે.*

એટલે આપણે તો ઉત્તરાધ્યયનના સૈદ્ધાંતિક ભાગ ઉપર ભાર મૂકવાને બદલે તેમાં જે ઉપદેશાત્મક ભાગ છે તેના ઉપર જ ભાર મૂકવો ઉચિત છે. શ્રીરાજચંદ્રે જ નથી કહ્યું કે, "જિનાગમ છે તે ઉપશમસ્વરૂપ છે. ઉપશમસ્વરૂપ એવા પુરુષોએ ઉપશમને અર્થે તે પ્રરૂપ્યાં છે — ઉપદેશ્યાં છે. તે ઉપદેશ આત્માર્થે છે અન્ય । કોઈ પ્રયોજન અર્થે નથી.

* એ જ ક્રિયાવાદની મનુષ્યબુદ્ધિએ અત્યારે કેવી વિકૃતિ કરી મૂકી છે, અને પોતાના આત્મા ઉપર કર્મ ન બંધાય તે માટે તેનો ભાર બીજાના આત્મા ઉપર નાખીને છૂટા થવાની કેવી અધાર્મિક અને અસામાજિક ભાવના ઊભી કરી છે, તેના દાખલા વાણિયાશાહી જૈનધર્મમાં ઠેરઠેર જોવા મળે છે. જાતે ખેતી ન કરવી, ઘરમાં પહેલો પોતે દીવો ન સળગાવવો, અગ્નિ પણ બીજા અજૈનને ત્યાંથી સળગેલો લાવી પોતાની હિંસાનો ભાર પાડોશીને આપવો — એ બધાં કાર્યોમાં દયા પણ નથી, ધર્મ પણ નથી, અને 'દયાધર્મ' નામ પામનાર જૈનધર્મની ચોખ્ખી ઠેકડી જ છે.

આત્માર્થમાં જો તેનું આરાધન કરવામાં ન આવ્યું, તો તે જિનાગમનું શ્રવણ-વાચન નિષ્ફળરૂપ છે.

"જ્યાંસુધી પ્રથમ વૈરાગ્ય અને ઉપશમનું બળ દૃઢપણે જીવમાં આવ્યું ન હોય ત્યાંસુધી 'એક આત્મા છે' કે 'અનેક આત્મા છે' ઇત્યાદિ વિચારથી ચિત્તનું સમાધાન થવાને બદલે ચંચળપણું પ્રાપ્ત થાય છે અને વિચારનો નિરધાર પ્રાપ્ત થતો નથી, તથા ચિત્ત વિક્ષેપ પામી યથાર્થ-પણે પછી વૈરાગ્ય ઉપશમને ધારણ કરી શકતું નથી... તેથી (શાસ્ત્રમાં) સિદ્ધાંતબોધ કરતાં વિશેષપણે વૈરાગ્ય અને ઉપશમને કથન કર્યો છે...વેદાંત અને જિનાગમ એ સૌનું અવલોકન પ્રથમ તો ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ અર્થે જ મુમુક્ષુ જીવે કરવું ઘટે છે."

* * *

અંતમાં, આ પુસ્તક તૈયાર કરવામાં પંડિત બેચરદાસજીએ કરેલો શરૂઆતનાં ૨૧ અધ્યયનોનો અનુવાદ, પ્રો. જેકોબીનો અંગ્રેજી અનુવાદ, જાર્લ શાર્પેન્ટિયરનો ઉત્તરાધ્યયનસૂત્રનો ઉપોદ્‌ઘાત, પંડિત સુખલાલજીનું 'તત્ત્વાર્થસૂત્ર' વગેરેની જે સીધી કે આડકતરી મદદ લીધી છે, તેનો ઉલ્લેખ કરવો પ્રાપ્ત થાય છે. આ અનુવાદ, આ માળાના અન્ય અનુવાદોની પેઠે સીધો અનુવાદ નથી, પરંતુ છાયાનુવાદ જ છે. શરૂઆતના અભ્યાસીને કે જૈનેતર વાચકને ઉપયોગી થાય તે દૃષ્ટિએ ટિપ્પણો, નોંધો, સૂચિ વગેરે ઉમેરીને તેને બને તેટલો સરળ કરવાનો પ્રયત્ન કરેલો છે. આશા છે કે આવા અનુવાદો પ્રાચીન ગ્રંથોની શૈલી અને

પરિભાષાનું નડતર ઓછું કરી, જુદા જુદા સંપ્રદાયોને એક બીજાનાં ધર્મપુસ્તકો વાંચવાં સુલભ કરી, પોતપોતાના સંપ્રદાય વિષે તુલનાત્મક તેમજ વ્યાપક સમજ પ્રાપ્ત કરવામાં સહાયભૂત થશે.

**સંપાદક**

— આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થતાં થતાંમાં જ આગને કારણે તેની બધી નકલો નાશ પામવાથી, તેની બીજી આવૃત્તિ તરત જ પ્રસિદ્ધ કરવી પડી છે. એ તકનો લાભ લઈ, પ્રથમ આવૃત્તિમાં જે કાંઈ સ્ખલનો રહી ગયેલાં ધ્યાન ઉપર આવ્યાં, તે સુધારી લીધાં છે. તે સિવાય બીજા ખાસ ફેરફાર આ આવૃત્તિમાં કર્યા નથી.

## સંક્ષેપોની સમજ

આ ગ્રંથમાં ટિપ્પણ વગેરેમાં ઘણી જગાએ આ માળામાં અગાઉ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોનાં ટિપ્પણ વગેરેનો નિર્દેશ કર્યો છે. ત્યાં પુસ્તકનું આખું નામ ન લખતાં સંક્ષિપ્ત નામ આપેલું છે. તેની સમજ આ પ્રમાણે છે :

૧. 'ધર્મકથાઓ' એટલે 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ.'
૨. 'દશ ઉપાસકો' એટલે 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો.'
૩. 'આચારધર્મ' એટલે 'ભગવાન મહાવીરનો આચારધર્મ.'
૪. 'સંયમધર્મ' એટલે 'ભગવાન મહાવીરનો સંયમધર્મ.'

## અનુક્રમણિકા

## ૧

# વિનય–શિષ્યધર્મ

શ્રી સુધર્મસ્વામી કહે છે:

હે આયુષ્મન્ (જંબુસ્વામી), આંતર બાહ્ય બંધનોનો ત્યાગ કરી, (મોક્ષને અર્થે) ઘરબાર વિનાના બનેલા મુમુક્ષુનો આચાર[1] ભગવાન મહાવીરે જે પ્રમાણે વર્ણવી બતાવ્યો છે, તે પ્રમાણે હું યથાનુક્રમે કહી સંભળાવું છું; તે તમે (બધા) ધ્યાનપૂર્વક સાંભળો.

મુમુક્ષુએ સૌથી પ્રથમ જ્ઞાની પુરુષનું શરણ સ્વીકારવું અને હંમેશ તેમના સાન્નિધ્યમાં જ રહી, તેમણે બતાવેલા માર્ગને અનુસરવો. તેમ કરવાને બદલે જે મૂઢ, 'હું બધું જાણું છું,' એવા અભિમાનથી પોતાના છંદને જ અનુસરે

---

૧. મૂળ: विनय। વિનય = આચાર. અહીં મુખ્યત્વે શિષ્યનો આચાર —'શિષ્યધર્મ'— વર્ણવેલો છે.

છે, તે સાધુ શાશ્વત થઈ, નવું નરકથી નિસ્તારને પામે છે. માટે, પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે પોતાના આત્માને જ્ઞાની પુરુષોની આજ્ઞામાં જ સ્થાપવો. તેમ કરનારો મુમુક્ષુ સર્વ દોષરહિત થઈ, ઉત્તમ લાભ અને શાંતિ પ્રાપ્ત કરે છે. [૧ ૭]

ગુરુ પાસે રહેનાર શિષ્યે, તેમની આગળ પોતાનું ડહાપણ ડહોળવાને બદલે, ગુરુના વિચાર તથા તેમના શબ્દોના ભાવ જાણવાની ઇચ્છા રાખવી. કારણકે, આચાર્યોએ ધર્મથી મેળવેલા અને હંમેશ આચરેલા વ્યવહારને અનુસરનારો શિષ્ય નિંદાપાત્ર થતો નથી. ઘણા મૂર્ખ શિષ્યો, જ્ઞાનીનો સહવાસ મળ્યા છતાં ક્ષુદ્ર મનુષ્યો સાથે સંબંધ, હાસ્યક્રીડા, અને વાર્તાલાપ વગેરે નિરર્થક પ્રવૃત્તિઓમાં પોતાનો સમય કાઢી નાખે છે. પરંતુ સમજુ શિષ્યે તો તેવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરી, પોતાના કલ્યાણમાં ઉપયોગી વસ્તુઓ સદ્ગુરુ પાસેથી શીખી લેવાની ચીવટ રાખવી. [૮-૧૦,૪૨-૩,૩૦]

જ્ઞાની પુરુષોના સહવાસમાં રહ્યા છતાં, જો સાંસારિક ભાવોથી અને ક્રિયાઓથી વિરત થવામાં ન આવે, તો સત્સંગનું કશું ફળ નીપજતું નથી. માટે સમજુ મનુષ્યે, જ્ઞાનીનો સહવાસ સ્વીકાર્યા બાદ તો અતિ હીનકર્મો[1] તથા અન્ય પાપપ્રવૃત્તિઓનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો. પાપી ભાવો જાગ્રત થાય તેવાં સ્થાનો કે પ્રસંગોથી દૂર

---

૧. મૂળ: ‘ચંડાલિય’,— ચંડાળનાં કર્મો.

તેણે દૂર રહેવું.[1] તેમ છતાં પોતાનાથી કાંઈ દોષ થઈ જ જાય, તો તે ઝટ ગુરુ આગળ કબૂલ કરી દેવો, છુપાવવો નહિ. કાયા અને મનના દોષોની પેઠે વાણીના દોષો જેવા કે: અસત્ય બોલવું, 'અમુક કરીશ જ' એવું નિશ્ચયાત્મક બોલવું, પોતાનું કે બીજાનું પ્રયોજન હોય કે ન હોય તો પણ કોઈ પૂછે ત્યારે દોષયુક્ત બોલવું, અર્થ વિનાનું બોલવું કે સામાનું મર્મ વીંધે તેવું બોલવું, વગેરેનો પણ તેણે ત્યાગ કરવો. ટૂંકમાં, તેણે પોતાની જાતને સંપૂર્ણપણે જીતવી. પોતાની જાત જીતવી બહુ મુશ્કેલ છે. પરંતુ તેમ કરી શકનારો જ આ લોક અને પરલોકમાં સુખી થાય છે. સમજુ પુરુષે એવી ભાવના કરવી કે, 'બીજા મને વધ-દમનાદિથી દમે, તેના કરતાં હું પોતે જ પોતાની જાતને સંયમ અને તપ દ્વારા દમું, એ વધારે સારું છે.' [૧૧-૧૨,૨૪-૬,૧૫-૬]

અણપલોટેલો ઘોડો જેમ વારંવાર ચાબુકની અપેક્ષા રાખ્યા કરે છે, તેમ તેણે દરેક બાબતમાં ગુરુની ટોકણીની અપેક્ષા ન રાખવી. પરંતુ, તેમના મનોગત ભાવને સમજી લઈ, તે પ્રમાણે આચરણ રાખવું. ઉત્તમ ઘોડો જેમ ચાબુક જોઈને જ માર્ગે ચાલ્યા કરે છે, તેમ તેણે

---

૧. મૂળમાં : 'લુહારની કોઢો શૂન્ય ઘરો, બે ઘર વચ્ચેના આંતરાઓ કે રાજમાર્ગોમાં સ્ત્રીઓ સાથે ઊભા રહેવું નહિ કે વાતચીત કરવી નહિ,' એમ છે. ટીકાકાર 'લુહારની કોઢો' (સમર) એ શબ્દને બીજાં હલકા લોકોનાં સ્થાનોનો સૂચક ગણવાનું કહે છે. 'સમર'નો અર્થ, 'જ્યાં ઘણા લોકો ભેગા થતા હોય તેવી જગા,' એવો પણ થાય.

પાપકર્મનો ત્યાગ કરતા રહેવું. ઉત્તમ શિષ્યને કદી પ્રેરણા કરવી પડતી નથી; અને કરવી પડે છે તો તે સહેલાઈથી તથા જલદી કરી શકાય છે. એક વાર તેને કહ્યું એટલે તે પ્રમાણે તે બધું હંમેશાં સારી રીતે કરે છે. કેળવાયેલા ઘોડાને ખેલાવવામાં જેમ સવારને આનંદ આવે છે, તેમ ગુરુને પણ તેવા ચતુર શિષ્યને દોરવામાં આનંદ આવે છે. [૧૨,૪૪,૩૭]

પોતાનો કાંઈ દોષ થાય અને ગુરુ તે માટે હળવેથી કે કઠોરતાથી કાંઈ શિખામણ આપે, તો શિષ્યે તેને લાભદાયક સમજી, પ્રયત્નપૂર્વક શબ્દશઃ સ્વીકારવી. સમજુ અને નિર્ભય શિષ્ય હિતશિક્ષા આપનાર ગુરુને પોતાનો હિતેચ્છુ માને છે; અને સમજે છે કે, 'ગુરુ મને પોતાના ભાઈ, પુત્ર કે સ્વજન જેવો ગણે છે, તેથી જ આમ (ગુસ્સે થઈને) કહે છે.' તેથી ઊલટું, કુશિષ્ય હિતશિક્ષા આપનાર ગુરુને પોતાનો વેરી માને છે; તથા 'ગુરુ મને ગુલામ ગણી માત્ર વઢ્યા કરે છે કે મારકૂટ કર્યા કરે છે,' એમ સમજે છે. તેને ગુરુની શિખામણ દેવાની પદ્ધતિ, તથા દુષ્કૃતની ટોકણી વગેરે બધું કડવું અને અરુચિકર લાગે છે. ગુરુનું કહેલું સાંભળવાને બદલે તે અસભ્ય રીતે તેમની સામે થઈ જાય છે. કુશીલ શિષ્ય શાંત સ્વભાવના આચાર્યને પણ આકળા બનાવી દે છે. ગુરુને પણ તેવા શિષ્યને દોરવામાં, અણપલોટેલા ઘોડા ઉપર બેઠેલા સવારની જેમ, આનંદ આવતો નથી. તેવા દુષ્ટ શિષ્યો આચાર્યની વિરુદ્ધ અનેક ઉપદ્રવો કર્યા કરે છે; તેમના ઉપર કાબૂ મેળવવા તેમનાં દૂષણ શોધ્યા કરે છે; તથા વાણી અને કર્મથી, એકાંતમાં

અને જાહેરમાં તેમનો વિરોધ અને નિંદા કર્યા કરે છે. [૨૭,૬૯,૪૧,૩૮,૨૯,૧૩,૧૭,૪૦]

બાહ્ય વિનય એ આંતરિક નમ્રતાનું લક્ષણ છે. તેથી સમજુ શિષ્ય બેસવા, ઊઠવા, બોલવા વગેરેમાં ગુરુ પ્રત્યે નમ્રતા અને આદર રાખે. જેમકે, તે ગુરુને પડખે, ગુરુની આગળ, પીઠ પાછળ, કે સાથળ ઉપર સાથળ ચડાવીને[1] બેસે નહિ, પગ ઉપર પગ ચડાવીને કે ગોઠણ છાતી સરસા રાખીને કે પગ લાંબા કરીને બેસે નહિ; ગુરુ બોલાવે ત્યારે મૂંગો રહે નહિ કે બેસી રહે નહિ; ગુરુ જે પૂછે તેનો જવાબ આપે; વગર પૂછ્યે કાંઈ બોલે નહિ; તથા પૂછે ત્યારે ખોટું બોલે નહિ કે ગુસ્સે થઈ જાય નહિ; પોતાને કાંઈ પૂછવું હોય ત્યારે પણ આસન ઉપર બેઠો બેઠો કે પથારીમાં સૂતો સૂતો પૂછે નહિ, પરંતુ ગુરુ સામે હાથ જોડી ઊભો રહીને પૂછે. આવો વિનયયુક્ત તથા ગુરુની કૃપા અને અજ્ઞાનો વાંછુક શિષ્ય ગુરુને પોતાની મુશ્કેલી વિષે કાંઈ પૂછે છે, ત્યારે આચાર્ય પણ ખુશીથી તેને પોતે જેવું પોતાના ગુરુઓ પાસેથી સાંભળ્યું હોય છે, તેવું કહી સંભળાવે છે. [૧૪,૧૮-૨૩]

સમજુ શિષ્યે આહારવિહારની બાબતમાં નિયમિત બનવું. ઉચિત સમયે બહાર નીકળવું અને ઉચિત સમયે પાછા ફરવું. ટૂંકામાં, અયોગ્ય સમય છોડીને, જે સમયે જે કરવાનું હોય, તે સમયે તે કરવું. [૩૧]

ભિક્ષાની બાબતમાં સંયમધર્મને આવશ્યક એવા

૧. સરખાવો 'દશવૈકાલિક' ૮-૪૬.

કેટલાક વિધિનિષેધો જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યા છે, તે તેણે બરાબર પાળવા. જેમકે, ભિક્ષા માગવા જતી વખતે તેણે લોકોની પંગત જમતી હોય ત્યાં ભિક્ષા માટે ઊભા ન રહેવું; ભિક્ષા આપનારથી અતિ દૂર કે અતિ નજીક કે તેની નજર સામે જ ન ઊભા રહેવું; પરંતુ એક તરફ એકલા ઊભા રહેવું તથા પોતાના જેવા બીજા ભિક્ષુઓને ઓળંગી, આગળ જવાની પડાપડી ન કરવી.[1] ભિક્ષા ગ્રહણ કરતી વખતે પણ તેણે અતિ અક્કડ ન ઊભા રહેવું કે અતિ નીચા ન નમી જવું. ભિક્ષામાં પણ તેણે શુદ્ધ, જીવજંતુ વિનાનો, નિર્દોષ અને બીજાને માટે બનેલો આહાર દોષો વગેરે તપાસીને સ્વીકારવો. ત્યાર બાદ, જ્યાં ઘણા પ્રાણો કે બીજો ન હોય, તથા જે ઉપરથી તેમજ આજુબાજુથી ઢંકાયેલી હોય[2] તેવી જગાએ બીજા સંયત પુરુષોની સાથે બેસીને, એક પણ દાણો પડી મૂકયા વિના[3] યોગ્ય સમયે પરિમિત ભોજન લેવું. ખાતાં ખાતાં તેણે, 'આ સારું રંધાયું છે,' 'આ ઠીક સ્વાદવાળું છે,' કે 'આ ઠીક રસવાળું છે,' એવું ન બોલ્યા કરવું, પરંતુ સંયમપૂર્વક ખાઈ લેવું. [૩૧-૩૬]

આવો શ્રદ્ધાવાન, વિનયશીલ, મેધાવી, અપ્રમત્ત, વૈરાગ્યવાન, સત્યવક્તા, સંયમી, તપસ્વી અને ગુરુની કૃપા તથા આજ્ઞાનો વાંછુક એવો મુમુક્ષુ શિષ્ય ગુરુ પાસેથી જ્ઞાન

૧. સરખાવો 'આચારાંગ' શ્રુત૦ ૨, અધ્ય૦ ૧, ૨૯-૩૦;
૨. સરખાવો 'દશવૈકાલિક' અધ્ય૦ ૫, ૮૨-૩.
૩. સરખાવો 'દશવૈકાલિક' અધ્ય૦ ૫, ઉદ્દે૦ ૨,૧.

પ્રાપ્ત કરવા તથા બીજાઓને પણ દોરવા શક્તિમાન થાય છે. કારણ કે, પૂજ્ય, જ્ઞાની, પ્રસિદ્ધ અને કૃપાવંત આચાર્યો જેના ઉપર પ્રસન્ન થાય છે, તેને અર્થવાળી* વિપુલ વિદ્યા આપે છે. લોકમાં તેની કીર્તિ થાય છે, અને પૃથ્વી જેમ સર્વ પ્રાણીઓનું રહેઠાણ છે, તેમ તે બધાં કર્તવ્યોનું રહેઠાણ બને છે. તેનું જ્ઞાન પૂજાય છે, તેના સંશયો ટળી જાય છે અને કર્તવ્યની સંપત્તિથી તે બધાને મનગમતો થાય છે. તપ, આચાર અને સમાધિથી સુરક્ષિત એવો તે મહાતેજસ્વી શિષ્ય પાંચે વ્રતો પાળવા શક્તિમાન થાય છે; અને મૃત્યુ બાદ કાં તો શાશ્વત સિદ્ધ થાય છે અથવા દ્યુતિવાળો દેવ થાય છે. [૪૫-૪૮]

* 'મોક્ષરૂપી અર્થયુક્ત, કલ્યાણકારી' એવો અર્થ પણ થાય છે.

## ૨

# પરિષહો–બાવીસ વિઘ્નો

૧. શ્રી સુધર્મસ્વામી કહે છે: હે આયુષ્મન્! જ્યાં સુધી ભિક્ષુ આંતર બાહ્ય દુર્બળતાઓ અને વાસનાઓને આધીન છે, ત્યાં સુધી તેનાથી જ્ઞાની પુરુષો પાસે માર્ગ જાણવા છતાં આચરી શકાતો નથી. મહાવીર ભગવાને ભિક્ષુજીવનમાં સહેજે આવી પડતી એવી ૨૨ મુશ્કેલીઓ (પરિષહ) જણાવી છે, જેમની સામે અડગ ટકી રહેવાનું સામર્થ્ય પ્રાપ્ત કર્યા વિના, મુમુક્ષુ માર્ગની શરૂઆતમાં જ ભાગી પડે છે. તે ૨૨ મુશ્કેલીઓ આ પ્રમાણે છે:

(૧) ક્ષુધા। ભિક્ષુને આહારની બાબતમાં બહુ સાવચેત રહેવાનું હોય છે; અને નિર્દોષ તથા શુદ્ધ આહાર જ પ્રાપ્ત કરવાનો હોય છે. પરંતુ કોઈ વાર નિર્દોષ ભોજન મળવું મુશ્કેલ થઈ જાય, તે વખતે તેણે દીન બની જઈ, મર્યાદાનું ઉલ્લંઘન કરી, ગમે તેવું નિષિદ્ધ ભોજન સ્વીકારી, ક્ષુધાદિ

(૮) स्त्री । મનુષ્યને આસક્તિનું મુખ્ય સ્થાન સ્ત્રી છે. જે બુદ્ધિમાન ભિક્ષુ તેનું સ્વરૂપ બરાબર સમજે છે, તેને શ્રમણપણું સહેલું છે, તથા તે આત્માની શોધમાં અડગ રહી શકે છે. [૧૬-૭]

(૯) चर्या । [એટલે કે ગામેગામ પગપાળા ફરવું તે.] સાધુને એક જગાએ લાંબો વખત સ્થિર રહ્યા વિના નિરંતર વિચર્યા કરવાનું હોય છે. તેથી ઘણા કંટાળી જાય છે. પરંતુ સંગને સર્વ દોષનું મૂળ જાણી, સાધુએ ગામ કે નગરમાં ગૃહસ્થીઓનો કે સામાન્ય મનુષ્યોનો સંસર્ગ ન રાખતાં, નિર્દોષ આહારપાણીથી નિર્વાહ કરતા ફરતા, કોઈ એક મુકરર નિવાસસ્થાન રાખ્યા વિના, અપરિગ્રહી રહીને એકલા વિચરવું. [૧૮-૯]

(૧૦) नैषेधिकी । [સ્મશાન વગેરે સ્વાધ્યાય, ધ્યાન ઇ૦ની ભૂમિ — સ્થાન] સાધુ જ્યારે એકાંત સ્થળમાં, બીજા કોઈને ત્રાસ ન થાય તેવી રીતે, ધ્યાનાદિ નિત્યકર્મ માટે બેસે, ત્યારે અનેક વિઘ્નો આવી પડે તો પણ, પોતાનો સમય પૂરો થયા વિના ત્યાંથી ખસે નહિ. [૨૦-૧]

(૧૧) शय्या । રાત્રે સૂવા માટે જે એકાંત સ્થળ મળી આવે, તેમાં સારાનરસાપણાનો ખ્યાલ કર્યા વિના, 'એક રાતમાં શું થઈ જવાનું છે' એમ વિચારી, ભિક્ષુ શાંતિથી રહે. [૨૨-૩]

સહેજસહેજમાં સ્થાનાંતર કે ઊહાઊહ કરનારો શાંતિ પામે જ નહીં, અને છેવટે વ્યગ્ર બની જઈ, સુરક્ષિતતા શોધતો વ્રતથી પતિત થાય.

(૧૨) आक्रोश । [ तिरस्कार ] બીજાઓ નિંદા કરે તો તપી ન જવું તથા સામો જવાબ ન વાળવો; પરંતુ ઉપેક્ષાબુદ્ધિથી શાંત રહેવું. [૨૪-૫]

(૧૩) वध । મુમુક્ષુને કોઈ માર મારે, તોપણ તેણે મન બગાડવું નહીં. તે વખતે તેણે એવી ભાવના કરવી કે, સહન કરવું એ સર્વ ધર્માચરણોમાં મુખ્ય આચરણ છે. તેણે વિશ્વાસ રાખવો કે, 'જીવનો નાશ નથી.' [૨૬-૭]

(૧૪) याचना । ઘરબાર વગરના બનેલા ભિક્ષુને બધી વસ્તુઓ બીજા પાસેથી યાચીને જ મેળવવી પડે છે. કોઈની પાસે હાથ લાંબો કરવો એ સહેલી વાત નથી. ઘણા તેને કારણે હારી જાય છે. પરંતુ સમજુ મનુષ્યે વિચારવું કે, સંયમધર્મના સંપૂર્ણ પાલનને અર્થે આવશ્યક લાગવાથી જ પોતે ભિક્ષુજીવન સ્વીકાર્યું છે. [૨૮-૯]

(૧૫) अलाभ । ભિક્ષુએ, ગૃહસ્થોને ઘેર રંધાઈ રહ્યા પછી, વધ્યુ ઘટ્યું માગી લાવીને જ પોતાનો નિર્વાહ કરવાનો હોય છે. પરંતુ ઘણી વાર એમ પણ બને છે કે, તેને તેવો આહાર પ્રાપ્ત થતો નથી. તેવે વખતે દીન બની જવાને બદલે તેણે એમ વિચારવું કે, 'આજે ન મળ્યું તો કાલે મળશે.' [૩૦-૧]

(૧૬) रोग । ભિક્ષુને કોઈ વખત રોગ થઈ આવે, તો તેણે તેની વેદનાથી ઉદ્વિગ્ન બની જઈ, બુદ્ધિની સ્થિરતા ન ગુમાવી બેસવી. પણ 'આ મારાં કર્મોનું જ ફળ છે' એમ માની, તે વેદનાને સહન કરી લઈ, આત્મપરાયણ રહેવું. તેવે વખતે બીજા પાસે ચિકિત્સા કરાવવાની પણ ઇચ્છા ન રાખવી. કારણ કે, પોતાને માટે કાંઈ કરવું નહિ

કે કરાવવું નહિ, એ જ મનુષ્યનું સાચું શ્રમણપણું છે. [૩૨-૩]

(૧૭) तृणस्पर्श । કપડાં વિનાના, ખરછટ, સંયમી અને તપસ્વી ભિક્ષુને તૃણ ઉપર સૂતી વખતે શરીરે પીડા થાય છે. પરંતુ તેથી કરીને કપડાં વગેરે મેળવવાની કામના કરવાને બદલે, એ કઠોર સ્પર્શોને તે સહન કરે. [૩૪-૫]

(૧૮) जल्ल । [મળ] ગરમીથી શરીર પરસેવાવાળું થઈ જાય કે મેલ અને રજથી ખરડાઈ જાય, તો પણ શરીર-સુખને ખાતર ભિક્ષુ નાહવાધોવાની કામના ન કરે. જેને આર્ય એવા સંયમધર્મનું પાલન કરવું છે, અને પોતાનાં જૂનાં કર્મો ખંખેરી નાખવાં છે, તેને એ બધું સહન કર્યે જ છૂટકો. [૩૬-૭]

(૧૯) सत्कारपुरस्कार । મુનિ ગૃહસ્થો તરફથી સત્કારાદિની ઉત્કંઠા ન રાખે તથા તેમ કરનાર ગૃહસ્થોની સ્પૃહા ન કરે. જેને હજુ શારીરિક સુખની ઉત્કંઠા છે, તથા જે હજુ રસોમાં લંપટ છે, તેને જ ગૃહસ્થોની કે તેમના સત્કારપુરસ્કારની જરૂર રહે છે. જે અલ્પેચ્છુ છે, અલોલુપ છે તથા પ્રજ્ઞાવાન છે, તેને તેવાં પૂજનસત્કારની પરવા હોતી નથી. [૩૮-૯]

(૨૦) ज्ञान । પોતાનામાં વિશેષ જ્ઞાન ન હોય તથા કોઈ કાંઈ પૂછતું હોય ત્યારે યાદ લાવી શકાતું ન હોય, તો તેથી ભિક્ષુએ ખિન્ન ન થઈ જવું. પણ એમ વિચારવું કે, "મેં પૂર્વે જ્ઞાનને આવરણ કરનારાં એવાં કર્મો[1] કરેલાં છે, કે જેથી

---

૧. જુઓ અધ્યયન ૩૩, પા. ૨૨૬-૭.

અત્યારે આમ બને છે. પરંતુ હવેથી હું યોગ્ય જીવન ગાળીશ, એટલે તે કર્મો અવશ્ય દૂર થશે." [૪૦-૧]

(૨૧) અજ્ઞાન। પોતાના પ્રયત્ન છતાં ધર્મનો કે સત્યનો સાક્ષાત્કાર ન થાય અને અજ્ઞાન ન ટળે, તો તેથી તેણે અધીરા ન બની જવું, તથા પોતાના ત્યાગ–સંયમને નિરર્થક ન માનવા. [૪૨-૩]

(૨૨) દર્શન। [શ્રદ્ધા] ભિક્ષુએ (શંકા પડતાં) 'પરલોક નથી,' 'તપથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી,' 'જિનો હતા નહિ, છે નહિ, કે થશે નહિ' અને 'આ લોકો જે બધું કહે છે તે ખોટું છે' એવું એકદમ ન માની બેસવું; પરંતુ, ધર્મની પ્રતીતિ થવાને હજુ વધુ પ્રયત્નની અપેક્ષા હશે એમ માની, શ્રદ્ધાપૂર્વક યોગ્ય પુરુષાર્થ કરવો. [૪૪-૫]

આ બધી મુશ્કેલીઓ જીતવાનો મુખ્ય ઉપાય એ છે કે, તેમનું સ્વરૂપ પહેલેથી જાણીને સમજી રાખવું; જેથી કરીને તેમાંથી કોઈ આવી પડે, ત્યારે તેનાથી હણાઈ ન જતાં અચળ રહેવાય, એમ હું કહું છું. [૪૬]

## ૩

# ચાર દુર્લભ વસ્તુઓ.

શ્રી સુધર્મસ્વામી કહેવા લાગ્યા :

આ સંસારમાં જીવને નીચેની ચાર વસ્તુઓ[1] પ્રાપ્ત થવી અતિ દુર્લભ છે :

(૧) મનુષ્યપણું (૨) ધર્મનું શ્રવણ (૩) શ્રદ્ધા અને (૪) સંયમમાં પુરુષાર્થ. [૧]

૧. સામાન્ય રીતે જીવો વિવિધ કામનાઓથી મૂઢ બની, અનેક કર્મો કરી, પરિણામે સંસારમાં અનેકવિધ યોનિઓમાં જન્મ પામ્યા કરે છે. તેઓ કોઈ વાર દેવલોકમાં, કોઈ વાર નરકલોકમાં તો કોઈ વાર અસુરલોકમાં પણ જાય છે. પરંતુ રાજાઓ જેમ કામિનીકાંચનથી કંટાળતા નથી, તેમ અધમ કર્મોને વળાવળાને સ્વીકારતાં તે પ્રાણીઓ વારંવાર બદલાતી યોનિઓમાં જન્મતાં કંટાળતાં નથી.

---

૧. મૂળ : 'પરમ અંગો' (બોધિનાં).

કામનાઓથી મૂઢ બનેલાં તથા વિવિધ કર્મોવાળાં તે પ્રાણીઓ આમ અત્યંત દુઃખ અને વેદના અનુભવતાં, મનુષ્યેતર યોનિઓમાં જ ભટકયા કરે છે. તેમ કરતાં કરતાં, ઘણે લાંબે કાળે, ક્રમે કરીને, કોઈ વાર શુદ્ધિ પામેલા વિરલ જીવો કર્મોનો નાશ કરી શકાય તેવું મનુષ્યપણું પ્રાપ્ત કરે છે. [૨-૭]

૨. પરંતુ એ પ્રમાણે દુર્લભ એવું મનુષ્યપણું પામવા છતાંય તપ, ક્ષમા અને અહિંસામાં પ્રવૃત્તિ કરાવનાર સદ્ધર્મનું શ્રવણ થવું દુર્લભ છે. [૮]

૩. કદાચ કોઈને સદ્ભાગ્યવશાત્ ધર્મનું શ્રવણ પ્રાપ્ત થાય, તો પણ તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થવી અતિ દુર્લભ છે. કારણ કે, ઘણાય લોકો ધર્મ જાણવા છતાં તેનાથી દૂર રહે છે. [૯]

૪. અને કદાચ કોઈને ધર્મમાં શ્રદ્ધા પણ ઉત્પન્ન થાય, પરંતુ તે પ્રમાણે પુરુષાર્થ કરવો એ તેથી પણ દુર્ઘટ છે. કારણ કે ઘણા માણસોને સારી સારી વસ્તુઓમાં શ્રદ્ધા હોવા છતાં, તે પ્રમાણે તેઓ આચરણ નથી કરતા. [૧૦]

પરંતુ જેઓ મનુષ્યપણું પામી, સદ્ધર્મનું શ્રવણ કરી, તેમાં શ્રદ્ધાયુક્ત બની, તે પ્રમાણે આચરણ કરે છે, એટલે કે, તપ અને સંયમ દ્વારા કર્મોનો નાશ કરે છે, તેવા સરળ અને શુદ્ધ માણસો જ, પાણીથી સિંચાયેલા અગ્નિની પેઠે, પરમ નિર્વાણ પ્રાપ્ત કરે છે. [૧૧-૧૨]

માટે, કર્મના વિવિધ હેતુઓ[૧] જાણી, તેમનો ત્યાગ

૧. મિથ્યાત્વ (તત્ત્વમાં અશ્રદ્ધા અને અતત્ત્વમાં શ્રદ્ધા), અવિરતિ (દોષોથી ન વિરમવું), પ્રમાદ, કષાય (વિષમભાવ) અને યોગ (કાયા, મન, અને વાણીની પ્રવૃત્તિ) એ પાંચ.

કરો તથા વિવિધ પ્રકારનાં શાસ્ત્રો વડે ઊર્ધ્વગતિ સાધો. પ્રયત્ન કરવા છતાં, આ જન્મમાં જ સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત ન થઈ, તો તેથી નિરાશ થવાનું કાંઈ કારણ નથી. તેવા મનુષ્યો ઉત્તમ વિભૂતિવાળી દેવયોનિઓમાં જન્મ પામી, આયુષ્ય પૂરું થયે, ફરી મનુષ્યયોનિમાં સારાં સારાં કુળોમાં અવતરે છે.[1] ત્યાં તેમને નીચેનાં દશ ઉત્તમ અંગો પ્રથમથી પ્રાપ્ત થાય છે: (૧) ઘર અને વાડી, સોનું અને રૂપું, પશુઓ અને નોકરચાકર (૨) સુશીલ મિત્રો (૩) સહૃદય નાતીલાઓ (૪) ઉત્તમ ગોત્ર (૫) ઉત્તમ વર્ણ (૬) આરોગ્ય (૭) તીક્ષ્ણ બુદ્ધિ (૮) ખાનદાનપણું (૯) યશ અને (૧૦) પરાક્રમ. [૧૩-૧૮]

પૂર્વજન્મના સંસ્કારોથી પ્રથમથી જ વિશુદ્ધ આચરણવાળા તેઓ અસામાન્ય માનુષિક વિભૂતિઓ ભોગવતા છતા તેમાં અનાસક્ત રહી, શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરે છે; તથા જ્ઞાનીઓએ વર્ણવેલો સંયમપ્રધાન મોક્ષમાર્ગ સ્વીકારી, તપથી કર્માંશોનો નાશ કરી, શાશ્વત સિદ્ધિ પ્રાપ્ત કરે છે. [૧૯-૨૦]

---

૧. આ ભાવના ગીતાના ૬, ૪૧-૩ શ્લોક સરખાવો.

૪

## અપ્રમાદ

શ્રી સુધર્મસ્વામી કહે છેઃ

એક વાર તૂટ્યા પછી જીવનદોરી ફરી સાંધી શકાતી નથી. માટે જ્યાં સુધી આયુષ્ય છે, ત્યાં સુધી પ્રમાદનો ત્યાગ કરી, કલ્યાણના માર્ગને અનુસરો. પ્રમાદ, હિંસા અને અસંયમમાં જુવાની વિતાવ્યા પછી, ઘડપણ આવીને ઊભું રહેશે. તે વખતે કશું થઈ શકશે નહિ, પણ અસહાય થઈ, કરેલાં કર્મોનું ફળ ભોગવવા જવું પડશે. કારણ, કરેલાં કર્મો ભોગવ્યા વિના કોઈનો છૂટકો થતો નથી. [૧,૩]

આયુષ્ય દરમ્યાન મૂઢ મનુષ્ય અનેક પાપો કરી તથા અનેક વેર બાંધી ધન ભેગું કર્યા કરે છે. પરંતુ મૃત્યુ બાદ જ્યારે પોતાને પોતાનાં કર્મફળ ભોગવવા જવું પડે છે, ત્યારે તે તેની સાથે આવતું નથી, તેમજ તેનું રક્ષણ કરતું નથી. ધન આ લોકમાં જ કર્મફળમાંથી બચાવી શકતું નથી, તો પછી પરલોકની તો વાત જ શી? [૨,૫]

જે સગાંવહાલાંમાં મૂઢ બની મનુષ્ય પાપકર્મો કરે છે, તેઓ પણ કર્મનાં ફળ ભોગવતી વખતે બંધુપણું દાખવવા આવતાં નથી. આમ હોવા છતાં અનંત મોહથી મૂઢ બનેલાં મનુષ્યો, દીવો ઓલવાઈ ગયો હોય અને માર્ગ દેખી ન શકાય તેમ, ન્યાયયુક્ત માર્ગ દેખવા છતાં દેખી શકતાં નથી એ કેવું આશ્ચર્ય છે! પરિણામે, દીવાલમાં પોતે જ પાડેલા બાકામાં પેસતાં દબાઈ જઈ હણાતા ચોરની જેમ, તે મૂઢ લોકો આ લોક અને પરલોકમાં પોતાનાં જ કરેલાં કર્મોથી હણાય છે. એવાં ગાઢ મોહનિદ્રામાં પડેલાં મનુષ્યોની વચ્ચે વિવેકી મુમુક્ષુએ જાગ્રત રહેવું, તથા કશાનો વિશ્વાસ ન કરવો. કારણ કે, કાળ નિર્દય છે અને શરીર અબળ છે. માટે ભારંડપક્ષીની[1] પેઠે તેણે અપ્રમત્ત રહેવું. સંસારમાં જે કાંઈ છે તેને પાશરૂપ સમજી, મુમુક્ષુએ સાવચેતીથી પગલાં માંડવાં; તથા શરીર સબળ છે ત્યાં સુધી તેનો ઉપયોગ સંયમધર્મ સાધવામાં કરી લેવો. પછી જ્યારે તે છેક અશક્ત થઈ જાય, ત્યારે માટીના ઢેફાની પેઠે તેનો ત્યાગ કરવો. [૩-૭]

આળસુ શાશ્વતવાદી[2] કલ્પના કર્યા કરે છે કે, "પહેલાં ન સધાયું તો પછી સધાશે." પણ એમ કરતાં-કરતાં કામ-

---

૧ બે મુખ અને ત્રણ પગવાળું એક પંખી. જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, પા. ૧૬૧, નોંધ.

૨. આત્મા મરણ પછી પણ કાયમ રહે છે, અને તેના ઉપર કર્મોની અસર થતી નથી એવો વાદ તે શાશ્વતવાદ. તેનાથી ઊલટો, એટલે આત્મા જેવી વસ્તુ નથી, અથવા મરણ પછી કાયમ રહેતી નથી એવો વાદ તે ઉચ્છેદવાદ. જુઓ આ માળાનું 'સુત્તનિપાત' પુસ્તક, પા. ૧૬૯, શ્લોક ૭૭૮.

ભોગોમાં જ જીવન પૂરું થઈ જવા આવે છે અને આયુષ્ય ક્ષીણ થતાં શરીર તૂટવા માંડે છે. તે વખતે કશું કરી શકાય તેમ રહેતું નથી અને એ મૂઢ મનુષ્યને પસ્તાવાવારો આવે છે. [૯]

વિવેક જલદી પ્રાપ્ત કરી શકાતો નથી; અને વારંવાર લોભાવતા ભોગો ભોગવનારમાં મંદતા આણી વધારે પ્રબળ બનતા જાય છે. માટે પ્રયત્નપૂર્વક કામભોગોમાંથી મનને રોકી, તેમનો ત્યાગ કરી, અપ્રમત્તપણે આત્માનું રક્ષણ કરતા કરતા વિચરવું. કેળવાયેલો અને બખ્તરવાળો ઘોડો જેમ રણસંગ્રામમાંથી સહીસલામત પાછો આવી શકે છે, તેમ પ્રથમ અવસ્થામાં અપ્રમત્તપણે કામભોગોમાંથી પોતાનું રક્ષણ કરનારો મનુષ્ય સહીસલામતીથી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. અલબત્ત, મોહગુણ સામે સતત ઝૂઝી વારંવાર વિજય મેળવનાર શ્રમણને અનેક પ્રતિકૂળ સ્પર્શ વેઠવા પડે છે; પણ તેથી ખિન્ન થયા વિના, તે પોતાના પ્રયત્નમાં અચલ રહે. [૮,૧૦-૧૨]

સંસ્કારહીન, તુચ્છ તથા રાગ અને દ્વેષથી પરવશ એવા બીજા વાદીઓનાં અધમાચરણથી ડામાડોળ થઈ જવાને બદલે, તેમની વિપરીતતા સમજતા મુમુક્ષુએ, કામ, ક્રોધ, લોભ, માયા અને અહંકારનો ત્યાગ કરી, શરીર પડતા સુધી ગુણની ઇચ્છા કરતા વિચરવું, એમ હું કહું છું. [૧૩].

## ૫

# મરણના બે પ્રકાર

મહા પ્રયત્નથી આ વિકટ ભવસમુદ્રને તરવાની અણી ઉપર આવેલા એક મુમુક્ષુને તેના પ્રશ્નના જવાબમાં એક મહાપ્રજ્ઞાવાને નીચે પ્રમાણે કહ્યું:

મરણ બે પ્રકારનાં હોય છે. એક, 'અકામ મરણ', અને બીજું 'સકામ મરણ'. અકામમરણથી મરનારા અજ્ઞાનીને વારંવાર મરવું પડે છે, અને સકામમરણથી મરનારા જ્ઞાનીને વધારેમાં વધારે એક વાર મરવું પડે છે. [૧-૩]

તે એમાંથી પ્રથમ અકામમરણને ભગવાન મહાવીરે આ પ્રમાણે વર્ણવી બતાવ્યું છે:

અકામમરણ એટલે પોતાને ન ગમતું હોય છતાં પ્રાપ્ત થતું મરણ. તે મરણ કામાસક્ત, ક્રૂરકર્મી તથા અજ્ઞાની જીવોને પ્રાપ્ત થાય છે. તેઓ જીવન દરમ્યાન પ્રત્યક્ષ દેખાતાં સાંસારિક સુખોમાં જ પોતાનું જીવન વ્યતીત કરે છે.

તેઓ કહે છે કે, 'આ ભોગો તો પ્રત્યક્ષ છે; પણ પરલોક કોણે દેખ્યો છે? માટે બધા ચાલે છે તેમ ચાલવું જ ઠીક છે.' આવો નિશ્ચય કરી, તે ભોગાસક્ત લોકો પછી પોતાના ભોગો ખાતર ગમે તેવાં અકર્મ આચરે છે; તથા સ્થાવર–જંગમ અનેક પ્રાણીઓની હિંસા કરે છે. પોતાનાં સુખ ખાતર કોઈ પણ પાપકર્મ કરતાં તેઓ અચકાતા નથી. તેઓ ગમે તેવું અસત્ય બોલે છે, ગમે તેવાં કપટ આચરે છે તથા ગમે તેવી નિંદા કરે છે. સુરા અને માંસનું અહર્નિશ સેવન કરનારા તે શઠ પુરુષો અનેક કુકર્મોથી પ્રાપ્ત કરેલા કામભોગોને જ શ્રેયરૂપ માને છે; તથા મન, વચન અને કાયાથી કામિનીકાંચનમાં મૂર્છિત રહે છે. આમ તેઓ આંતર તેમજ બાહ્ય બંને પ્રકારની મલિનતા એકઠી કરે છે. [૪-૧૦]

આ પ્રમાણે અપર્યાપ્ત કામભોગો ભોગવતાં ભોગવતાં અંતે જ્યારે તેમનું શરીર રોગો અને વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ જાય છે, ત્યારે તેમને મૃત્યુનો તથા ત્યાર પછી પ્રાપ્ત થનારી પોતાની કારમી સ્થિતિનો ભય લાગવા માંડે છે. તે વખતે, ક્રૂર કર્મ કરનારા અશીલ લોકોને પ્રાપ્ત થતાં નરકસ્થાનો અને ત્યાં ભોગવવી પડતી યંત્રણાઓ તથા કર્મ અનુસાર પ્રાપ્ત થયેલા નવા સ્થાને જતાં થતો પરિતાપ — એ બધા વિષે પોતે સાંભળેલી વાતો તેમને યાદ આવે છે. પછી, સપાટ રસ્તો છોડી ખાડાટેકરાવાળે રસ્તે ગાડું લઈ જતાં ધરી ભાગવાથી પસ્તાતા ગાડાવાળાની પેઠે, તેઓ શોક કરે છે. આમ, પોતાની મરણ પછી થનારી સ્થિતિની કલ્પનાથી ભયભીત બનેલા તે મૂઢ પુરુષોને મરણનો અત્યંત

ભય લાગે છે, તથા નથી તેઓ દાવમાં હારેલા જુગારીની પેઠે, પરવશપણે અનિચ્છાએ મરે છે. આનું નામ અકામ-મરણ. [૧૧-૧૬]

હવે જ્ઞાની પુરુષનું સકામમરણ વર્ણવું છું તે સાંભળો. જે પુણ્યશાળી તથા સંયમી ઋષિઓએ પોતાનું જીવન જ્ઞાની પુરુષોએ બતાવેલા ધર્મમાર્ગે વ્યતીત કર્યું હોય છે, તેઓનું મરણ પ્રસન્નતા ભરેલું તથા આઘાત વિનાનું હોય છે. કારણ કે, તેમને નિશ્ચય હોય છે કે, મરણ બાદ તે ઉચ્ચ અથવા પરમગતિને પામવાના છે. તે મરણ બધા જ ભિક્ષુઓને હોય છે એમ પણ નથી, કે કોઈ જ ગૃહસ્થને નથી હોતું એમ પણ નથી. કારણ ઘણાય ભિક્ષુઓ કરતાં કેટલાક ગૃહસ્થો શીલની બાબતમાં ચડિયાતા હોય છે. માત્ર મૃગચર્મ, નગ્નપણું, જટા, સંઘાટિ[1] કે મુંડનથી ઉત્તમ ભિક્ષુ બનાતું નથી. સુશીલ માણસ, પછી ભલે તે ભિક્ષુ હોય કે ગૃહસ્થ હોય, તો પણ ઉત્તમ ગતિને પામે છે. જે શ્રદ્ધાળુ ગૃહસ્થ પોતાના આચારનિયમનું[2] યથાતથ પાલન કરે છે, તે પણ ખરેખર સુશીલ જ

૧. ઉત્તરીય વસ્ત્ર (ખાસ કરીને બૌદ્ધ સાધુનું).

૨. મૂળમાં સામાયિક, પૌષધ આદિ શિક્ષાવ્રતોનો ઉલ્લેખ છે. અમુક કાળ પર્યંત સ્થિર થઈ ધ્યાનાદિમાં બેસવારૂપી સામાયિક વ્રત; પ્રવૃત્તિઓના ક્ષેત્રને મર્યાદિત કરવારૂપી દેશાવકાશિક વ્રત; આઠમ, ચૌદશ, પૂનમ અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી સાધુજીવન ગાળવારૂપી પૌષધ વ્રત; અને શ્રમણનિર્ગ્રંથોને જોઈતી વસ્તુઓ પૂરી પાડવારૂપી અતિથિસંવિભાગવ્રત — એ ચાર શિક્ષાવ્રતો કહેવાય છે. વિગત માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક, પા. ૪૭-૫૧.

છે. દેહત્યાગ કરીને તે અવસ્ય ઉત્તમ દેવગતિને[1] પામે છે. તે જ પ્રમાણે પોતાના સંયમધર્મનું યથાયોગ્ય પાલન કરનાર ભિક્ષુ પણ આ બેમાંથી એક ગતિ અવસ્ય પામે છે : કાં તો સર્વ દુઃખોમાંથી હંમેશને માટે વિમુક્ત થઈ સિદ્ધ થાય છે, અથવા મોટી ઋદ્ધિવાળો દેવ થાય છે. તે દેવલોકો મોહ વિનાના, દ્યુતિયુક્ત તથા યશસ્વી યક્ષોથી (દેવોથી) વસાયેલા હોય છે. સંયમ અને તપ આચરીને વાસનારહિત થયેલા ભિક્ષુઓ કે ગૃહસ્થો ને સ્થળોએ જાય છે. [૧૭-૨૮]

આમ, શીલવાળા બહુશ્રુત માણસો મરણ આવ્યે ત્રાસ ન પામતા હોવાથી તથા મરણ વખતે ધીરજ ગુમાવ્યા વિના પ્રસન્ન રહેતા હોવાથી, તેમનું મરણ સકામમરણ કહેવાય છે. આખી જિંદગી દયાધર્મને અણીશુદ્ધ પાળનાર મેધાવી પુરુષ, યોગ્ય વખત આવ્યે, શ્રદ્ધાપૂર્વક, ગુરુસમક્ષ, લોમહર્ષનો ત્યાગ કરી, દેહના પડવાની વાટ જોતો તૈયાર રહે છે, અને ત્રણ[2] પ્રકારમાંથી એક પ્રકારના સકામમરણથી મરે છે. [૨૯-૩૨]

---

૧. મૂળ : यक्षसलोकता।

૨. તે ત્રણ પ્રકારો આ પ્રમાણે છે : (૧) ભક્તપ્રત્યાખ્યાન : મરણ પર્યંત આહારનો ત્યાગ કરવો તે. આમાં પડખું ફેરવવું વગેરે શારીરિક ચેષ્ટાઓ જાતે કરવાની અથવા બીજા પાસે કરાવવાની છૂટ હોય છે. (૨) ઇંગિની (ઇત્વરિત) મરણ : આમાં આહારત્યાગ ઉપરાંત હાલવાચાલવાના ક્ષેત્રની પણ મર્યાદા બાંધવાની હોય છે, તથા તે ચેષ્ટામાં બીજાની મદદ લેવાની હોતી નથી. (૩) પાદપોપગમન : આમાં આહાર ઉપરાંત શારીરિક ચેષ્ટામાત્રનો ત્યાગ કરવાનો હોય છે અને પાદપ-વૃક્ષ-ની જેમ નિશ્ચલ રહેવાનું હોય છે. જુઓ આ માળાનું 'આચારધર્મ', પા. ૬૫-૭.

## ૬

# ખોટા સાધુ

અજ્ઞાની લોકો, આ અનંત સંસારમાં, અપાર દુઃખો ભોગવતા, મૂઢતાથી વારંવાર જન્મમરણ પામ્યા કરે છે. પંડિત પુરુષે તો એ સંસારભ્રમણના કારણરૂપ અનેક પ્રકારના પાશોને સમજી લઈ, તથા સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રી અને અદ્રોહયુક્ત બની, સત્યની શોધમાં લાગવું. [૧-૨]

આસક્તિ અને સ્નેહ એ આ સંસારના મુખ્ય પાશો છે. તેમને કારણે મનુષ્ય માત-પિતા, ભાઈ-બહેન તથા પત્ની-પુત્ર વગેરેમાં મૂર્છિત રહી, અનેક અકર્મો કરે છે અથવા સુકર્મો કરતો અટકે છે. પરંતુ, તે સમજતો નથી કે, પોતાનાં કર્મોનાં ફળ ભોગવતી વખતે તે કોઈ બચાવવા આવવાનાં નથી. તેમને કારણે તે ધનસંપત્તિ વગેરે ઐશ્વર્ય એકઠું કરવા પ્રયત્ન કરે છે; પણ જોતો નથી કે પોતાનું પારલૌકિક ઐશ્વર્ય ખોવાતું જાય છે.[૧] તેમને કારણે તે ભય અને

---

૧. મૂળમાં 'કામરૂપી'–દેવ–થવાની વાતનો ઉલ્લેખ છે

વૈરયુક્ત બની અનેક પ્રાણોની હિંસા કરે છે; પણ જોતો નથી કે દરેક જીવને પોતાની જાત પ્રિય છે. તેમને કારણે તે અનેક વસ્તુઓ બીજાઓ પાસેથી ચોરી લઈને એકઠી કરે છે; પણ જોતો નથી કે કોઈની પાસેથી કાંઈ પણ ચોરી લેવું એ નરકનું કારણ છે. આ બધું વિચારી, સુજ્ઞ પુરુષે આસક્તિ અને સ્નેહનો ત્યાગ કરી, ભય અને વૈરથી નિવૃત્ત થઈ, પરિગ્રહરહિત બની, સંયમધર્મના પૂર્ણ પાલનને અર્થે ભિક્ષુ-જીવન સ્વીકારવું અને પોતાના પાત્રમાં આવી પડેલું ખાઈ, પોતાનો નિર્વાહ કરવો. [૩-૭]

અહીં કેટલાક ક્ષુદ્ર સાધુઓ એમ માને છે કે, પાપ-કર્મનો ત્યાગ કર્યા વિના માત્ર આચારને જાણવાથી જ સર્વ દુઃખમાંથી વિમુક્ત થવાય છે. તેઓ બંધ અને મોક્ષમાં માનતા હોય છે; પરંતુ તે અનુસાર આચરણ કરવાને બદલે માત્ર વાતો કર્યા કરી, વાગાડંબરથી જ પોતાની જાતને આશ્વાસન આપે છે. પરંતુ અનેક પ્રકારની વાણી કે વિદ્યાધ્યયન મનુષ્યનું રક્ષણ શી રીતે કરી શકે? તે મૂઢ લોકો પોતાને પંડિત માનતા હોવા છતાં, સાંસારિક પદાર્થોમાં જ આસક્ત હોય છે; તથા મન, વચન અને કાયાથી શરીર, વર્ણ અને રૂપમાં મૂર્છિત રહે છે. તેઓને અનંત સંસારમાં લાંબા માર્ગને પામેલા તથા અનંત દુઃખના ભાગી જાણવા. [૮-૧૦]

વિવેકી પુરુષે તો બધી બાબતોમાં અપ્રમત્ત થઈને, તથા ભૌતિક પદાર્થોની આકાંક્ષા રાખ્યા વિના, પૂર્વકર્મના ક્ષયને અર્થે જ આ દેહને ટકાવી રાખવો. તેણે કર્મોના

હેતુઓનું[1] પૃથક્કરણ કરી, તેમનો નાશ કરવામાં જ જીવન પૂરું કરવું. તે અર્થે ભિક્ષુજીવન સ્વીકારી, તૈયાર અન્ન માગી· લાવી, કણનો પણ સંગ્રહ કર્યા વિના તેણે અન્નપાનની માત્રા વિચારીને ખાવું અને શરીરનિર્વાહ કરવો. એ પ્રમાણે ભિક્ષાદિમાં સાવધાન રહી, તે એક જગાએ સ્થિર થઈને રહેવાને બદલે, અનિયતભાવે, કાંઈ પણ આશા રાખ્યા વિના વિચરે[2] અને પ્રમત્તોમાં અપ્રમત્ત રહી, પોતાના લક્ષની સિદ્ધિમાં કાળ વિતાવે. [૧૩-૧૬]

આ પ્રમાણે અપૂર્વ જ્ઞાન અને દર્શનવાળા જ્ઞાતપુત્ર, અર્હત, ભગવાન વૈશાલિકે[3] કહ્યું છે. [૧૭]

---

૧. જુઓ આગળ પા. ૧૭ નોં. ૧.

૨. મૂળમાં–'માત્ર પીંછી લઈને' એટલું વધારે છે. કેટલાક એવો અર્થ પણ કરે છે કે, 'પંખી જેમ પીંછા સાથે (બીજું કશું સાથે રાખ્યા વિના) ફરે છે, તેમ તે કશું સાથે રાખ્યા વિના ફરે.'

૩. આ બધાં ભગવાન મહાવીરનાં વિશેષણો છે. જ્ઞાન એટલે વિશેષ બોધ, અને દર્શન એટલે સામાન્ય બોધ; જ્ઞાત નામના રાજવંશમાં જન્મ્યા હોવાથી જ્ઞાતપુત્ર; અર્હત્ એટલે પૂજ્ય; અને વૈશાલિક એટલે વૈશાલી નગરી (કુંડગ્રામ) ના રહેવાસી. વિશાલા નગરીના રાજાના ભાણેજ હોવાથી 'વૈશાલિક', એવી પણ પરંપરા છે.

૭

## ઘેટાનું દૃષ્ટાંત

લોકો અતિથિ આવે તે પ્રસંગે ઉજાણી સારુ પોતાના આંગણામાં ઘેટો પાળે છે તથા તેને ચોળા અને જવસ ખવરાવી ખવરાવીને પુષ્ટ કરે છે. તે ઘેટો તૃપ્તિપૂર્વક બધું ખાઈ ખાઈ, મોટા પેટવાળો તથા વિપુલ દેહવાળો બને છે. પરંતુ તે જાણતો નથી કે, પોતે અતિથિ આવે ત્યારે કપાવા માટે તૈયાર થઈ રહ્યો છે. [૧-૩]

તેવી રીતે અજ્ઞાની મનુષ્ય પણ સ્ત્રીપ્રધાન કામભોગો ભોગવતો, મહાઆરંભો અને પરિગ્રહો કર્યા કરતો, તથા લૂંટફાટ, ચોરી, જૂઠ, ક્રૂરતા તથા શઠતાથી પોતાના કામભોગો પ્રાપ્ત કરતો વિહરે છે. બકરાનું ખરું થયેલું માંસ ખાઈ, સુરા પી, તે રાતોમાતો, દુંદવાળો તથા લોહીભરેલો થયાં જાય છે. પરંતુ તે મૂઢ મનુષ્ય જાણતો નથી કે પોતે નરક માટે તૈયાર થઈ રહ્યો છે. [૪-૭]

પછી, આસન, શયન, વાહન, ધન અને બીજા કામો ભોગવીને, દુષ્પ્રાપ ધનને પાછળ મૂકીને, તથા ઘણું પાપ ભેગું કરીને, આ દશ્યમાન જગતમાં જ માનનારો તથા કર્મોથી ભારે થયેલો તે પ્રાણી, અતિથિ આવ્યે શોક કરતા ઘેટાની પેઠે, મૃત્યુ સમયે શોક કરે છે. ત્યારબાદ, આયુષ્યનો ક્ષય થયે દેહથી ચ્યુત થયેલો તે, પરવશ બની, અંધારી, આસુરી દિશામાં જાય છે, તથા આપત્તિ અને વધ જેમાં મુખ્ય છે એવી નરકની અને તિર્યંચ (પશુપંખી ઇ૦) ની અધમ યોનિઓ પામે છે. એક વાર એ દુર્ગતિમાં ગયા પછી તેમાંથી બહાર આવવું ઘણા લાંબા કાળ સુધી અશક્ય હોય છે.[૧] [૮-૧૦, ૧૭-૮]

તે મૂઢ મનુષ્યો કોડી સાટે હજાર રૂપિયા ગુમાવનાર મૂર્ખ[૨]

૧. તે યોનિઓની કાળમર્યાદા ઇ૦ માટે જુઓ આગળ અધ્ય૦ ૩૬, પા. ૨૬૪ ઇ૦.

૨. ટીકાકાર એવી વાત ટાંકે છે કે, એક જણ હજાર રૂપિયા કમાઈ, પોતાને દેશ પાછો ફર્યો. રસ્તામાં તેને એક સંઘનો સાથ મળી ગયો. તેણે પોતાના હજાર રૂપિયામાંથી એક રૂપિયો વટાવી કોડીઓ લીધી અને તેટલા વડે જ મુસાફરી પૂરી કરવી એવું નક્કી કર્યું. પરંતુ, એક વખત તે રસ્તામાં જ્યાં ખાવા બેઠો હતો, ત્યાં એક કોડી ભૂલી ગયો. થોડે દૂર ગયા બાદ બીજે પડાવ નાખ્યો ત્યારે તે વાતની તેને ખબર પડી. તેણે વિચાર્યું કે, એ એક કોડી માટે બીજો રૂપિયો વટાવવો પડશે; માટે બધા રૂપિયા એક ઠેકાણે દાટી દઈ, જલદી જલદી પેલી કોડી લઈ આવું. તે રૂપિયા દાટતો હતો તેટલામાં કોઈએ તેને જોયો; એટલે તેણે તે રૂપિયા તેની ગેરહાજરીમાં ત્યાંથી કાઢી લીધા. પેલી પણ પેલી કોડી કોઈએ ઉપાડી લીધેલી. આમ તેનાં કોડી અને રૂપિયા બંને ગયાં.

જેવા તથા કેરી માટે રાજ્ય ખોનાર રાજા[1] જેવા છે. કારણ, તેઓ ૧૦૦ વર્ષ કરતાં ઓછા આયુષ્યનાં તુચ્છ માનુષી સુખો માટે હજારગણાં ઉત્તમ દૈવી આયુષ્યવાળાં કામસુખો ગુમાવે છે. [૧૧-૧૩]

ત્રણ વાણિયા વિષે એક એવી લોકકથા છે કે, મૂડી લઈને તેઓ વેપાર કરવા નીકળ્યા. તેમાંનો એક ઘણો લાભ મેળવી પાછો આવ્યો; બીજો મૂળ મૂડી સાથે જ પાછો આવ્યો; અને ત્રીજો તો મૂડી પણ ખોઈને આવ્યો. તેની પેઠે જ ધર્મજીવનમાં પણ મનુષ્યો ત્રણ પ્રકારે વર્તે છે. કેટલાક વિપુલ સદાચાર, શીલ અને વિશેષતાવાળા પુરુષાર્થી લોકો પોતાનાં સત્કર્મોને લીધે, પહેલા વાણિયાની પેઠે, મૂળ મૂડી (મનુષ્યપણા) ઉપરાંત (દેવપણાનો) લાભ પામે છે. બીજા સામાન્ય ગૃહસ્થો સદાચરણ અને સુવ્રતો આચરી, બીજા વાણિયાની પેઠે મૂળ મૂડી સાથે જ (ફરી મનુષ્ય બની) પાછા આવે છે. જ્યારે અજ્ઞાની અને દુરાચારી લોકો, ત્રીજા વાણિયાની પેઠે મનુષ્યપણું પણ હારી બેસે છે અને નરક કે તિર્યંચપણાને પામે છે. [૧૪-૨૧]

માટે હાનિલાભનો વિચાર કરી, મેધાવી પુરુષ પોતાના ઐહિક જીવનનો સદુપયોગ કરે.

---

૧. આ વાત એવી છે કે, એક રાજાને ઘણી કેરીઓ ખાવાથી વિષૂચિકા રોગ થયો. વૈદોએ મહામહેનતે તે દૂર કર્યો; પણ ભવિષ્યમાં કદી કેરી ન ખાવાની તેને તાકીદ આપી. પરંતુ બીજું સર્વ રાજ્યસુખ ભોગવતો હોવા છતાં, તેનું મન કેરી માટે ઝાવાં નાખતું. એક દિવસ મન કાબૂમાં નહિ રહેતાં તેણે પુષ્કળ કેરીઓ ખાઈ લીધી અને જાન ખોયો.

## ૮

# કપિલમુનિનો સદુપદેશ

### કપિલમુનિની કથા

કપિલ નાના હતા તેવામાં જ તેમના પિતા — રાજપુરોહિત કાશ્યપ — ગુજરી ગયા. કૌશાંબીના રાજા જિતશત્રુએ તેમની જગાએ નવો પુરોહિત નીમ્યો. એક વખત તે નવો પુરોહિત ઠાઠમાઠથી રાજમાર્ગ ઉપર થઈને જતો હતો. તેને જોઈ, પોતાનો પૂર્વ વૈભવ યાદ આવવાથી કપિલની માતા યશા રડવા લાગ્યાં. નાના કપિલે રડવાનું કારણ પૂછતાં, યશાએ જણાવ્યું કે, તારા પિતા જીવતા હતા ત્યારે આપણે ત્યાં આવો ઠાઠ હતો; પરંતુ તેમના ગુજરી ગયા પછી તું નાનો તેમજ અભણ હોવાથી આ બીજો બ્રાહ્મણ તે ઠાઠ ભોગવે છે. તે સાંભળી કપિલે ભણીગણી પિતાનું પદ પાછું મેળવવાનો નિશ્ચય કર્યો. માતાએ તેને તેના પિતાના મિત્ર ઇંદ્રદત્તને ત્યાં શ્રાવસ્તિ જવાની સલાહ આપી. . ઇંદ્રદત્તે ખુશીથી કપિલને ભણાવવાનું કબૂલ કર્યું; પરંતુ તેનું ખાધાખર્ચ પોતાનાથી ઉપાડી શકાય તેમ ન હોવાથી, ગામના શાલિભદ્ર શેઠને ત્યાં કપિલના ખાવાપીવાની વ્યવસ્થા કરી. ત્યાં તે શેઠની એક સ્વરૂપવાન દાસી કપિલને રોજ જમવાનું

પીરસતી. વખત જતાં તે બંનેમા અનુરાગ ઉત્પન્ન થયો અને કપિલ પોતાનું ભણવાકરવાનું ભૂલી તેનામા આસક્ત થઈ ગયા આમ ઘણો કાળ વીતી ગયો. એક વખત તે દાસીને ખિન્ન થયેલી દેખી કપિલે તેનું કારણ પૂછ્યું; તો તેણે જણાવ્યું કે, 'કાલે અમારા લોકોનો મોટો ઉત્સવ છે. તે વખતે બીજી બધી સ્ત્રીઓ પૂરા શણગાર સજીને આવશે. પરંતુ મારી પાસે બીજી બધી સામગ્રી હોવા છતાં પુષ્પાદિ ખરીદવા રોકડ નાણું કાંઈ નથી. તેથી હું મુંઝાઉં છું.' પછી કપિલે તેનો કાંઈ ઉપાય પૂછતાં તે દાસીએ જણાવ્યું કે, 'આ નગરમાં ધન નામનો શેઠ, સવારના પહોરમાં પોતાને મંગળવચનોથી જગાડનાર બ્રાહ્મણને બે સોનામહોર દક્ષિણા આપે છે. માટે તમે જો વહેલા જઈ તેમ કરો, તો તેટલા પૈસાથી મારું બધું કામ પતી જાય.' તે સાંભળી ઉત્સાહમાં આવી જઈ, કપિલ, બીજો કોઈ પહોંચી જાય ત્યાર પહેલાં પહોંચવા ખાતર, મધરાતના જ ચાલી નીકળ્યા. રસ્તામાં ચોકીદારોએ તેમને ચોર ધારી પકડ્યા અને બીજે દિવસે રાજા સમક્ષ રજૂ કર્યા. કપિલે રાજાને પોતાની સાચી હકીકત સ્પષ્ટ કહી સંભળાવી. તેથી સંતુષ્ટ થઈ રાજાએ તેમને છોડી મૂકયા અને તેમને જોઈતું ધન પોતાની પાસેથી માગી લેવા જણાવ્યું. આ સાંભળી, ખુશ થઈ, કપિલ કેટલું ધન માગવું તેનો વિચાર કરવા લાગ્યા. પરંતુ જેમ જેમ તે વિચાર કરતા ગયા, તેમ તેમ, સો, હજાર, લાખ અને કરોડ સિક્કાથી પણ પોતે પેલી દાસી સાથે પૂરેપૂરા એશઆરામમાં રહી શકશે નહિ એમ તેમને લાગ્યુ. છેવટે તેમને ભાન આવ્યું કે, પોતે શું કરવા આવ્યા હતા અને શું કરવા બેઠા છે. એટલે ત્યાંથી તે સાધુ બનીને ચાલી નીકળ્યા, અને એક મહાન તપસ્વી બન્યા.

શ્રી સુધર્મસ્વામી કહે છે :

"અસ્થિર, અનિત્ય તથા દુઃખપૂર્ણ એવા આ સંસારમાં એવું કયું કર્મ છે, કે જે કરવાથી દુર્ગતિ પ્રાપ્ત ન થાય?" [૧]

આ પ્રશ્નનો જવાબ, સંપૂર્ણ જ્ઞાન અને દર્શનથી યુક્ત તથા મોહરહિત એવા મુનિવર કપિલે, સર્વ જીવોના હિત, કલ્યાણ અને મોક્ષને અર્થે, આ પ્રમાણે આપ્યો છે :

"વિવિધ પદાર્થોમાં સ્નેહ અથવા આસક્તિ એ સર્વ પ્રકારનાં બંધનનું મૂળ છે. માટે મનુષ્યે સર્વ પ્રકારના સંબંધોનો ત્યાગ કરી, ફરી ક્યાંય સ્નેહ ન કરવો. સ્નેહ કરાવનારા પદાર્થોમાં પણ સ્નેહ વિનાનો રહેનાર મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે.

"રાગ અને દ્વેષને કારણે મનુષ્યના અંતરમાં અનેક ગાંઠો બંધાઈ ગઈ છે. તે બધીને ભલે પ્રકારે છેદી નાખી, મુમુક્ષુ ભિક્ષુએ, ગમે તેટલા કામભોગો આવી મળે તોપણ તેમાં ન લેપાવું. એક વાર મનુષ્ય એ લોભાવનારા વિષયોમાં ખેંચાઈ ગયો, તો પછી તે પોતાનું હિત અને કલ્યાણ સમજવાની બુદ્ધિ જ ગુમાવી બેસે છે. પછી, માખી જેમ બળખામાં ચોંટી જઈ નાશ પામે છે, તેમ તે મંદ અને મૂઢ મનુષ્ય નાશ પામે છે. [૨-૫]

"વિવિધ પદાર્થોથી ભરેલું આખું વિશ્વ કોઈ એક મનુષ્યને જ આપી દેવામાં આવે, તો પણ તેનાથી તેને તૃપ્તિ થાય તેમ નથી. મનુષ્યની તૃષ્ણાઓ એવી દુષ્પૂર છે. કારણ કે, જેમ જેમ લાભ થતો જાય છે, તેમ તેમ લોભ પણ વધતો જાય છે. જુઓને, (મારે – કપિલને) બે સિક્કાની જરૂર હતી, તે પછી કરોડોથી પણ પૂરી ન થઈ! [૧૬-૭]

"આ જન્મમાં જેઓ કામભોગોના રસમાં આસક્ત બની પોતાના જીવનનું નિયમન નથી કરતા, તેઓ સમાધિ-

યોગથી ભ્રષ્ટ બની, આ જન્મ પણ ગુમાવે છે અને મૃત્યુ બાદ પણ આસુરી યોનિ પ્રાપ્ત કરે છે. ત્યાંથી છૂટીનેય તેઓ સંસારમાં શાંતિ પામ્યા વિના સતત્ ભટક્યા જ કરે છે. કારણકે, અનેક કર્મોના લેપથી લીંપાયેલા તેઓને બોધ પ્રાપ્ત થવો ઘણો મુશ્કેલ હોય છે. [૧૪-૧૭]

"માટે, મનુષ્યનું સર્વસ્વ નાશ કરનારા સ્ત્રીભોગોમાં કદી ન ફસાશો. તે ભોગોની મનોહરતા ઉપર ઉપરની જ છે. ચિત્ત આજે 'આ' તો કાલે 'બીજું' એમ હંમેશાં નવું માગ્યા કરે છે, અને જેને મેળવવા હમણાં જ પોતે અતિ પ્રયત્ન કર્યો હોય છે, તે જ થોડા વખત બાદ અકારું થઈ પડે છે. માટે તે ભોગોની કદી કામના ન કરવી. ઘરબાર વિનાના ભિક્ષુએ સ્ત્રી સાથે કોઈ પણ પ્રકારના પ્રસંગનો ત્યાગ કરવો. તેણે તો લોકકલ્યાણકારી ધર્મ જાણીને, તેમાં જ પોતાની જાતને લીન કરી દેવી. [૧૮-૧૯]

"તે બધા કામભોગો એવા છે કે, એક વખત તેમનો પરિચય કર્યા બાદ મહાકષ્ટે પણ તે તજી શકાતા નથી. તેમાં પણ, સામાન્ય સંસારી જીવો માટે તો તે અશક્ય જ છે. મહાવ્રતો જેવાં સુંદર વ્રતો અણીશુદ્ધ પાળનારા કોઈ વિરલ સાધુ પુરુષો જ તે દુસ્તર ભોગોને, વેપારી વાણિયા જેમ દુસ્તર સમુદ્ર પાર કરી જાય છે, તેમ તરી જાય છે. [૬]

"પરંતુ સાધુનો વેશ પહેરવાથી કંઈ સાધુ થઈ જવાતું નથી. ઘણાય પશુ જેવા અજ્ઞાની લોકો પોતાને શ્રમણ કહેવરાવે છે; પરંતુ ખરી રીતે તો તેઓ કામભોગોમાં જ

ડૂબેલા હોય છે. તેઓ લક્ષણશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, અંગવિદ્યા[1] વગેરેથી ભવિષ્ય ભાખીને કે શુભાશુભ ફળ કહી બતાવીને કમાણી કરે છે તથા પોતાના કામભોગો પ્રાપ્ત કરે છે. પરંતુ, તેઓ સાચા શ્રમણો નથી, એમ આચાર્યોએ સ્પષ્ટ જણાવ્યું છે. વિવિધ પાપકર્મોમાં રહેલી હિંસાને પણ તેઓ જોઈ શકતા નથી. જે આર્યપુરુષોએ સાધુધર્મ ઉપદેશ્યો છે, તેઓએ તો સ્પષ્ટ જણાવ્યું છે કે, હિંસા કદી ન આચરવી. અહિંસાવ્રત આચરનારો મહામુનિ જ કદાચ સર્વ દુઃખોમાંથી મુક્ત થવાની આશા રાખી શકે. આમ હોવાથી, જે મુમુક્ષુ હિંસા નથી આચરતો, તેને જ સદાચારી[2] કહી શકાય. જેમ ઊંચી જમીન ઉપરથી પાણી ચાલ્યું જાય છે, તેમ તેવા મનુષ્ય પાસેથી પાપકર્મ દૂર ચાલ્યું જાય છે.

---

૧. લક્ષણશાસ્ત્ર: શારીરિક લક્ષણો ઉપરથી શુભાશુભ ભાખવાની વિદ્યા. ટીકાકાર જણાવે છે કે, હાડકાં ઉપરથી પૈસા, માંસ ઉપરથી સુખ, ચામડી ઉપરથી ભોગો, આંખ ઉપરથી સ્ત્રીઓ વગેરે કહી આપવામાં આવે છે.

સ્વપ્નશાસ્ત્રના નમૂના તરીકે ટીકાકાર જણાવે છે કે, સ્વપ્નમાં જો આલંકારિક વસ્તુઓ, ઘોડા, હાથી, તથા સફેદ બળદ વગેરે જોવામાં આવે, તો યશ મળે; પોતાને સ્વપ્નમાં પેશાબ કરતો કે લાલ રંગનો દસ્ત કરતો જુએ, તો અર્થ નાશ પામે ઇ૦.

અંગવિદ્યાનાં દૃષ્ટાંતો: માથું ફરકે તો રાજ્ય મળે; હાથ ફરકે તો પ્રિયમિલન થાય ઇ૦.

૨. મૂળ: समित । सम्+इ = બરાબર ચાલવું, યોગ્ય આચરણ કરવું. જૈનધર્મમાં પાંચ સમિતિઓ ગણાવી છે. તેમના વર્ણન માટે જુઓ અ૦ ૨૪, પા. ૧૩૯ ઇ૦.

માટે જગતમાં જે કોઈ સ્થાવર કે જંગમ પ્રાણીઓ છે, તેમની મન વાણી કે કાયાથી હિંસા ન કરવી. [૬-૧૦,૧૩]

"મુમુક્ષુએ નિર્વાહ પણ ગમે તેવું નીરસ, વધ્યુંઘટ્યું તથા ટાઢું અન્ન[1] માગી લાવીને કરવો. તેવું અન્ન પણ તેણે સંયમધર્મના નિર્વાહ અર્થે આવશ્યક ગણીને જ ખાવું, સ્વાદવૃત્તિથી નહિ." [૧૧-૧૨]

વિશુદ્ધ પ્રજ્ઞાવાળા કપિલે ઉપદેશેલો આ ધર્મ જે આચરશે. તે આ સંસારસાગરને તરી જશે, અને તેણે આ લોક તથા પરલોક બન્ને સાધ્યા એમ કહેવાશે. [૨૦]

એમ કહી, શ્રી સુધર્મસ્વામી થોભ્યા.

---

૧. મૂળમાં એ ઉપરાંત નીચેની વિગતો પણ છે: પુરાણ કુલ્માષ (જૂના અડદ), બુક્સ (બાકળા), મંથુ (સાથવો), પુલાગ (અસાર ખાદ્ય) ઇ૦.

## ૯

# નમિરાજાનો ગૃહત્યાગ

દેવલોકમાંથી ચ્યવીને મનુષ્યલોકમાં ઉત્પન્ન થયેલા નમિરાજાનાં[1] મોહનીયકર્મ[2] શાંત થતાં, તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું. તેથી વૈરાગ્યયુક્ત[3] બનેલા તે રાજાને આપોઆપ સર્વોત્તમ ધર્મનું સ્ફુરણ થયું. પછી તે રાજા પુત્રને ગાદીએ બેસાડી, આજુબાજુના પ્રદેશ સાથેની મિથિલા નગરી, લશ્કર, અંતઃપુર અને પરિજન વગેરે સર્વને તજી, એકાંત સ્થળે ચાલ્યો. [૨-૪]

---

૧. પાછલા બે જન્મથી તે ચક્રવર્તીનો પુત્ર થઈ જન્મતો હતો અને સંન્યાસી થઈ, ધર્મસાધના કરતો કરતો ઉત્તમ દેવયોનિમાં જન્મતો હતો. છેવટના જન્મ વખતે સાધના કરતાં કરતાં વીજળી પડવાથી તેનું અકાળ મરણ થયું હતું. વધુ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૪૫.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૨, પા. ૪૬.

૩. મૂળ : 'બગ-વાન'; બગ એટલે વૈરાગ્ય.

સંન્યાસી થઈને બેઠેલા તે રાજર્ષિ પાસે ઇંદ્ર બ્રાહ્મણ-વેષે આવીને બોલ્યો : અરે! આજે મિથિલામાં કોલાહલ શાનો મચી રહ્યો છે? તથા મહેલોમાં અને લોકોનાં ઘરોમાં આ દારુણ શબ્દો શાના સંભળાય છે? [૫-૭]

રાજર્ષિ નમિ : મિથિલા નગરીમાં શીળી છાયાવાળું, મનોરમ, પત્ર, પુષ્પ અને ફળ સંયુક્ત તથા હંમેશાં અનેક જીવોને ફળફૂલ વડે અનેક ઉપકાર કરતું જે ચૈત્યવૃક્ષ[1] હતું, તેને પવનથી ખેંચાઈ જતું જોઈને, તેને આશરે રહેતાં પંખીઓ દુઃખી, અસહાય તથા પીડિત થઈને આ અવાજો કરે છે. [૮-૧૦]

દેવેંદ્ર : અરે! આ તો અગ્નિ અને વાયુના સપાટામાં સપડાઈને તારું ઘર સળગી ગયું છે! હે ભગવન્! તારા અંતઃપુરની સ્ત્રીઓ તરફ તું કેમ નજર કરતો નથી? [૧૧-૨]

રાજર્ષિ નમિ : જેને પોતાનું એવું કાંઈ નથી, તેવા અમે સુખે વસીએ છીએ તથા જીવીએ છીએ. આખી મિથિલા સળગતી હોય તોપણ મારું કાંઈ સળગતું નથી.[2]

---

૧. સ્મારક તરીકે રોપેલું; દેવમંદિરને લગતું; વ્યંતરો વગેરેના વાસવાળું; ચબૂતરાવાળું, એટલા તેના અર્થ થાય. 'ચૈત્યવૃક્ષ' એટલે 'ઉદ્યાનવૃક્ષ' એવો અર્થ પણ લઈ શકાય. જુઓ આગળ પા. ૧૧૦, અધ્યયન ૨૦-૨. ત્યાં મંડીકુક્ષિ 'ચૈત્ય'ને નંદ નામના ઇંદ્રના ઉપવન સાથે સરખાવ્યું છે.

૨ આ શ્લોક લગભગ આ સ્વરૂપમાં જ જાતક (૫૩૯,૧૨૫); સંયુત્તનિકાય (૧, પા. ૧૧૪); મહાવંશ (૩, પા. ૪૫૩); મહાભારત (૧૨,૯૯૧૭) વગેરે બૌદ્ધ અને હિંદુ ગ્રંથોમાં પણ મળી આવે છે.

સ્ત્રીપુત્રનો ત્યાગ કરીને નિર્વ્યાપાર બનેલા ભિક્ષુને કશું પ્રિય નથી. 'હું એકલો છું, મારું કોઈ નથી' એવું જાણનારા તથા સર્વ બંધનોમાંથી છૂટા થયેલા ગૃહત્યાગી ભિક્ષુ મુનિને ભારે નિરાંત[1] છે. [૧૩-૬]

દેવેંદ્ર : હે રાજા! તું તો ક્ષત્રિય છે! તારે તો તારા નગરની આજુબાજુ કિલ્લો, દરવાજા, બુરજો, ખાઈઓ તથા સેંકડો શત્રુનો નાશ કરનારાં શતઘ્ની યંત્રો તૈયાર કરાવી, તારા નગરને સુરક્ષિત કરવું જોઈએ.[2] [૧૭-૮]

રાજર્ષિ નમિ : શ્રદ્ધારૂપી નગરને ક્ષમારૂપી મજબૂત કિલ્લો બંધાવી, તપ અને સંયમ[3]ને તેના આગળા બનાવી, (મન, વાણી અને કાયાનાં નિયમન એ) ત્રણ (રૂપી બુરજ, ખાઈ અને શતઘ્ની)થી તેને સુરક્ષિત[4] અને અજેય કરી, પરાક્રમરૂપી ધનુષ્ય ઉપર સદાચારરૂપી પણછ ચડાવી, ધૃતિરૂપી મૂઠથી તે ધનુષ્યને પકડી, સત્ય વડે તેને ખેંચી, તપરૂપી બાણથી કર્મરૂપી કવચને ભેદનારો મુનિ સંગ્રામનો અંત લાવી, સંસારમાંથી મુક્ત થાય છે. [૧૯-૨૨]

---

૧. મૂળ : भद्दं ।

૨. મૂળમાં બધે 'એટલું' કરીને જજે' (गच्छसि), એમ છે.

૩. મૂળ : संवर । જુઓ પા. ૪૬, ટિપ્પણ નં. ૩.

૪. મૂળ : त्रिगुप्त । ત્રણ ગુપ્તિઓથી રક્ષિત. ગુપ્તિના વર્ણન માટે જુઓ પ્રકરણને અંતે ટિ૦ નં. ૩; પા. ૪૬.

૫. મૂળ : ઈર્યા વગેરે સમિતિઓ. સમિતિઓના વર્ણન માટે જુઓ પા. ૧૩૯ ઇ૦.

દેવેંદ્ર : હે ક્ષત્રિય ! તારે તો ઊંચા મહેલો, વર્ધમાન-ગૃહો[1] અને જળમહેલો[2] બંધાવવા જોઈએ. [૨૩-૪]

રાજર્ષિ નમિ : જ્યાં પોતાને હંમેશ રહેવાનું નથી, એવા રસ્તામાં જે ઘર કરે છે, તે મૂર્ખ છે. માણસે તો પોતાને જ્યાં કાયમનું જવાનું છે, ત્યાં ઘર બનાવવું જોઈએ ! [૨૫-૬]

દેવેંદ્ર : હે ક્ષત્રિય ! તારે તો ધાડપાડુ, લૂંટારુ[3], ખીસાકાતરુ અને ચોર વગેરેથી નગરનું રક્ષણ કરવું જોઈએ. [૨૭-૮]

રાજર્ષિ નમિ : લોકો ઘણી વાર ખોટી સજાઓ જ કરે છે : ખરા અપરાધીઓ છૂટી જાય છે અને નિર્દોષ માર્યા જાય છે. [૨૯-૩૦]

દેવેંદ્ર : હે ક્ષત્રિય ! જે રાજાઓ હજુ તને વશ નથી થયા, તેઓને તારે વશ કરવા જોઈએ. [૩૧-૨]

રાજર્ષિ નમિ : દુર્જય સંગ્રામમાં લાખો યોદ્ધાઓને જીતે, તેના કરતાં એકલો પોતાને જીતે, તો તે જય ઉત્તમ છે. પોતાની જાત સાથે જ લડવું જોઈએ.[4] બહારનાઓ સાથે લડીને શું વળવાનું છે ? પોતાના બળથી પોતાની જાતને

૧. વિશિષ્ટ આકૃતિમાં બાંધેલાં ઘરો. તે ઘરો સર્વોત્તમ ગણાય છે. જુઓ વરાહમિહિર-બૃહત્સંહિતા : ૫૩,૩૬.

૨. મૂળ : બાલાગ્રપોતિકા : સરોવરની મધ્યમાં બાંધેલો મહેલ.

૩. મૂળ : લોમહાર : ‘જેઓ સામાને મારી નાખીને તેનું બધું લઈ લે, તેવા નિર્દય લૂંટારાઓ.’–ટીકા૦

૪. લગભગ આ જ ભાવાર્થનો ધમ્મપદનો ૧૦૩ શ્લોક જુઓ.

જીતનારો સુખી થાય છે.[1] પાંચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ; તથા સૌથી વિશેષ દુર્જય એવું પોતાનું મન: એ જિતાયાં એટલે બધુ જિતાયું. [૩૩-૬]

દેવેંદ્ર : હે ક્ષત્રિય ! તારે તો મોટા મોટા યજ્ઞો કરવા જોઈએ તથા શ્રમણબ્રાહ્મણોને જમાડવા જોઈએ. દાન, ભોગ અને યજ્ઞ એ તારું કર્તવ્ય છે. [૩૭-૮]

રાજર્ષિ નમિ : મહિને મહિને લાખો ગાયો દેનારાના દાન કરતાં, કાંઈ ન આપનારાનું સંયમાચરણ શ્રેષ્ઠ છે. [૩૯-૪૦]

દેવેંદ્ર : ગૃહસ્થાશ્રમનો[2] ત્યાગ કરી તું બીજે આશ્રમ સ્વીકારવા તત્પર થયો છે. તેના કરતાં તો, હે નરાધિપ ! તું ગૃહસ્થાશ્રમમાં રહીને જ પૌષધ[3] વગેરે કર. [૪૧-૨]

રાજર્ષિ નમિ : કોઈ અજ્ઞાની મનુષ્ય મહિને મહિને દાભની અણી ઉપર રહે તેટલું અન્ન ખાઈને ઉગ્ર તપ કરે, તોપણ તે માણસ, સત્પુરુષોએ બતાવેલા ધર્મને અનુસરનારા

---

૧. જુઓ આચારાંગ ૧-૫-૩, ૨.

૨. મૂળમાં 'ઘોરાશ્રમ' શબ્દ છે. સંન્યાસી લેખકની મનોવૃત્તિએ તેની પાસે આ ચૂક કરાવી છે એમ ગણવું જોઈએ. નીચેનો શ્લોક ટાંકીને ટીકાકાર કહે છે કે, 'ગૃહસ્થાશ્રમ બરાબર પાર પાડવો એ જ ખરું મુશ્કેલ કામ છે: કાયર લોકો જ સંન્યાસ વગેરે પાખંડ સેવે છે: गृहाश्रमपरो धर्मो न भूतो न भविष्यति । पालयन्ति नराः शूराः क्लीबाः पाषण्डमाश्रिताः ॥ તેથી તેને ઘોરાશ્રમ કહ્યો છે.' પરંતુ નમિના જવાબમાંથી તે અર્થ સૂચિત થતો નથી.

૩. જુઓ પા. ૨૪, નોંધ ૨.

મનુષ્યના સોળમા હિસ્સાનેય ન પહોંચે.[1] [૪૩-૪]

દેવેંદ્ર: હે ક્ષત્રિય! તારે તો સોનું, રૂપું, મણિ, મુક્તા, કાંસા વગેરેનાં વાસણો, વસ્ત્રો, વાહન અને ભંડારની વૃદ્ધિ કરવી જોઈએ. [૪૫-૬]

રાજર્ષિ નમિ: સોનારૂપાના કૈલાસ જેવા અસંખ્ય પર્વતો પણ લોભી મનુષ્યને પૂરતા નથી. કારણકે, ઇચ્છા આકાશ જેવી અનંત છે.[2] ધનધાન્ય[3] સમેત આખી પૃથ્વી કોઈ એક મનુષ્યને જ આપી દે, તો પણ તે તેને પૂરતી થાય નહિ. આમ જાણી, તપનો જ આશરો લેવો યોગ્ય છે. [૪૭-૯]

દેવેંદ્ર: હે રાજા! તું આવા અદ્ભુત ભોગોને તજીને અસત્ વસ્તુની કામના કરે છે, તે નવાઈની વાત છે. તારી તે દુષ્કામનાથી જ તારો નાશ થવાનો છે! [૫૦-૧]

રાજર્ષિ નમિ: આ બધા કામભોગો શલ્યરૂપ છે, વિષરૂપ છે, તથા ઝેરી સર્પ જેવા છે. એ કામભોગોની પાછળ પડેલા લોકો, તેમને પ્રાપ્ત કર્યા વિના જ દુર્ગતિને પામે છે. ક્રોધથી માણસ નીચે પડે છે; માનથી અધમ ગતિ પ્રાપ્ત કરે છે; માયાથી તેની સદ્ગતિનો નાશ થાય છે; અને લોભથી તેના બંને લોક બગડે છે. [૫૨-૪]

---

૧. લગભગ આ જ શબ્દોમાં આવતો ધમ્મપદનો શ્લોક ૭૦ સરખાવો.

૨. આ જ ભાવાર્થના શ્લોકો: [illegible] દિવ્યાવદાન પા. ૨૨૪; વિષ્ણુપુરાણ: [illegible]

૩. મૂળમાં: 'શાળી, જવ (જેવાં ધાન્યો) અને [illegible] ઢોર ઢાંખર (વગેરે ધન)' એમ છે.

હવે, દેવેંદ્રે પોતાનું બ્રાહ્મણરૂપ તજી દીધું અને પોતાનું મૂળ રૂપ ધારણ કરી તથા રાજાને નમન કરીને, તે નીચેનાં મધુર વચનોથી તેની સ્તુતિ કરવા લાગ્યો! [૫૫]

'હે રાજા, તને ધન્ય છે! તેં ક્રોધને જીત્યો છે, માનનો પરાભવ કર્યો છે, માયાને દૂર કરી છે, અને લોભને વશ કર્યો છે. તારી સરળતાને ધન્ય છે! તારી મૃદુતાને ધન્ય છે! તારી ઉત્તમ શાંતિને ધન્ય છે! અને તારી ઉત્તમ મુક્તિને ધન્ય છે! હે મહાનુભાવ! આ લોકમાં તો તું ઉત્તમ છે જ; પરંતુ મરીને પણ તું ઉત્તમ થવાનો છે! કારણ કે, સર્વ પ્રકારની મલિનતાથી રહિત એવો તું જરૂર સિદ્ધિને પામીશ; કે જે બધા લોકોમાં સર્વોત્તમ પદ છે.' [૫૬-૮]

આ પ્રમાણે ઉત્તમ શ્રદ્ધાથી તે રાજાની સ્તુતિ કરતો દેવેંદ્ર તેની પ્રદક્ષિણા કરતો કરતો તેને ફરી ફરી નમસ્કાર કરવા લાગ્યો. ત્યાર બાદ તે મુનિવરના ચક્ર અને અંકુશનાં લક્ષણવાળા ચરણોને નમીને, કંપતાં કુંડળ અને મુકુટવાળો તે ઇંદ્ર આકાશમાં ચાલ્યો ગયો. [૫૯-૬૦]

આમ સાક્ષાત્ ઇંદ્રથી પ્રેરાવા છતાં વિદેહાધિપતિ નમિ રાજાએ પોતાની જાતને ડગવા દીધી નહિ, તથા ગૃહત્યાગ કરી શ્રમણપણું સ્વીકાર્યું. બુદ્ધિમાન, પંડિત અને કુશળ પુરુષો એમ જ કરે છે; અને ભોગોમાંથી નિવૃત્ત થાય છે. [૬૧-૨]

## ટિપ્પણ

**ટિપ્પણ નં. ૧.** કલિંગદેશનો કરકંડુ રાજા, પાંચાલનો દ્વિમુખરાજા, વિદેહનો નમિરાજા અને ગાંધાર દેશનો નગ્ગતિરાજાઃ એ ચાર રાજાઓ 'પ્રત્યેકબુદ્ધ' કે 'સહસંબુદ્ધ' કહેવાય છે. પ્રત્યેકબુદ્ધ એટલે ગુરુ વગેરેના ઉપદેશ વિના કે તપશ્ચર્યાદિ પૂર્વસાધના વિના જેમને પોતાના જીવનના કોઈ તીવ્ર પ્રસંગે અચાનક જ્ઞાન થઈ જાય તે—સ્વયંસંબુદ્ધ.

**કરકંડુ રાજાને** પોતાના જુવાન, બળવાન, તથા પ્રિય વાછરડાને અવસ્થા થતા ઘરડો અને દુર્બળ થઈ ગયેલો જોઈને વસ્તુઓની પરિણામશીલતાનું જ્ઞાન થયું.

**દ્વિમુખરાજાને** ઇંદ્રધ્વજના ઉત્સવ વખતે રોપેલા અને સાત દિવસ પૂજાયેલા ધ્વજના દંડને ઉત્સવ પૂરો થતા વિષ્ટમૂત્રાદિમાં રગડતો દેખી, વૈભવની અનિત્યતાનું જ્ઞાન થયું.

**નમિરાજાને** દાહનો રોગ થયો હોવાથી તેની બધી રાણીઓ સામટી ચંદન ઘસવા બેઠી. તેમનાં કંકણોનો એટલો મોટો અવાજ થયો કે રાજાને તે અસહ્ય થઈ પડ્યો. એટલે રાણીઓએ હાથ ઉપર એકએક કંકણ રાખીને જ ચંદન ઘસવા માંડ્યું. આમ ઘણા ભેગા હોય ત્યાં કોલાહલ જોઈને, અને એકલાપણામાં શાંતિ દેખીને, તે રાજાને નિઃસંગતાની શાંતિનું જ્ઞાન થયું.

**નગ્ગતિરાજા** સૈન્ય સાથે ફરવા નીકળેલો. ત્યાં એક આંબાને મોરથી પરિપૂર્ણ દેખી, માંગળિક જાણી તેણે તેની એક મંજરી તોડી લીધી. તેની પાછળ આવનારા સૈનિકોએ પણ તે જોઈ, તેની એક એક મંજરી તોડવા માંડી. પરિણામે રાજા પાછો ફર્યો ત્યારે તે સુંદર ઝાડ ઠૂંઠું જ બની રહ્યું હતું. આ ઉપરથી શ્રીની ચંચળતાનું તેને જ્ઞાન થયું.

એ પ્રમાણે જ્ઞાન થતાં દરેકે પોતાનાં ઘરબાર તજી શ્રમણપણું સ્વીકાર્યું. નમિરાજાની વિશેષ માહિતી માટે જુઓ 'મહાવીરસ્વામીનો સંયમધર્મ' પા. ૯૯, ટિ૦ ૧.

**ટિપ્પણ નં. ૨.** મોહનીય કર્મોના બે પ્રકાર છે: દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય. તેમાં **દર્શનમોહનીયના પ્રકારો** નીચે પ્રમાણે છે: જેના હૃદયથી તત્ત્વોના યથાર્થ સ્વરૂપની રુચિ અટકે, તે મિથ્યાત્વમોહનીય; (૨) જેના હૃદયથી યથાર્થપણાની રુચિ કે અરુચિ ન થતાં ડોલાયમાન સ્થિતિ રહે, તે મિશ્રમોહનીય; (૩) જેનો હૃદય યથાર્થપણાની રુચિનું નિમિત્ત થવા છતાં, ઔપશમિક કે ક્ષાયિકભાવનાવાળી તત્ત્વરુચિનો પ્રતિબંધ કરે, તે સમ્યક્‌ત્વમોહનીય.

**ચારિત્રમોહનીય** એટલે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો (તીવ્રતાના તરતમભાવની દૃષ્ટિએ ૧૬. જુઓ પા. ૧૬૪, અ૦ ૨૯, ટિ૦ નં. ૧) તથા તેમના સહચારી અને ઉદ્દીપક એવા નીચેના ૯ નોકષાય: હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રૈણભાવની વિકૃતિ પ્રકટાવનાર સ્ત્રીવેદ, પૌરુષભાવની વિકૃતિ પ્રકટાવનાર પુરુષવેદ અને નપુંસકભાવની વિકૃતિ પ્રકટાવનાર નપુંસકવેદ. એમ ચારિત્રમોહનીયના ૨૫ ભેદ થાય છે. કેટલાક નોકષાયમાંથી છેવટના ત્રણે વેદોનો 'વેદ' એવા એક ભાગમાં સમાવેશ કરી, નોકષાયના સાત પ્રકાર માને છે. જ્ઞાની, શાસ્ત્ર, સાધુ, ધર્મ, અને દેવ વગેરેની નિંદા કરવાથી દર્શનમોહનીય કર્મ બંધાય છે; તથા ક્રોધાદિને વશ થવું, મશ્કરી કરવી તથા બીજાને બેચેની કે શોક વગેરે ઉપજાવવાથી ચારિત્રમોહનીય બંધાય છે.

**ટિપ્પણ નં. ૩.** જે જે નિમિત્તો વડે કર્મબંધન થાય, તેમનો નિરોધ કરવો તે '**સંવર**'. ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરિષહજય, ચારિત્ર તથા તપ વડે સંવર થાય છે. બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક મન, વચન અને કાયાને ઉન્માર્ગથી રોકવારૂપી ત્રણ ગુપ્તિ છે. અને વિવેકપૂર્વક ચાલવા, બોલવા, વગેરે રૂપી પાંચ સમિતિઓ છે. (સવિસ્તર વર્ણન માટે જુઓ આગળ પા. ૧૩૯.)

ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, સંયમ, તપ, ત્યાગ આકિંચન્ય અને બ્રહ્મચર્ય એ દશ પ્રકારનો **ધર્મ** છે. વસ્તુઓની અનિત્યતા, જીવની અશરણતા, સંસારની દુઃખપૂર્ણતા, જીવનું એકલાપણું, શરીરની પોતાનાથી અન્યતા, શરીરની અશુચિતા, કર્મબંધનના માર્ગો (આસ્રવ), તેમનો સંવર, કર્મનો નાશ (નિર્જરા), લોકનું સ્વરૂપ, જ્ઞાનની દુર્લભતા અને ધર્મની દુર્લભતા એ બાર **ભાવનાઓનું**[1] ચિંતન તે **અનુપ્રેક્ષા.** માર્ગથી ચ્યુત ન થવા અને કર્મ ખપાવવા જે જે સહન કરવું ઘટે, તે **પરિષહ** (તેના ૨૨ પ્રકાર માટે જુઓ આ પુસ્તક પા. ૧૦ ઇ૦); અને આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવા માટે બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ તે **ચારિત્ર.** વાસનાઓને ક્ષીણ કરવા જોઈતું આધ્યાત્મિક બળ કેળવવા શરીર, ઇંદ્રિય અને મનને તપાવવાં તે **તપ.**

છ આભ્યંતર અને છ બાહ્ય તપોની વિગત માટે જુઓ આગળ પા. ૧૯૮ ઇ૦.

---

૧. તેમના સવિસ્તર વર્ણન માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક, પા. ૯૨ ઇ૦.

## ૧૦

# ગૌતમને ઉપદેશ[1]

મનુષ્યનું જીવિત, દિવસ જતાં પીળું થઈ ખરી જતા ઝાડના પાન જેવું, અને દાભની અણી ઉપર લટકી રહેલા ઝાકળના ટીપા જેવું ક્ષણિક તથા થોડો કાળ રહેનારું છે. વળી તે અનેક વિઘ્નોથી ઘેરાયેલું છે. માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર, અને પૂર્વે એકઠાં કરેલાં કર્મોને ખંખેરી નાખ. [૧-૩]

કર્મનાં ફળ ટાળવાં બહુ મુશ્કેલ છે, અને લાંબે કાળે પણ મનુષ્યજન્મ પ્રાણીને મળવો અઘરો છે. કારણકે, જીવ

---

૧. મૂળ : દ્રુમપત્રક. આ અધ્યયનના શરૂઆતના શ્લોકમાં મનુષ્યજીવનને ઝાડના પાન સાથે સરખાવ્યું છે, માટે મૂળમાં તેનું તે નામ છે. મહાવીરભગવાને પોતાના પટ્ટશિષ્ય ઇંદ્રભૂતિ ગૌતમને આપેલો ઉપદેશ આ અધ્યયનમાં સંગ્રહાયો છે, એવી પરંપરા છે. ગૌતમ વિષે વધુ માહિતી માટે જુઓ 'ભગવાન મહાવીરનો સંયમધર્મ' પાન ૨,૨૪૦,૨૬૨.

એક વાર પૃથ્વી, પાણી, તેજ અને વાયુ–શરીરવાળા[1] એકેંદ્રિય જીવોની યોનિમાં પેઠો, તો પછી 'અસંખ્યેય'[2] વર્ષો સુધી તેમાથી નીકળી શકતો નથી. તે જ પ્રમાણે વનસ્પતિશરીરમાંથી 'અનંત'[2] વર્ષો સુધી નીકળી શકતો નથી, અને નીકળીને પણ શુભ યોનિને પામતો નથી. બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય અને ચાર ઇંદ્રિયવાળાં શરીરમાંથી[3] 'સંખ્યેય'[2] વર્ષો સુધી નીકળી શકતો નથી. પાંચ ઇંદ્રિયોવાળાં શરીરમાંથી સાત કે આઠ જન્મ સુધી નીકળી શકતો નથી અને દેવગતિ કે નરકગતિમાંથી આખો એક ભવ પૂરો કર્યા વિના નીકળી શકતો નથી.[4] માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર. પ્રમાદી જીવ પોતાનાં શુભાશુભ કર્મો વડે ભવસંસારમાં ભટકયા જ કરે છે. [૪-૧૫]

---

૧. જૈનો પૃથ્વી, પાણી, તેજ અને વાયુને પણ એક (સ્પર્શ) ઇંદ્રિયવાળા જીવો માને છે. તેમની વધુ માહિતી માટે જુઓ આગળ પા. ૨૬૩, ટિ૦ ૫.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૫૨.

૩. જુઓ આગળ પાન ૨૬૦.

૪. ઉપર બધે જે વર્ષ-ગણતરી આપી છે, તે 'વધારેમાં વધારે' તેટલી છે. વળી એ વર્ષસંખ્યા એ યોનિઓનું આયુષ્ય (ભવસ્થિતિ) નથી જણાવતી; પરંતુ વધારેમાં વધારે કેટલાં વર્ષ સુધી તે ને તે યોનિમાં જીવ ફરીફરીને એકસાથે જન્મ્યા કરે એની સંખ્યા (કાયસ્થિતિ) જણાવે છે. દેવગતિ અને નરકગતિમાંથી ચ્યુત થયા પછી ફરી તરત જ એ યોનિમાં જન્મ નથી મળતો; તેથી એક ભવની જ વાત કરી છે. વધુ માટે જુઓ આગળ પા. ૨૬૩. ટિ૦ ૫.

મનુષ્યત્વ પામીને પણ આર્યત્વ પામવું વળી મુશ્કેલ છે; ઘણાય લોકો દસ્યુ અને મ્લેચ્છજાતિમાં[1] ઉત્પન્ન થાય છે. આર્યપણું પામીને પણ પાંચે ઇન્દ્રિયો પૂરેપૂરી પામવી મુશ્કેલ છે; ઘણાય લોકો એક કે બીજી ઇંદ્રિય વિનાના હોય છે. પાંચે ઇંદ્રિયવાળા હોઈને પણ ઉત્તમ ધર્મનું શ્રવણ પ્રાપ્ત થવું મુશ્કેલ છે; ઘણાય લોકો પાખંડી ગુરુઓને સેવ્યા કરે છે. ઉત્તમ ધર્મનું શ્રવણ પ્રાપ્ત થવા છતાં તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થવી દુર્લભ છે; ઘણાય લોકો મિથ્યાત્વને[2] સેવ્યાં કરે છે. ઉત્તમ ધર્મમાં શ્રદ્ધા પ્રાપ્ત થવા છતાં શરીરથી તેનું આચરણ મુશ્કેલ છે; ઘણાય લોકો કામભોગોમાં મૂઢ રહે છે. માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર. [૧૬-૨૦]

તારું શરીર દિવસે દિવસે જીર્ણ થતું જાય છે; તારા કેશ ધોળા થતા જાય છે અને કાન, આંખ, નાક, જીભ અને ત્વચા વગેરે તારી ઇંદ્રિયોનું તેમજ બીજું પણ સર્વ પ્રકારનું બળ ઘટતું જાય છે; અને તને બેચેની,[3] ગડગૂમડ તથા વિષૂચિકા વગેરે રોગો થવા લાગ્યા છે. આમ તારું શરીર ક્ષીણ તથા નષ્ટ થતું જાય છે, માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર. [૨૧-૭]

---

૧. ટીકાકારના જણાવ્યા પ્રમાણે, દેશની સીમાઓ ઉપર રહેનાર ચોરો તે દસ્યુ; અને જેમનું બોલેલું આર્યોથી સમજાતું નથી તેવા શક, યવન વગેરે તે મ્લેચ્છ. 'તે બંને વર્ગોમાં ધર્માધર્મ, ગમ્યાગમ્ય અને ભક્ષ્યાભક્ષ્યનું જ્ઞાન હોતું નથી અને તેઓ નર્યા પશુ જેવા હોય છે.' આર્ય–અનાર્યની જૈન કલ્પના માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક, પા. ૨૦૫–૬.

૨. જુઓ પા. ૧૭ નોં. ૧.

૩. મૂળ: અરતિ.

કમળ જેમ શરદ ઋતુના નિર્મળ જળને પણ સ્પર્શ કરતું નથી, તેમ તું પોતાની બધી આસક્તિઓ દૂર કર, અને સર્વ પ્રકારનાં સ્નેહબંધનોથી રહિત થા. વિપુલ ધનભંડાર, સ્ત્રી અને મિત્રબાંધવોનો તેં ત્યાગ કર્યો છે. હવે ફરી તેમની કામના કરી, વમન કરેલી વસ્તુને રખે ખાવા જતો! [૨૮-૩૦]

આ સમયે કોઈ જિન નજરે પડતા નથી; પરંતુ તેમણે ઉપદેશેલો અને ઘણાઓએ સ્વીકારેલો માર્ગ તો છે જ.[૧] માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર. કાંટાવાળો વિષમ માર્ગ છોડીને, તું તેમણે બતાવેલા સાફ ધોરી માર્ગને અનુસર. નબળો ભારવાહક વિષમ માર્ગે ચડીને પછી જેમ પસ્તાય, તેમ ન કર. [૩૧-૩]

મોટા સમુદ્રને તો તું તરી ગયો છે. હવે કિનારે આવીને કેમ અટકે છે? સામે પાર જલદી નીકળી જવા ત્વરા કર. અગાઉ થઈ ગયેલા સિદ્ધપુરુષોની શ્રેણીને[૨] અનુસરીને તું ક્ષેમ અને કલ્યાણયુક્ત ઉત્તમ સિદ્ધલોકને પ્રાપ્ત કરી શકીશ. માટે હે ગૌતમ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર. [૩૪-૫]

મુનિએ સંબુદ્ધ અને શાંત થઈને ગામ કે નગરમાં સંયમધર્મને અનુસરતા અનુસરતા વિચરવું, તથા લોકોને શાંતિમાર્ગનો ઉપદેશ કરવો. [૩૬]

---

૧. આ શબ્દો મહાવીરના મોમાં મુકાયા છે, તે નવાઈ પામવા જેવું છે. ૯-૪૧ની પેઠે (જુઓ પા. ૪૨, નોંધ ૨) આ પણ લેખકની જ ભૂલ હોવાનો વધુ સંભવ છે.

૨. મૂળ : अकलेवरश्रेणी ।

આ પ્રમાણે બુદ્દે[1] સારી રીતે કહેલાં તથા અર્થયુક્ત પદોવાળાં આ વચનો સાંભળીને ભગવાન ગૌતમ રાગ અને દ્વેષને છેદી, સિદ્ધગતિને પામ્યા, એમ હું કહું છું. [૩૭]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** 'સંખ્યેય', 'અસંખ્યેય', અને 'અનંત' એ સંખ્યાવાચી જૈન પારિભાષિક શબ્દોનો વિગતવાર અર્થ અહીં સમજાવવો મુશ્કેલ છે. કલ્પનાને તમ્મર આવે તેવા મોટા ખાડાની કલ્પનાઓ, અને તેમને સરસવથી ભરી ભરીને, કલ્પના મૂર્છિત થઈ જાય તેટલી વાર ઠાલવ્યા કરવાની ગણતરીઓ ગણવાની ધીરજ અને ફુરસદ જૈનો સિવાય બીજા કોઈએ બતાવી હોય એમ લાગતું નથી. જેમને એ બધી ગણતરીઓ વિગતવાર જાણવી હોય, તેમણે 'કર્મગ્રંથ' (પં. સુખલાલજી કૃત હિંદી અનુવાદ, ભા. ૪, પા. ૨૧૦ ઇ૦)માં જોવું.

એવી અકલ્પ્ય સંખ્યા એ તો માત્ર મોટામાં મોટી 'સંખ્યેય' ગણતરી છે. બેથી માંડીને ત્યાં સુધીની બધી રકમો 'સંખ્યેય' છે. તેની આગળ કેટલુંય ચાલો ત્યારે 'અસંખ્યેય' થાય; અને તેથી પણ આગળ 'અનંત' આવે. અનંતની અનંતતાને બીક લાગે તેટલી કરી મૂકવામાં જૈનશાસ્ત્રકારો જરૂર સફળ નીવડયા છે. આંકડાની સંખ્યા વધારીને ઉપમાઓ ઉપર ચાલી જતી તે ગણતરીઓના નમૂના માટે જુઓ આગળ પા. ૨૪૩, ટિ૦ ૪.

---

૧. ભગવાન મહાવીર માટે મૂળમાં જ આ શબ્દ વાપરેલો છે.

## ૧૧

## સાચો શાસ્ત્રજ્ઞ

જેણે શાસ્ત્રનો મર્મ જાણ્યો નથી, જે અહંકારી છે, જે લુબ્ધ છે, જે ઇંદ્રિયનિગ્રહી નથી, તથા જે નિરંતર ગમે તેમ લપલપ કર્યા કરે છે, તે (ઘણું ભણ્યો હોય તોય) વિનીત[1] ન કહેવાય કે શાસ્ત્રજ્ઞ પણ ન કહેવાય. [૨]

નીચેનાં પાંચ કારણથી સાચું શિક્ષણ પ્રાપ્ત થતું નથી: માન, ક્રોધ, પ્રમાદ, રોગ અને આળસ. [૩]

નીચેનાં પાંચ કારણથી માણસ સુશિક્ષિત કહેવાય છે: તે હસનશીલ નથી હોતો; સતત ઇંદ્રિયનિગ્રહી હોય છે; તે બીજાનું મર્મ ભેદાઈ જાય તેવું બોલનો નથી; તે સુશીલ હોય છે; તે દુરાચારી નથી હોતો; તે રસલંપટ નથી હોતો; તે સત્યમાં રત હોય છે; તથા ક્રોધી નથી હોતો. [૪-૫]

નીચેના ૧૪ દોષોવાળો મુનિ અવિનીત[1] કહેવાય છે

---

૧. વિનીત એટલે સુશિક્ષિત — સંસ્કારી. અહીં સામાન્ય સભ્યતા — નમ્રતાનો અર્થ નથી.

અને તે નિર્વાણ પામી શકતો નથી : તે વારંવાર ગુસ્સે થઈ જાય છે; તેનો ક્રોધ ઝટ શમતો નથી; કોઈ તેની સાથે મિત્રતાથી બોલવા જાય, તોપણ તે તેનો તિરસ્કાર કરે છે; શાસ્ત્ર ભણીને તે અભિમાન કરે છે; બીજાના દોષોનાં તે ખોતરણાં કરે છે; મિત્રો ઉપર પણ તે ગુસ્સે થઈ જાય છે; પોતાના પ્રિય મિત્રનું પણ પીઠ પાછળ ભૂંડું બોલે છે; કોઈ પણ બાબતમાં ઝટ સોગંદ ખાય છે[1]; મિત્રનો પણ દ્રોહ કરે છે; અહંકારી હોય છે; લુબ્ધ હોય છે; ઇંદ્રિયનિગ્રહી નથી હોતો; એકલપેટો[2] હોય છે; અને બધાને અપ્રીતિકર હોય છે. [૭-૯]

નીચેનાં પંદર કારણથી બુદ્ધિમાન માણસ સુવિનીત કહેવાય છે: તે અનુદ્ધત[3] હોય છે; ચાંપલો[4] નથી હોતો; કપટી નથી હોતો; કુતૂહલી નથી હોતો; કોઈનો તિરસ્કાર નથી કરતો; તેનો ક્રોધ ઝટ ઊતરી જાય છે; મિત્રતાથી વર્તનાર પ્રત્યે તે સદ્ભાવ રાખે છે; શાસ્ત્ર ભણીને તે અભિમાન નથી કરતો; તે અહંકારી નથી હોતો; કોઈના દોષોનાં તે ખોતરણાં નથી કરતો; મિત્રો ઉપર તે ગુસ્સે નથી થતો; અપ્રિય મિત્રનું પણ પીઠ પાછળ ભલું જ બોલે છે; ટંટાફિસાદ[5]

---

૧. મૂળ: પ્રતિજ્ઞાવાદી. 'પ્રકીર્ણવાદી' એવો પાઠ લઈ, 'ગમે તેમ લવારો કર્યા કરનારો' એવો અર્થ પણ લેવાય.

૨. મૂળ: અસંવિભાગી.

૩. મૂળ: નીચવર્તી.

૪. મૂળ: અચપલ.

૫. મૂળ: કલહ (વાચિક ઝઘડો) અને ડમર (એટલે કે મારામારી).

નથી કરતો; જાતવાન[1] હોય છે; તથા એકાગ્ર[2] હોય છે. [૧૦-૩]

જે શિષ્ય હમેશાં સદ્ગુરુની સોબતમાં રહે છે, યોગ્ય પ્રવૃત્તિવાળો[3] હોય છે, તપસ્વી[4] હોય છે, તથા પ્રિયકર અને પ્રિયવાદી હોય છે, તે શાસ્ત્રજ્ઞાનનો અધિકારી છે. [૧૪]

જેમ શંખમાં રહેલું દૂધ બેવડું ઉજ્જવળ દેખાય છે, તેમ સાચા શાસ્ત્રજ્ઞ ભિક્ષુનાં ધર્મ, કીર્તિ અને શાસ્ત્રજ્ઞાન પણ બમણાં શોભે છે. સાચો શાસ્ત્રજ્ઞ ભિક્ષુ કંબોજ[5] દેશના જાતવાન તથા કશાથી ન ભડકનાર[6] અને વેગમાં બધાથી શ્રેષ્ઠ ઘોડા જેવો (શ્રેષ્ઠ) હોય છે; ઉત્તમ અશ્વ ઉપર સવાર થયેલા તથા જેની બંને બાજુ બાર પ્રકારનાં વાજિંત્રોનો સામટો ઘોષ[7] થઈ રહ્યો છે, એવા શૂરવીર જેવો દૃઢ પરાક્રમી હોય છે, હાથિણીઓથી વીંટળાયેલા અને સાઠ

૧. મૂળ: 'જાતવાન બળદની પેઠે ઊંચકેલો ભાર વહન કરે છે.'

૨. મૂળ: પ્રતિસંલીન.

૩. મૂળ: योगवान्। મન, વાણી અને કાયાની પ્રવૃત્તિ તે યોગ.

૪. મૂળ: उपधानवान्। શાસ્ત્ર ભણતી વખતે કરવું પડતું વિશિષ્ટ તપ તે ઉપધાન.

૫. કાબૂલ દેશ.

૬. મૂળ: કંથક. 'કોઈ પણ અવાજથી કે શસ્ત્રપ્રહારથી ન ભડકનાર શ્રેષ્ઠ જાતિનો ઘોડો.'– ટીકા૦. બુદ્ધના ઘોડાનું નામ કંથક હતું. 'આઇન્ન' વિશેષણ માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક, પા. ૨૪૭.

૭. મૂળ: નંદિઘોષ.

વર્ષની ઉમરના[1] ગજરાજ જેવો બળવાન તથા દુર્ધર્ષ હોય છે; તીક્ષ્ણ શીંગડાંવાળા, મજબૂત ખૂંધવાળા તથા ગાયોના ધણના સ્વામી વૃષભની પેઠે તે (શાસ્ત્રસમૂહમાં) વિરાજે છે; તીક્ષ્ણ દાઢોવાળા, ઉત્કટ, દુર્ધર્ષ તથા સર્વ જાનવરોમાં શ્રેષ્ઠ સિંહ જેવો તે (શ્રેષ્ઠ) હોય છે; શંખ, ચક્ર અને ગદાધારી પરાક્રમી વીર વાસુદેવની[2] પેઠે તેનું બળ પણ અસ્ખલિત હોય છે; ચાર સેનાઓવાળા[3] અને ચૌદ રત્નોવાળા[4] ચક્રવર્તીની પેઠે તે મહા ઋદ્ધિશાળી હોય છે; હજાર નેત્રવાળા[5], વજ્રાયુધ, દેવોના અધિપતિ તથા પુર રાક્ષસના સંહારક શક્ર જેવો તે (શત્રુનો અભિભવ કરનારો) હોય

---

૧. મૂળ: ષષ્ઠીહાયન. કૌટિલ્યે (૧૩૬-૧૫) તો ૨૪ વર્ષના હાથીને ઉત્તમ કહેલો છે. બૌદ્ધ ગ્રંથોમાં તથા મહાભારતમાં પણ ૬૦ વર્ષના હાથીને માટે ષષ્ઠીહાયન શબ્દ વપરાયેલો મળે છે.

૨. પાંડવો, કૃષ્ણ, બલરામ, દ્રૌપદી વગેરેવાળું જૈન મહાભારત પણ છે. તે માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક, અધ્ય૦ ૧૬.

૩. હાથી, ઘોડા, રથ અને મનુષ્યની.

૪. સેનાપતિ, ગૃહપતિ, પુરોહિત, હાથી, ઘોડો, સુતાર, સ્ત્રી, ચક્ર, છત્ર, ચર્મ (હોડીના કામમાં આવે તેવું ચામડું), મણિ, કાકિની (ગુફામાં પ્રકાશ કરનાર રત્ન), તરવાર અને દંડ એ ચૌદ રત્નો ચક્રવર્તીને હોય છે. બૌદ્ધ પરંપરામાં સામાન્ય રીતે, ચક્ર, ગજ, તુરગ, મણિ, સ્ત્રી, ગૃહપતિ અને સેનાપતિ—એ સાત જ છે.

૫. ટીકાકાર જણાવે છે કે, ઇંદ્રને પાંચસો મંત્રી છે; તેમની ૧૦૦૦ આંખો તેના જ કામમાં આવતી હોવાથી તે હજાર આંખોવાળો કહેવાય છે. કૌટિલ્ય (૨૯-૧૦) જણાવે છે કે, ઇંદ્રને ૧૦૦૦ ઋષિઓ મંત્રીરૂપે છે; તેથી તે તેની હજાર આંખો કહેવાય.

છે; અંધકારનો નાશ કરનારા ઊગતા સૂર્યની પેઠે તે તેજથી જ્વલંત હોય છે; નક્ષત્રોથી વીંટળાયેલા, તારાઓના પતિ, પૂનમના[1] ચંદ્ર જેવો તે પરિપૂર્ણ હોય છે તથા સહિયારી મિલકત રાખનારા સામાજિકોના સુરક્ષિત તથા વિવિધ ધાન્યથી પરિપૂર્ણ કોઠાર જેવો તે સુરક્ષિત તથા વિવિધ ગુણોથી ભરેલો હોય છે. જંબુદ્વીપ[2]ના અધિપતિ દેવ[3]ના સ્થાનક તથા બધાં વૃક્ષમાં શ્રેષ્ઠ એવા સુદર્શન નામના જંબુવૃક્ષ જેવો; હંમેશાં પાણીવાળી, સાગરને મળનારી, નીલપર્વત[4]માંથી નીકળતી તથા બધી નદીઓમાં શ્રેષ્ઠ એવી સીતા નામની નદી જેવો; તથા વિવિધ ઔષધિઓથી દેદીપ્યમાન, મહાન તથા બધા પર્વતોમાં શ્રેષ્ઠ મંદરગિરિ જેવો તે (સર્વમાં શ્રેષ્ઠ) હોય છે, તેમજ અખૂટ પાણીવાળા તથા વિવિધ રત્નોથી પરિપૂર્ણ એવા સ્વયંભૂરમણ[5] સમુદ્ર જેવો (ગુણોથી અખૂટ તથા પરિપૂર્ણ) હોય છે. સમુદ્ર જેવા ગંભીર, મનથી પણ જીતવાને અશક્ય, નીડર, દુષ્પ્રધર્ષ, વિપુલ શાસ્ત્રજ્ઞાનથી પરિપૂર્ણ તથા સ્વ-પરનું

---

૧. મૂળ : પૂર્ણમાસી. મહિનો જે દિવસે પૂરો થાય તે દિવસ. આપણે ત્યાં અમાવાસ્યાએ મહિનો પૂરો થયેલો ગણાય છે.

૨ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૫૮.

૩ મૂળમાં 'અનાઢિઅ દેવ' એવું છે. ટીકાકાર જણાવે છે કે, 'અનાદૃત' એ દેવનું નામ છે.

૪. જુઓ ટિપ્પણ નં. ૧, પા. ૫૮.

૫ જુઓ ટિપ્પણ નં. ૧. સ્વયંભૂ–વિષ્ણુ જેમાં સૂવે છે તે સમુદ્ર ?

દુર્ગતિમાંથી રક્ષણ કરનાર એવા તે શાસ્ત્રજ્ઞ પુરુષો કર્મોનો ક્ષય કરી ઉત્તમ ગતિને પામ્યા છે. [૧૫-૩૧]

તેથી, મોક્ષને ઇચ્છતા ભિક્ષુએ શાસ્ત્રજ્ઞાનનો આશરો લેવો, જેથી તે પોતાની અને બીજાની મુક્તિ સાધી શકે, એમ હું કહું છું. [૩૨]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** જૈનો સમગ્ર લોકના અધો, મધ્યમ અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ કલ્પે છે. તેમાં અધોલોકમાં નરકભૂમિઓ આવેલી છે, ઊર્ધ્વલોકમાં દેવભૂમિઓ છે અને મધ્યમલોકમાં જંબુદ્વીપ વગેરે મનુષ્યભૂમિઓ છે. મધ્યમલોકમાં અસંખ્ય દ્વીપો અને સમુદ્ર આવેલા છે. તે દ્વીપો અને સમુદ્રો, ઘંટી અને તેના થાળાની માફક, એકની પાછળ ગોળ ફરતો બીજો એ રીતે ગોઠવાયેલા છે. તેમાં જંબુદ્વીપ સૌથી મધ્યમાં છે, અને સ્વયંભૂરમણ દ્વીપ તથા સમુદ્ર સૌથી છેલ્લા છે. જંબુદ્વીપમાં ભરત વગેરે સાત ક્ષેત્રો છે, અને તે દરેકને એકબીજાથી જુદા પાડતા તેમની વચમાં હિમવાન, મહાહિમવાન, નિષધ, નીલ, રૂકમી અને શિખરી એ છ પર્વતો છે. જંબુદ્વીપની આજુબાજુ લવણસમુદ્ર વીંટળાયેલો છે. તેમાં આવેલા દ્વીપો આંતરદ્વીપ કહેવાય છે. તે સમુદ્રની આજુબાજુ ધાતકીખંડ દ્વીપ છે. તેની આજુબાજુ કાલોદધિ છે, અને તેની આજુબાજુ પુષ્કરવરદ્વીપ છે, તથા તેની આજુબાજુ પુષ્કરોદધિ છે. એમ સ્વયંભૂરમણ સુધી સમજવું. લવણસમુદ્ર સિવાય બીજા સમુદ્રોમાં આંતરદ્વીપો નથી. દરેક સમુદ્ર દરેક દ્વીપથી બમણા વિસ્તારનો છે. જંબુદ્વીપનો વિસ્તાર લાખ યોજન જેટલો છે. જંબુદ્વીપ (આંતરદ્વીપો સાથે), ધાતકીખંડ અને અર્ધો પુષ્કરદ્વીપ, એમ અઢી દ્વીપમાં માણસનો સંભવ છે, તેથી તે મનુષ્યલોક કહેવાય છે.

## ૧૨

# હરિકેશ બલ[1]

### હરિકેશ બલની કથા

મૃતગંગાના તીર ઉપર હરિકેશ (ચાંડાલ) લોકોનો અધિપતિ બલકોટ્ટ રહેતો હતો. તેને ગૌરી અને ગાંધારી એમ બે સ્ત્રીઓ હતી. ગૌરીનો પુત્ર બલ કદરૂપો, કજિયાખોર તથા બધાને અપ્રીતિકર હતો. એક વખત બધાં ચાંડાળ કુટુંબો ગામબહાર ઉજાણી કરવા ગયાં હતાં. ત્યાં પણ તે છોકરાએ ટંટાટંટા કરવા માંડ્યા તેથી ઘરડેરાંએ તેને ઉજાણી પૂરી થાય ત્યાં સુધી ન આવવાનું કહી દૂર હાંકી કાઢ્યો. તે દૂર ઊભો ઊભો બધુ જોવા લાગ્યો. તે વખતે ત્યાં એક સાપ નીકળ્યો. તે ઝેરી હોવાથી બધાએ તેને મારી નાખ્યો. થોડી વાર પછી ત્યાં એક બીજો સાપ નીકળ્યો. પરંતુ તે ઝેરી ન હોવાથી તેને લોકોએ જવા દીધો. આ જોઈ દૂર ઊભેલા બલને વિચાર આવ્યો કે, પોતાના દોષથી જ માણસ પરાભવ પામે છે; પેલો સાપ ઝેરી હતો, તો તેને લોકોએ મારી નાખ્યો; અને બીજો ઝેરી

---

૧. હરિકેશ એટલે ચાંડાલ.–ટીકા૦. આ આખું અધ્યયન જાતક ૪૯૭ સાથે સરખાવવા જેવું છે.

ન હતો, તો તેને નિરાંતે જવા દીધો. આવો વિચાર આવતાં તથા પૂર્વસંસ્કારો જાગૃત થવાથી તેણે મુનિ પાસે ધર્મ સાંભળી દીક્ષા લીધી અને પોતાના દોષો દૂર કરવા ઉત્કટ તપ કરવા માંડ્યું. એક વખત તે કરતો કરતો વારાણસી નગરી પાસે તિંદુકવનમાં આવી પહોંચ્યો, અને એક તિંદુકવૃક્ષ નીચે યક્ષના સ્થાનકે તેણે ઉતારો કર્યો. તે યક્ષ તેના તપથી પ્રસન્ન થઈ, તેની તહેનાતમાં રહેવા લાગ્યો.

એક વખત વારાણસીના રાજા કૌશલિકની પુત્રી ભદ્રા તે યક્ષની પ્રતિમાનું પૂજન કરવા આવી. પૂજા કરતી વખતે ત્યાં બેઠેલા ગંદા અને કદરૂપા હરિકેશ બલને જોઈને તેને સૂગ આવી. આથી ચિડાઈ પેલો યક્ષ તેના શરીરમાં ભરાયો એટલે તે કુંવરી ગાંડા જેવી થઈ ગઈ. રાજાએ અનેક ઉપચાર કર્યા છતાં તે સાજી ન થઈ. છેવટે યક્ષ તે કુંવરીને મોંએ જ બોલ્યો કે, મારા સ્થાનમાં બેઠેલા મુનિ પ્રત્યે આ કુંવરીએ સૂગ બતાવી છે, માટે હવે જો તે કુંવરીને તે ગંદા મુનિને પરણાવવામાં આવે, તો જ હું તેના શરીરમાંથી નીકળું. રાજાએ નિરુપાય થઈ, તેમ કરવાનું કબૂલ કર્યું: એટલે કુંવરી સાજી થઈ ગઈ. પછી રાજાએ તેને શણગારી, પેલા મુનિ પાસે મોકલી દીધી. પરંતુ મુનિએ તેનો સ્વીકાર ન કર્યો. હવે, રાજાએ તો વચનથી પોતાની પુત્રીને તે મુનિને જ આપી દીધી હોવાથી, બીજું કોઈ તેની સાથે લગ્ન કરે તેમ રહ્યું નહિ. છેવટે, રાજાના પુરોહિત સુખદેવે તેની સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું.

ચાંડાળકુળમાં ઉત્પન્ન થયેલો, પરંતુ ઉત્તમ ગુણોવાળો હરિકેશ બલ નામનો એક જિતેન્દ્રિય ભિક્ષુ હતો. તે ભિક્ષુ હરવાફરવામાં, ભિક્ષા માગવામાં, બોલવામાં, મળમૂત્ર ત્યાગવામાં (તથા વસ્તુઓની લે-મૂક કરવામાં જીવજંતુનો નાશ ન થાય તેની) કાળજીવાળો હતો; સંયમી હતો; સુસમાહિત હતો; જિતેન્દ્રિય હતો; તથા મન, વાણી અને

કાયાનું અશુભ પ્રવૃત્તિઓમાંથી રક્ષણ કરતો વિચરતો હતો. એક વખત ભિક્ષાર્થે ફરતો ફરતો તે, બ્રાહ્મણો સાથે રાજપુરોહિત જ્યાં યજ્ઞ કરતો હતો, ત્યાં યજ્ઞમંડપ આગળ આવી પહોંચ્યો. [ ૧-૩ ]

તપથી સુકાઈ ગયેલા અને જીર્ણ, મલિન તથા નકામા જેવાં વસ્ત્રપાત્ર વગેરે ઉપકરણોવાળા તે ગંદા મુનિને આવતો દેખી, પેલા અસભ્ય બ્રાહ્મણો તેનો ઉપહાસ કરવા લાગ્યા. પોતાની ઉચ્ચ બ્રાહ્મણજાતિના મદથી ગર્વિષ્ઠ બનેલા, હિંસક, અજિતેંદ્રિય, અબ્રહ્મચારી અને મૂઢ એવા તે બ્રાહ્મણો તેને કહેવા લાગ્યા :

"આવો બિહામણો, કાળો, વિકરાળ, બૂચિયો,[1] ચીંથરેહાલ, મેલાભૂત, અપશુકનિયો તથા ઉકરડેથી વીણી આણેલાં કપડાં ગળે વીંટેલો તું કોણ અહીં આવ્યો છે? અહીં શા માટે ઊભો રહ્યો છે? અહીંથી વેગળો થા!" [૪-૭]

ત્યારે વારાણસી નગરીની બહાર જે તિંદુક વૃક્ષ નીચે તે મુનિએ ઉતારો કર્યો હતો, તે વૃક્ષનિવાસી યક્ષે, તે મહામુનિ ઉપર અનુકંપાથી, પોતાનું શરીર અદૃશ્ય રાખી, તે મુનિ જ બોલતા હોય તે પ્રમાણે આ જવાબ આપ્યો:[2]

'ઘરબારનો ત્યાગ કરનારો હું શ્રમણ છું, સંયમી છું, તથા બ્રહ્મચારી છું. હું મારું અન્ન જાતે રાંધતો નથી, પરંતુ

---

૧. મૂળ: 'ફોકનાસ.' अग्रे स्थूलोन्नता च नासा ।

૨. આ યક્ષની ઉમેરણી વાર્તાના સ્વાભાવિક પ્રવાહમાં બંધ પાડે છે; અને જે સહેજે બનવું જોઈએ તેને, યક્ષની મારપીટનું પરિણામ ઠરાવી, વાર્તાના મૂળ પ્રયોજનને જ મારી નાખે છે.

યાચકવૃત્તિથી જીવું છું. તેથી બીજાએ પોતાને માટે તૈયાર કરેલા અન્નમાંથી વધ્યુઘટયું માગવા ભિક્ષાકાળે આવ્યો છું. તમે લોકો અહીં યાચક વગેરેને ઘણુંય અન્ન વહેંચી રહ્યા છો, તથા જાતે પણ પુષ્કળ અન્નપાન ખાઓપીઓ છો. માટે, મને તપસ્વી જાણી, જે કાંઈ વધ્યુંઘટયું હોય તે આપો. [૮-૧૦]

પુરોહિત: અહીયાં બ્રાહ્મણો માટે જ ભોજન તૈયાર કરેલું છે, અને બ્રાહ્મણ સિવાય તે બીજા કોઈને આપવાનું નથી. માટે અહીંથી ચાલ્યો જા. [૧૧]

હરિકેશ બલ[1]: ખેડૂતો (અતિવૃષ્ટિ થાય કે અલ્પવૃષ્ટિ થાય તો પણ પાકની) આશાએ જેમ ઊંચી નીચી એમ બંને પ્રકારની જમીનમાં બીજ વાવે છે, તેમ તમે મને પણ દાન આપો; મારા જેવું હલકું પાત્ર પણ તમને કાંઈક પુણ્યપ્રાપ્તિ કરાવશે. [૧૨]

બ્રાહ્મણો: જગતભરમાં જાણીતું છે કે જાતિ અને વિદ્યાથી યુક્ત અમે બ્રાહ્મણો જ દાન માટે ઉચિત ક્ષેત્રો છીએ. તેમાં વાવેલાં બીજ પુણ્યરૂપે (અચૂક) ઊગી નીકળે છે. [૧૩]

હરિકેશ બલ: ક્રોધ, માન, હિંસા, જૂઠ, ચોરી અને અપરિગ્રહથી યુક્ત એવા બ્રાહ્મણોને જાતિ તથા વિદ્યાથી હીન જ ગણવા જોઈએ. તેમને દાન માટે ઉત્તમ પાત્રો કહી શકાય નહિ. વિદ્યાની બાબતમાં પણ તમે માત્ર વાણીનો ભાર ઊંચકો છો; કારણકે વેદ ભણીને પણ તેનું

---

૧. એટલે કે પેલો યક્ષ જ સમજવો.

તાત્પર્ય જાણતા નથી. ખરી રીતે તો ઊંચ નીચને ઘેર સમાનતાથી વિચરતા મુનિઓ જ દાનનાં ઉત્તમ ક્ષેત્ર છે. [૧૪-૫]

પુરોહિત: મારી સમક્ષ તું વેદવિત્ અધ્યાપકોની આમ નિંદા કરવાની હિંમત કરે છે! તો સાંભળ, મારું આ બધું અન્નપાન ભલે વણસી જાય; પણ હે નિર્ગ્રંથડા! તને તેમાંથી એક કણ પણ હું આપવાનો નથી. [૧૬]

હરિકેશ બલ: સત્પ્રવૃત્તિઓ વડે સુસમાધિયુક્ત; મન, વાણી અને કાયાનું અસત્પ્રવૃત્તિમાંથી રક્ષણ કરનારા; તથા જિતેંદ્રિય એવા મને જો ભિક્ષા નહિ આપો, તો તમે તમારા આ યજ્ઞમાંથી શું લાભવાના છો? [૧૭]

પુરોહિત: અરે! અહીં આટલામાં કોઈ છે કે નાહ? આને દંડા વડે કે ધપ્પા વડે મારીને, ગળચું પકડી બહાર કાઢી મૂકો. [૧૮]

એ પ્રમાણે અધ્યાપકનાં વચન સાંભળીને ત્યાં કેટલાય જુવાનિયાઓ દંડા, સોટી અને ચાબખા લઈને દોડી આવ્યા તથા તે ઋષિને મારવા લાગ્યા.

તે વખતે કૌશલિક રાજાની ભદ્રા નામની સુંદર પુત્રી તે સાધુને આમ મારવામાં આવતો જોઈ, ગુસ્સે થયેલા તે જુવાનિયાઓને વારવા લાગી:

"યક્ષના દબાણથી મારા પિતા કૌશલિક રાજાએ જાતે મને જે મુનિને આપી દીધી હતી, પરંતુ જેમણે તો મનથી પણ મારી કામના કરી નહિ અને મારો અસ્વીકાર કર્યો, તે જ આ ઉગ્ર તપસ્વી, જિતેંદ્રિય, તથા બ્રહ્મચારી મુનિ છે. એ ઘોર વ્રતી, ઘોર પરાક્રમી અને મહાશક્તિમાન

મુનિની તમે અવજ્ઞા ન કરો. નહિ તો પોતાના તેજથી તે તમને બાળી મૂકશે." [૨૦-૩]

પુરોહિતપત્ની ભદ્રાનાં આ વચન સાંભળતાં જ યક્ષ તેમજ તેના અનુચરોએ અંતરિક્ષમાં રહી તે જુવાનિયાઓને મારવા માંડ્યા. ઘવાયેલાં શરીરવાળા તથા લોહી ઓકતા તે લોકોને જોઈ, ભદ્રાએ તેમને ફરીથી કહ્યું :

"આવા ઝેરી નાગ જેવા ઉગ્ર તપસ્વી ભિક્ષુને ભિક્ષાકાળે તમે મારવા ગયા, એ પતંગિયાં અગ્નિ તરફ દોડે તેના જેવું થયું છે. હવે જો તમને જાનમાલની પરવા હોય, તો ભેગા મળી, માથું નીચું કરી, તેમને શરણે જાઓ. આવા મહાત્માઓ તો ગુસ્સે થતાં આખા જગતને ભસ્મીભૂત કરી નાખે!" [૨૪-૮]

પેલો પુરોહિત પણ તે જુવાનિયાઓની માઠી દશા જોઈ, પોતાની સ્ત્રી સાથે તે મુનિને શાંત કરતો કહેવા લાગ્યો :

"હે ભદન્ત! અમે કરેલી આપની અવજ્ઞા અને નિંદાની ક્ષમા આપો! આ મૂઢ અને અજાણ બાળકોએ આપની જે અવજ્ઞા કરી છે, તેની પણ ક્ષમા આપો! ઋષિઓ મહાકૃપાળુ હોય છે; તેઓ આમ ક્રોધ ન કરે!" [૨૯-૩૧]

હરિકેશ બલ : પૂર્વે, હમણાં કે ભવિષ્યમાં કદી મારા મનમાં ક્રોધ થયો નથી, છે નહિ કે થશે નહિ. પરંતુ મારી તહેનાતમાં રહેનારા યક્ષોનું આ કામ છે.[૧] [૩૨]

૧. જુઓ ૬૧મા પાન ઉપરની નોંધ ૨.

પુરોહિત : ધર્મ અને અર્થને જાણનારા મહાપ્રાજ્ઞ મુનિઓ કદી ગુસ્સો કરતા નથી તે સાચી વાત છે. અમે બધા લોકો એકઠા મળી આપના ચરણનું શરણ લઈએ છીએ. હે મહાભાગ! અમે આપનું પૂજન કરીએ છીએ. આપ અમારા સર્વથા પૂજ્ય છો. અમારા આ વિવિધ વ્યંજનો[1] યુક્ત ભાતનો તથા બીજા પણ વિવિધ પ્રકારના અન્નનો, અમારા ઉપર કૃપા કરી, સ્વીકાર કરો. [૩૨-૪]

તે મહાત્માએ, પછી, 'વારુ' કહીને તે અન્નપાનનો સ્વીકાર કર્યો અને એક મહિનાના ઉપવાસનું પારણું કર્યું. તે વખતે દેવોએ ત્યાં સુગંધી જળ, પુષ્પ તથા દ્રવ્યની વૃષ્ટિ કરી; અને દુંદુભી વગાડીને, 'અહો દાન' કહી તે દાનની પ્રશંસા કરી. તે જોઈને ચકિત થયેલા બ્રાહ્મણોએ કહ્યું :

"અહો! તપનું માહાત્મ્ય આમ પ્રત્યક્ષ દેખાય છે. પરંતુ જાતિનું માહાત્મ્ય કાંઈ જ દેખાતું નથી. માહાત્મ્યયુક્ત દિવ્ય ઋદ્ધિવાળા આ ચાંડાલપુત્ર હરિકેશ[2] સાધુને જુઓ!" [૩૫-૭]

મુનિએ તેમની મિથ્યાદૃષ્ટિ[3] દૂર થયેલી જોઈને તેમને કહ્યું :

"હે યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણો! તમે પાણી વડે બાહ્ય શુદ્ધિ શા માટે શોધો છો? બાહ્ય શુદ્ધિને શોધવી, તેને

---

૧. ખાતાં સ્વાદ આપે તે માટેનાં શાક ઇત્યાદિ.

૨. આ ઉલ્લેખ ઉપરથી એમ લાગે છે કે 'હરિકેશ' એટલે જ ચાંડાલ એવો અર્થ ન થઈ શકાય. જો કે ટીકાકારે એ જ અર્થ લીધો છે.

૩. એટલે કે મિથ્યાત્વ. જુઓ પા. ૧૭, નોં. ૧.

કુશલ પુરુષો ડહાપણ ગણતા નથી. દર્ભ, યજ્ઞસ્તંભ (યૂપ), તૃણ, કાષ્ટ અને અગ્નિનો ઉપયોગ કરીને, તથા સવારસાંજ પાણીમાં નાહી નાહીને તમે મૂર્ખતાથી પ્રાણોની હિંસા કરો છો, તથા પાપને જ વધારો છો." [૩૮-૯]

બ્રાહ્મણો : હે ભિક્ષુ! તો પછી કેવી રીતે યજ્ઞ કરીએ તો પાપકર્મો દૂર થાય? હે મુનિ! કુશલ પુરુષો કયા યજ્ઞને શ્રેષ્ઠ યજ્ઞ કહે છે? [૪૦]

હરિકેશ બલ: જિતેંદ્રિય પુરુષ તો છ જીવકાયોની[૧] હિંસા, જૂઠ, ચોરી, પરિગ્રહ, સ્ત્રી, માન અને માયાના ત્યાગરૂપી યજ્ઞ કરે છે. પાંચ મહાવ્રતોથી[૨] બરાબર સુરક્ષિત થઈ, આ જીવનની આકાંક્ષાનો ત્યાગ કરી, તથા શરીરની મમતા અને ટાપટીપનો ત્યાગ કરી, તેઓ શ્રેષ્ઠ એવો મહાયજ્ઞ કરે છે. [૪૧-૨]

બ્રાહ્મણો: તે યજ્ઞનો અગ્નિ કયો? તેનું અગ્નિસ્થાન કયું? તેનાં સ્રુચા (કડછી), છાણાં,[૩] લાકડાં વગેરે સાધનો કયાં? તથા હે ભિક્ષુ! તે અગ્નિમાં તમે કયો હોમ કરો છો? [૪૩]

હરિકેશ બલ: તપ એ અગ્નિ છે; જીવ એ અગ્નિસ્થાન છે; મન, વાણી અને કાયાના યોગો (પ્રવૃત્તિઓ) તે સ્રુચાઓ[૪]

---

૧. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, વનસ્પતિ અને જંગમ પ્રાણીઓએ છ. કાય એટલે વર્ગ.

૨. મૂળ: 'પાંચ સંવર.'

૩. મૂળ: 'કરીષાંગ', અગ્નિ સળગાવવાનું સાધન.

૪. તેમના વડે શુભ પ્રવૃત્તિરૂપી ઘી હોમવાથી તપરૂપી અગ્નિ પ્રજ્વલિત થાય છે.

છે; શરીર એ અગ્નિ સળગાવવાનું સાધન[1] છે; તથા કર્મ એ લાકડાં છે. એ પ્રમાણે, ઋષિઓએ વખાણેલો સંયમ, યોગ અને શાંતિરૂપી હોમ હું કરું છું. [૪૪]

બ્રાહ્મણો : તમારું જળાશય[2] કયું? તમારું શાંતિતીર્થ[3] કયું? કયાં નાહીને તમે પાપ ધુઓ છો? હે યક્ષપૂજિત સાધુ, અમે તે તમારી પાસેથી જાણવા ઇચ્છીએ છીએ. [૪૫]

હરિકેશ બલ : ધર્મ એ મારું જળાશય છે; બ્રહ્મચર્ય એ મારું શાંતિતીર્થ છે. તે નિર્મળ છે અને તેમાં નાહવાથી જરા પણ મેલ રહેતો નથી.[4] તેમાં નાહીને નિર્મળ, વિશુદ્ધ તથા શાંત બની હું દોષનો ત્યાગ કરું છું. એ સ્નાન કુશળ પુરુષોએ શોધેલું છે, અને એ મહાસ્નાનને જ ઋષિઓએ વખાણેલું છે. તેમાં સ્નાન કરી, વિમળ અને વિશુદ્ધ થયેલા મહર્ષિઓ ઉત્તમ સ્થાનને પામ્યા છે, એમ હું કહું છું. [૪૬-૭]

---

૧. છાણાંથી જેમ અગ્નિ સળગાવાય છે, તેમ શરીર વડે તપ રૂપી અગ્નિ સળગાવાય છે.

૨. મૂળ : દ્રહ.

૩. નાહવાનો ઓવારો તે તીર્થ.

૪. મૂળ : "તેમાં નાહવાથી આત્માની લેશ્યા શુદ્ધ થાય છે." લેશ્યા માટે જુઓ આગળ પાન ૨૩૮, ટિ૰ ૧ તથા ટિ૰ ૨.

## ૧૩

# બે હરિજન ભાઈઓ

### ચિત્ર અને સંભૂતની કથા

કાશીનગરમાં સંગીત તથા નૃત્યકળામાં પ્રવીણ એવા ચિત્ર અને સંભૂત નામના બે હરિજન ભાઈઓ રહેતા હતા. તેઓને સંગીતની એવી લહે હતી, કે ક્યાંક સંગીત કે નૃત્ય થતું જોતાં તેઓ ત્યાં દોડી જતા અને પોતે સંગીત કરતા. લોકો પણ તેમના સંગીતથી લુબ્ધ થઈ, બીજાને છોડી, તેમની આસપાસ જ ભેગા થઈ જતા. પરંતુ જ્યારે જાણવામાં આવતું કે, તેઓ તો હરિજન છે, ત્યારે આભડછેટથી ચિડાઈ, લોકો તેમને મારીપીટી હાંકી કાઢતા. વારંવાર "પોતાની હલકી જાતિને કારણે જ લોકોને હાથે એવો પરાભવ થતો સહન ન થવાથી," એક પ્રસંગે તે બંને ભાઈઓએ કંટાળીને આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ એક મુનિએ તેમને તેમ કરતાં વાર્યા અને જણાવ્યું કે, મૃત્યુથી શરીર દૂર થશે, પરંતુ જે કર્મોથી તે શરીર તમને પ્રાપ્ત થયું છે, તે દૂર નહીં થાય. માટે આ શરીરથી જ એ કર્મો દૂર કરવાનો પ્રયત્ન કરો.

મુનિના ઉપદેશથી શાંત થઈ, તે બંનેએ દીક્ષા લઈને કઠોર તપશ્ચર્યા આદરી. એક વખત ફરતા ફરતા તે બંને ભાઈઓ "હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા." તેમના તપપ્રભાવથી આકર્ષિત થયેલો તે નગરનો રાજા સનત્કુમાર ચક્રવર્તી પોતાની સ્ત્રી સુનંદા સાથે તેમને નમસ્કાર કરવા આવ્યો. નમસ્કાર કરતી વખતે સ્ત્રીરત્ન સુનંદાની એક લટ સંભૂતના પગે અડકી. તે સ્પર્શથી મોહિત થઈ "તેણે 'નિયાણું'[1] બાંધ્યું" કે, મારા તપના ફળરૂપે આવતા જન્મમાં હું આવા સ્ત્રીરત્નવાળો ચક્રવર્તી થાઉં. ચિત્રે તેને ઘણો વાર્યો, પણ તેણે પોતાનો સંકલ્પ જતો કર્યો નહિ. મૃત્યુ બાદ બંને સૌધર્મ દેવલોકમાં "પદ્મગુલ્મ નામના વિમાનમાં દેવ તરીકે જન્મ્યા. ત્યાંથી ચ્યવીને સંભૂત કંપિલપુરમાં ચૂલણી રાણીને પેટે બ્રહ્મદત્ત ચક્રવર્તી તરીકે જન્મ્યો; અને ચિત્ર પુરીમતાલમાં એક શેઠના કુટુંબમાં ઉત્પન્ન થયો, તથા ધર્મનું શ્રવણ પ્રાપ્ત થતાં પ્રવ્રજિત થયો."[2]

વિપુલ સુખૈશ્વર્ય ભોગવતા બ્રહ્મદત્તને એક વખત પોતાની સામે થતું નૃત્ય તથા પુષ્પનો દડો જોઈ, પૂર્વજન્મમાં પદ્મગુલ્મમાં જોયેલી તેવી જ વસ્તુઓ યાદ આવી તથા સાથે એ પણ યાદ આવ્યું કે, ત્યાં હું છેલ્લા પાંચ જન્મથી જ સાથે રહેનાર મારા ભાઈ ચિત્ર સાથે હતો. આ જન્મમા તેને શોધી કાઢી પોતાના વૈભવમાં ભાગી બનાવવા માટે ઉત્સુક થયેલા બ્રહ્મદત્તે નીચેની અધૂરી ગાથાનો ઘોષ કરાવ્યો અને તે પૂરી કરનારને પોતાની સામે લાવવાનો હુકમ કર્યો :

> दासा दसण्णे आसी, मिया कालिंजरे नगे ।
> हंसा मयंगतीराए, सोवागा कासीभूमिए ॥
> देवा य देवलोगंमि आसि अम्हे महिड्ढिआ —

---

૧. મૂળ : 'निदान.' પોતાના તપનું અમુક ફળ મળે એવો સંકલ્પ.

૨. મૂળમાં શ્લોક ૧–૨.

અર્થ : "દશાર્ણ દેશમાં આપણે દાસ તરીકે સાથે જન્મ્યા હતા; પછી કાલિંજર પહાડમા મૃગ તરીકે જન્મ્યા; પછી મયંગતીરમાં[1] હંસ થયા; પછી કાશીમાં શ્વપાક (ચાંડાળ) થયા, તથા ત્યાંથી દેવલોકમાં દેવ થયા." સંન્યાસી થયેલા ચિત્રે તે ગાથાઓ સાંભળી, અને "પૂર્વના સ્નેહથી પોતામાં અનુરાગવાળા"[2] તે રાજાને મળી, તેને વિષયભોગમાંથી છોડાવી, "ધર્મને માર્ગે લાવવાની શુભેચ્છાથી" તેની ખૂટતી કડી આ પ્રમાણે પૂરી કરી આપીઃ

"ईमा णो छट्ठिया जाई, अन्नमन्नेण जा विणा"

અર્થ :—"આ આપણો છઠ્ઠો જન્મ છે; તેમાં આપણે એક-બીજાથી છૂટા પડયા છીએ."

આ નિશાનીથી ઓળખાયેલા ચિત્રનો, પછી, "કંપિલપુરમાં બ્રહ્મદત્ત સાથે મેળાપ થયો. ત્યા બંને પરસ્પર પોતે કરેલાં કર્મોનાં ફળરૂપ સુખદુઃખની વાત કરવા લાગ્યા." બ્રહ્મદત્તે કહ્યું, "પૂર્વજન્મમાં આપણે બંને એકબીજાને વશવર્તી, એકબીજામાં અનુરક્ત અને એકબીજાનું હિત ઇચ્છનારા ભાઈઓ હતા. ત્યાર પછીના જન્મોમાં પણ આપણે સાથે રહ્યા હતા; માત્ર આ છઠ્ઠા જન્મમાં આપણે છૂટા પડયા છીએ." ચિત્રે કહ્યું, "હે રાજન્ તમે નિયાણાને વશ થઈને કર્મો કર્યાં, તેને પરિણામે આપણે બંને જુદા પડયા."[3]

ત્યાર પછીનો સંવાદ નીચે અનુવાદમાં છે.

બ્રહ્મદત્ત : મનુષ્યનું દરેક શુભાશુભ કર્મ ફળ આપે જ છે. કરેલાં કર્મમાંથી કોઈનો છૂટકો થતો નથી. સત્ય અને શૌચથી યુક્ત એવાં શુભ કર્મો વડે હું આજે આ

---

૧. મૃતગંગા ?

૨. મૂળમાં શ્લોક ૧૫.

૩. મૂળમાં શ્લોક ૩-૭. શરૂઆતના આ આખા ભાગમાં અવતરણચિહ્નમાં મૂકેલા શબ્દો કે બીના મૂળનાં જ છે.

ઋદ્ધિ પામ્યો છું. હે ચિત્ર! તારું પણ તેમજ છે?[1] [૯-૧૦]

ચિત્ર: હે સંભૂત! તું તારી પોતાની જાતને પુણ્યફળથી યુક્ત, મોટી ઋદ્ધિવાળી અને મોટા પ્રભાવવાળી જાણે છે. મારું પણ તેમ જ છે. હે રાજન્! મારી પાસે પણ ઘણી ઋદ્ધિ અને કાંતિ છે.[2] (પરંતુ,) સંત પુરુષોએ અર્થથી ગંભીર અને ઓછા અક્ષરોવાળી ગાથાઓમાં પરમ ગંભીર ઉપદેશ મનુષ્યોને ઉપદેશ્યો છે.[3] તે અનુસાર (જગતના પદાર્થોનું સ્વરૂપ સમજી, તેમની આસક્તિ છોડી,) વિવેકી પુરુષો પ્રવ્રજ્યા લઈ, શીલ અને ગુણથી યુક્ત થઈ, (પરમસિદ્ધિ પ્રાપ્ત કરવા) યત્નશીલ બને છે. હું પણ તે કારણથી (મારી બધી ઋદ્ધિ છોડી,) શ્રમણ થયો છું. [૧૧-૨]

બ્રહ્મદત્ત: ઉચ્ચ, ઉદય, મધુ, કર્ક અને બ્રહ્મ એ મારા પાંચ પ્રસિદ્ધ મહેલો છે. પંચાલના ઉત્તમોત્તમ રાચરચીલાથી સજેલું અને ધનભંડારોથી ભરેલું આ મારું ઘર તું પોતાનું માન.[4] દુઃખપૂર્ણ પ્રવ્રજ્યાનો ત્યાગ કરી, સ્ત્રીઓથી વીંટળાયેલો તું નાટ્ય, ગીત અને વાદિત્રો સાથે માનુષિક કામભોગો ભોગવ. હે ભિક્ષુ! પ્રવ્રજ્યા મને દુઃખરૂપ લાગે છે. [૧૩-૪]

---

૧. સરખાવો જાતક ૪૯૮-૧.

૨. જાતક ૪૯૮-૩.

૩. જાતક ૪૯૮-૮.

૪. જાતક ૪૯૮-૧૦.

ચિત્ર: હે રાજા! બધું ગીત વિલાપ જેવું છે; બધું નાટ્ય વિડંબનારૂપ છે; બધાં આભરણો ભારરૂપ છે; તથા બધા કામો દુઃખાવહ છે. મૂઢ લોકોને જ સુખરૂપ દેખાતા તે દુઃખાવહ કામોમાં જે સુખ નથી મળતું, તે સુખ કામોથી વિરક્ત અને શીલગુણમાં રત એવા તપોધન ભિક્ષુને મળે છે.

હે રાજા! આ જીવન ક્ષણભંગુર છે. તે દરમ્યાન જો પુણ્યકર્મો ન કર્યાં, તો પછી પરલોકમાં પસ્તાવું પડે છે. કારણ, સિંહ જેમ હરણને પકડી જાય છે, તેમ અંત વખતે મૃત્યુ માણસને ઉપાડી જાય છે. તે વખતે તેણે ભોગવેલા ભોગો કે તેનાં સગાંસંબંધી તેના દુઃખમાં ભાગ પડાવી શકતાં નથી કે તેની સાથે જતાં નથી. ત્યાં તો તેણે કરેલાં સારાં નરસાં કર્મો જ જાય છે: અને તેમનું ફળ તેને એકલાને જાતે જ ભોગવવું પડે છે.

વળી, હે નરેંદ્ર! મનુષ્યોમાં ચાંડાળની જાતિ અધમ ગણાય છે તે આપણે બંનેએ ભોગવેલી છે. એ વખતે આપણે બધાં મનુષ્યોને અપ્રીતિકર હતા. તે વખતે બધા લોકો આપણી જુગુપ્સા કરતા હતા.[1] અત્યારે આપણે સારી સ્થિતિમાં છીએ, તે આપણે કરેલાં સારાં કર્મોનું જ ફળ છે. માટે અત્યારે ભોગો ભોગવવામાં વખત ગુમાવવાનું છોડી, પછીના જન્મ માટે તૈયારી કર. કારણ કે, દાસદાસી, ગાયભેંસ, ખેતર, ઘર, ધન અને ધાન્ય એ બધું છોડી, પરવશ થઈને, પોતે કરેલાં કર્મો સાથે પ્રાણી સારા કે નરસા જન્મમાં જાય છે. ચિતામાં મૂકેલા તેના તુચ્છ શરીરને

1. જાતક ૪૯૮–૧૬.

બાળી, તેની સ્ત્રી, પુત્ર અને સગાંસંબંધીઓ પછી બીજો નવો આશરો શોધે છે.

હે રાજન્! જીવિત નિરંતર મૃત્યુ તરફ દોડી રહ્યું છે; અને વૃદ્ધાવસ્થા માણસનું રૂપ અને બળ હરી રહી છે. માટે હે પંચાલના રાજા! તું મારું કહેવું સાંભળી, આ મહા આરંભવાળાં કર્મો કરવાં છોડી, પ્રવ્રજ્યા લઈ બહાર નીકળી આવ અને સંયમધર્મનો સ્વીકાર કર![1] [૧૫-૨૬]

બ્રહ્મદત્ત : હે સાધુ! તું જે કહે છે, તે હું પણ જાણું છું. પરંતુ આ ભોગો આસક્તિ ઉત્પન્ન કરનારા છે અને મારા જેવાથી હે આર્ય! તે છોડી શકાય તેમ નથી.[2] હસ્તિનાપુરના મોટી ઋદ્ધિવાળા રાજાને જોઈને, હે ચિત્ર! (પૂર્વજન્મમાં) મેં તેના જેવા ભોગો પ્રાપ્ત કરવા માટે નિયાણું બાંધ્યુ હતું (તે તું જાણે જ છે). પૂર્વજન્મની તે આસક્તિ હજુ મારામાંથી દૂર થઈ ન હોવાથી,[3] હું ધર્મને જાણતો છતો કામભોગોમાં મૂર્છિત રહું છું. કાદવમાં ખૂંચી ગયેલો હાથી જેમ કિનારો જોયા છતાં કાંઈ આવી શકતો નથી, તેમ મારી પણ દશા છે.[4] [૨૭-૩૦]

ચિત્ર : કાળ ચાલ્યો જાય છે; કામભોગોમાં તારી એક પછી એક રાત્રી પૂરી થાય છે; પરંતુ માણસના ભોગો નિત્ય નથી. ફળ વિનાના ઝાડને પક્ષીઓ છોડી દે છે, તેમ

---

૧. જાતક ૪૯૮-૨૦.

૨. જાતક ૪૯૮-૨૧.

૩. મૂળમાં "તે નિયાણાનું પ્રાયશ્ચિત્ત ન કર્યું હોવાથી."

૪. જાતક ૪૯૮-૨૨.

વખત આવતાં ભોગો પુરુષને છોડી દે છે. આમ છતાં, અત્યારે તું ભોગોને છોડવાને અશક્ત હોય, તો તું ગૃહસ્થાશ્રમમાં રહીને જ આર્ય કર્મો કર, ધર્મમાં સ્થિત રહે, અને તારી સમગ્ર પ્રજા તરફ અનુકંપા રાખ. એટલાથી પણ તું મરીને ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી શકનાર દેવ થઈશ.[1] તું આરંભ અને પરિગ્રહમાં ખૂબ ખૂંચેલો હોવાથી ભોગોનો સર્વથા ત્યાગ કરવાનું તને કહેવું એ નકામો લવારો કરવા જેવું છે. તો ઠીક! હું જાઉં છું. [૩૧-૩]

આમ કહી, ચિત્ર મુનિ પોતાને માર્ગે ચાલતા થયા. પરંતુ બ્રહ્મદત્ત રાજાએ તો તેમનું કાંઈ જ કહેવું ગણકાર્યું નહિ અને ઉત્તમોત્તમ કામભોગો જ ભોગવ્યા કર્યા. પરિણામે તે ઉત્તમોત્તમ નરકને પામ્યો. પરંતુ કામભોગોથી વિરક્ત અને ઉત્કટ ચારિત્ર અને તપવાળો ચિત્ર મહર્ષિ ઉત્તમોત્તમ સંયમ પાળીને ઉત્તમોત્તમ સિદ્ધગતિને પામ્યો.[2] [૩૪-૫]

---

૧. જાતક ૪૯૮–૨૪.

૨. બૌદ્ધ ગ્રંથોમાં 'ચિત્તસંભૂતક જાતક' (જાતક–૪૯૮)માં આ અધ્યયનના જેવો જ પ્રસંગ છે આ અધ્યયનના અનુવાદમાં નીચે નોંધેલાં જાતકના સરખા શ્લોકોનો ક્રમાંક બતાવ્યો છે, તે ઉપરથી જણાશે કે, તે બંનેમાં સરખાં સ્થળો ઘણાં છે. પરંતુ બંને રૂપાંતરો જોયા બાદ અચૂક લાગે છે કે, એ બંને કોઈ ત્રીજી મૂળ અસાંપ્રદાયિક કથા ઉપરથી પોતાને અનુકૂળ આવે તેવા ફેરફાર સાથે રચવામાં આવ્યાં છે

## ૧૪

# ઇષુકાર નગરના દેવો

આગલા જન્મમાં એક જ વિમાનમાં રહેનારા કેટલાક દેવો ત્યાંથી ચ્યવીને સ્વર્ગલોક જેવા રમ્ય, સમૃદ્ધ અને પ્રસિદ્ધ એવા પુરાતન ઇષુકાર નગરમાં પોતાનાં બાકી રહેલાં કર્મોને કારણે ઉત્તમ કુળોમાં મનુષ્યરૂપે જન્મ્યા. ચાર જણ, વેદ જાણનાર બ્રાહ્મણ કુળમાં પુરોહિત, તેની પત્ની યશા તથા તેમના બે કુમારોરૂપે જન્મ્યા; અને બીજા બે જણ તે નગરનાં રાજારાણી તરીકે જન્મ્યા. રાજાનું નામ ઇષુકાર હતું અને રાણીનું નામ કમલાવતી હતું [૧-૩]

પેલા પુરોહિતના બે પુત્રો ધીરે ધીરે મોટા થઈ, પોતાનાં કર્તવ્યોનું યથાયોગ્ય પાલન કરતા કરતા, પૂર્વજન્મના સંસ્કારોને કારણે, જન્મ જરા અને મૃત્યુના ભયનો વિચાર કરી, તથા કામગુણોનું નિરીક્ષણ કરી, વિરક્ત થયા. પછી મોક્ષની કાંક્ષાવાળા અને શ્રદ્ધાવાળા તે બંને પિતા પાસે આવીને કહેવા લાગ્યા : આ ગૃહસ્થાશ્રમ બહુ

અંતરાયવાળો તથા અશાશ્વત જાણી, તથા આયુષ્યને પણ ટૂંકું જોઈ, અમને ઘરમાં આનંદ મળતો નથી. માટે તમારી રજાથી અમે સંન્યાસી થવા ઇચ્છીએ છીએ. [૪-૭]

તે સાંભળી, તેમને તપમાંથી રોકવાની ઇચ્છાવાળા તેમના પિતાએ તેમને કહ્યું: "વેદવિત્ પુરુષો કહે છે કે પુત્ર વિનાનાને ઉત્તમ લોક પ્રાપ્ત થતો નથી. માટે વેદો ભણી, બ્રાહ્મણોને જમાડી, સ્ત્રીઓ સાથે કામભોગો ભોગવી, તથા પુત્રોને ઘરકારભાર સોંપીને, હે પુત્રો! તમે અરણ્યવાસી ઉત્તમ મુનિ થજો."[૧] [૮-૯]

તૃષ્ણાથી તેમજ મોહને કારણે વધેલા શોકાગ્નિથી સંતપ્ત ચિત્તવાળા તથા કામિનીકાંચનથી તેમને લોભાવવાનો પ્રયત્ન કરતા પોતાના પિતાને તે કુમારોએ આ પ્રમાણે વિચારપૂર્ણ જવાબ આપ્યો:

"ભણેલા વેદો બચાવી શકતા નથી; જમાડેલા બ્રાહ્મણો અંધારામાંથી અંધારામાં લઈ જાય છે; તેમ જ સ્ત્રીઓ અને પુત્રો પણ કોઈને બચાવી શકતાં નથી. તો પછી કોણ તમારું આ વચન કબૂલ રાખે[૨]? કામભોગો ક્ષણમાત્ર સુખવાળા અને બહુ કાળ દુઃખવાળા છે; તેમાં સુખનો લેશ પણ નથી. વળી સત્ય સુખની પ્રાપ્તિમાં[૩] તેઓ અંતરાયરૂપ હોઈ, અનર્થની ખાણરૂપ છે. કામિની અને કાંચનમાં

---

૧. આ પ્રસંગ જેવો જ પ્રસંગ જાતક ૫૦૯ અને મહાભારત ૧૨-૬૫૨૧ ઇ૦, તથા ૯૯૨૮ ઇ૦માં છે. આ શ્લોક માટે જુઓ જાતક ૫૦૯-૪ અને મહાભારત ૧૨-૬૫૨૭; ૯૯૩૩.

૨. જાતક ૫૦૯-૫; ૫૪૩-૧૩૮.

૩. મૂળ: સંસારથી છૂટકો મેળવવામાં.

આસક્ત રહેનાર તથા તેમને માટે જ્યાં ત્યાં ભટકતો પુરુષ રાતદિવસ પરિતાપ પામ્યા કરે છે અને અંતે 'મારું' 'તારું'[1] કર્યા કરતા તેને મૃત્યુ ઉપાડી જાય છે."[2] [૧૦-૧૫]

પુરોહિત : જે વસ્તુઓ માટે લોકો તપ તપે છે, તે બધી વસ્તુઓ — ધન, સ્ત્રીઓ, કુટુંબ અને ઉત્તમ કામભોગો — એ બધું અત્યારે જ તમને અધીન છે. તો પછી તમે શા માટે તપ કરવાની ઇચ્છા રાખો છો? [૧૬]

પુત્રો : મૃત્યુ વખતે એ ધનસંપત્તિ, કામભોગો કે પ્રિય સંબંધીઓ કામ આવતાં નથી; તે વખતે બધું પાછળ મૂકી એકલા જવું પડે છે. તે વખતે પોતે કરેલાં કર્મો જ સાથે આવે છે. જીવન દરમ્યાન ધર્મ ન આચરતો પ્રાણી તે વખતે પસ્તાય છે; માટે અમે તો એ ધર્મ આચરવા માટે ગુણધારી શ્રમણો થઈ ભિક્ષાવૃત્તિ સ્વીકારીશું. [૧૭]

પુરોહિત : અરણીઓ ઘસવાથી પહેલાં નહિ એવો અગ્નિ જેમ ઉત્પન્ન થાય છે, દૂધમાંથી જેમ ઘી ઉત્પન્ન થાય છે, અને તલમાં જેમ તેલ ઉત્પન્ન થાય છે, તેમ હે તાત, શરીરનાં પરમાણુઓ (એકઠાં મળવા)થી પહેલાં નહિ એવો આત્મા ઉત્પન્ન થાય છે અને પાછો નાશ પામે છે. (મર્યા બાદ કાયમ રહેનારી આત્મા જેવી શરીરથી જુદી એવી કશી વસ્તુ જોયામાં આવતી નથી. માટે પરલોકનો ખ્યાલ કરી આ લોકનાં સુખ નકામાં ન જવા દો!) [૧૮]

---

૧. મૂળ : 'આ મારું છે—નથી;' 'આ મારે કરવું છે—નથી.' જુઓ મહાભાત ૧૨, ૬૫૪૨.

૨. જુઓ આચારાંગ ૧,૨,૧,૧; સૂત્રકૃતાંગ ૧,૫,૨,૧૮;૧૦,૧૮.

પુત્રો : આત્મા અમૂર્ત હોવાથી દેખવામાં આવતો નથી; પરંતુ તે અમૂર્ત હોવાથી જ નિત્ય છે. અજ્ઞાન, વિપર્યય વગેરે કારણોથી તેને બંધ પ્રાપ્ત થાય છે, અને તે બંધ જ સંસારનું કારણ કહેવાય છે. અમે અત્યાર સુધી ધર્મ નહોતો જાણ્યો, તેથી જ અત્યાર સુધી પાપકર્મ કર્યાં કર્યાં અને મોહથી બંધાઈને સંસારમાં પડી રહ્યા. પરંતુ હવે તેવું નહિ કરીએ.[1] ચારે બાજુથી પીડા પામેલા અને ઘેરયેલા આ લોકમાં અમોઘ (એવો કાળ) વિચર્યાં જ કરે છે. એવી દશામાં અમે ઘરમાં રહીને આનંદ મેળવી શકીએ તેમ નથી.[2] [૧૯-૨૧]

પુરોહિત: લોક શાથી પીડાયેલો છે? અને શાથી ઘેરાયેલો છે? તમે અમોઘ કોને કહો છો? હે પુત્રો! હું તે જાણવા માગું છું.[3] [૨૨]

પુત્રો : મૃત્યુથી લોક પીડાયેલો છે; અને જરાથી ઘેરાયેલો છે. જે જે રાત્રીઓ જાય છે, તે પાછી નથી આવતી; તેથી તે રાત્રીઓને અમે અમોઘ કહીએ છીએ.[4] અધર્મ કરનારની રાત્રીઓ અફળ જાય છે અને ધર્મ આચરનારની રાત્રીઓ સફળ થાય છે. [૨૩-૫]

પુરોહિત : હમણાં આપણે થોડો વખત વધુ સંસારમાં

---

૧. જાતક ૫૦૬-૧૦.

૨. મહાભારત ૧૨,૬૫૨૮.

૩. મહા૦ ૧૨,૬૫૨૯

૪. મહા૦ ૧૨,૬૫૩૦.

ભેગા રહીએ; ત્યાર બાદ આપણે બધા[1] સમ્યક્ત્વયુક્ત[2] બની, સંસાર છોડી પરિવ્રાજક થઈશું. [૨૬]

પુત્રો : જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, અથવા જે પોતાને મૃત્યુ નથી એમ અવસ્ય જાણતો હોય, તે જ એવો વિચાર કરી શકે કે, 'આ હું આવતી કાલે કરીશ.'[3] માટે અમે તો આજે જ ધર્મનો સ્વીકાર કરીશું, કે જેના સ્વીકારથી ફરી જન્મ લેવો નથી પડતો. અમે નહીં ભોગવેલું એવું પણ કાંઈ બાકી નથી કે જેમાં અમારો રાગ રહી જાય; અને તેવું કાંઈક હોય તોપણ, અમારી શ્રદ્ધા અમારા તે રાગને દૂર કરવા સમર્થ છે. [૨૭-૨૮]

આમ કહી, તે પુત્રો ચાલતા થયા. એટલે પુરોહિતે પોતાની સ્ત્રીને કહ્યું :

હે વાસિષ્ઠિ ! પુત્રોના ગયા પછી ઘરવાસ કરવો યોગ્ય નથી. મારો પણ હવે ભિક્ષુ થવાનો સમય આવી પહોંચ્યો છે. વૃક્ષ જ્યાં સુધી શાખાઓયુક્ત હોય, ત્યાં સુધી જ તેને વાસ્તવિક રીતે વૃક્ષ કહી શકાય. શાખાઓ કપાઈ ગયા

---

૧. મૂળ : दुहओ । એટલે કે બંને પક્ષ.

૨ અંતઃકરણ શુદ્ધ થતાં તથા તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગદ્વેષની તીવ્રતા મટી જતાં, આત્મામાં સત્યને માટે જાગરૂકતા આવવી, એ સમ્યક્ત્વ. તેને સમ્યગ્દર્શન પણ કહે છે. તેનાથી જ્ઞેયમાત્રને તાત્ત્વિક રૂપમાં જાણવાની, હેયને છોડી દેવાની અને ઉપાદેયને ગ્રહણ કરવાની રુચિ ઉત્પન્ન થાય છે, અને એ રુચિના બળથી ધર્મતત્ત્વમાં નિષ્ઠા પ્રાપ્ત થાય છે.

૩. જાતક ૫૦૯-૭.

પછી તે ઠૂંઠું જ કહેવાય.[1] પાંખ વિનાનું પંખી, રણમાં લશ્કર વિનાનો રાજા, અને જેનું બધું ડૂબી ગયું છે તેવો વહાણવટી જેવા લાગે, તેવો જ પુત્રોના ગયા પછી હું થઈ ગયો છું. [૨૯-૩૦]

સ્ત્રી : રસથી ઊભરાઈ જતા, તમે એકઠા કરેલા આ કામગુણો તમારે ત્યાં ભરેલા છે. આપણે બંને તેમને ખૂબ ભોગવી લઈએ. ત્યારબાદ આપણે મોક્ષમાર્ગે વળીશું. [૩૧]

પુરોહિત : હે પ્રિયે! આપણે બધા ભોગો ભોગવી ચૂક્યાં છીએ; હવે આપણી ઉંમર પૂરી થવા આવી છે. હું કાંઈ ઉંમર વધારવા ભોગોનો ત્યાગ કરતો નથી; હું તો લાભ-અલાભ, સુખ અને દુઃખના સ્વરૂપનું નિરીક્ષણ કરતો મુનિપણે વિચરીશ. [૩૨]

સ્ત્રી : ઘરડો હંસ સામે પૂરે જવા પ્રયત્ન કરીને પાછો તણાઈ પોતાને મૂળ ઠેકાણે આવે છે, તેમ તમે અત્યારે પુત્રશોકથી ઉદ્વિગ્ન થઈ, પ્રવ્રજ્યા લેવા જાઓ છો. પણ પાછળથી પ્રવ્રજ્યાનાં દુઃખોથી કંટાળી ઘરનાં સગાંવહાલાં યાદ કરશો. તેના કરતાં અત્યારે જ મારી સાથે ભોગો ભોગવો. શ્રમણપણું સહેલું નથી. [૩૩]

પુરોહિત : જેવી રીતે ફણાધર પોતાની કાંચળી ઉતારી નાખી છૂટો થઈ જલદી ભાગી જાય છે, તેવી રીતે હે સ્ત્રી, આ યુવાન છોકરાઓએ ભોગો છોડી દીધા છે. તો એકલો પડેલો હું તેમ નહિ કરી શકું?

એમ કહી, તેણે પણ પુત્રોની પાછળ ચાલવા માંડ્યું.

---

૧. જાતક ૫૦૯-૧૫.

ખરે જ) નબળી જાળને તોડી નાખી જેમ રોહિત મત્સ્ય ચાલ્યું જાય છે, તેમ ઉત્તમ શીલવાળા અને ઉદાર તપસ્વી એવા ધીર પુરુષો કામગુણોને છોડી દઈ, સંસારમાંથી નીકળી જાય છે. [૩૪-૫]

મોટી જાળોને તોડીને આકાશમાં વિચરતા ક્રૌંચો અને હંસોની પેઠે ચાલ્યા પોતાના પતિ અને પુત્રોને જોઈ, તે સ્ત્રી પણ તેમની પાછળ ચાલી નીકળી. [૩૬]

વિપુલ કુટુંબ, ઉત્તમ ધનસંપત્તિ તથા ભોગોને છોડીને દીકરા અને સ્ત્રીની સાથે ચાલ્યા જતા પુરોહિતનું માલકી વિનાનું થયેલું ધન આનંદપૂર્વક કબજે કરતા રાજાને જોઈ, રાણી કમલાવતી તેને કહેવા લાગી:

"હે રાજા! બીજાનું ઓકેલું ધન ખાતાં તને આટલો આનંદ શાનો થાય છે? આખા જગતનું ધન તને મળે તો પણ તને તૃપ્તિ થવાની છે? અથવા મૃત્યુથી તે તારું રક્ષણ કરી શકવાનું છે? મરણ આવ્યે બધું છોડીને જ જવાનું છે, તો તું મરણ પછી રક્ષણ કરનાર ધર્મને જ એકઠો કરવાનો પ્રયત્ન કર. દાવાનળ સળગે છે ત્યારે અંદર હજારો પ્રાણીઓ સળગી મરતાં જોવા છતાં, આજુબાજુનાં પ્રાણીઓ પોતાના આમોદપ્રમોદમાં મશગૂલ રહે છે. તેમની પેઠે કામભોગમાં મૂર્છિત થઈને આપણે રાગદ્વેષથી બળતા જગતને જાણતાં જ નથી. પરંતુ પંખિણીને જેમ પાંજરું ગમતું નથી, તેમ મને હવે આ સંસાર ગમતો નથી. ભોગ ભોગવીને તેમનો ત્યાગ કરી, વાયુની પેઠે અપ્રતિબંધપણે વિહરનારા મહાપુરુષો આકાશમાં છૂટથી વિચરતા સ્વૈરગામી પંખીની પેઠે આનંદપૂર્વક

વિચરે છે. તેમના જેવી હું થવા ઇચ્છું છું. એટલે હું તો આ બધા સંબંધો છોડીને મુનિપણું સ્વીકારીશ તથા અકિંચન, સરળ, નિસ્તૃષ્ણ તથા પરિગ્રહ અને આરંભના દોષ વિનાની થઈશ. કામોમાં બંધાઈને હું, મારા હાથમાં પકડાઈને તરફડતાં પક્ષીઓ જેવી થવા ઇચ્છતી નથી. જેમ લાલચથી જાળમાં બંધાઈને કુરર[1] પક્ષી પારધીના હાથમાં તરફડે છે, તેવી રીતે આ સંસાર વધારનાર કામભોગોમાં બંધાવાને બદલે, સાપ જેમ ગરૂડથી બીને ચાલે, તેમ હું તેમનાથી દૂર વિચરીશ. તમે પણ, જાતવાન હાથી જેમ મજબૂત બંધો તોડી નાખી, મુક્ત થઈ પોતાને મૂળ સ્થાને ચાલ્યો જાય,[2] તેમ આ વિપુલ રાજ્ય તથા દુસ્તર કામભોગો છોડી, વિષયરહિત, લાલચ વિનાના, આસક્તિ વિનાના, અપરિગ્રહી તથા ઘોર પરાક્રમી થઈ, યથાખ્યાત તપ[3] સ્વીકારો." [૩૭-૫૦]

આ રીતે તે બધા દેવો ક્રમે ક્રમે વિવેક પ્રાપ્ત કરી, ધર્મપરાયણ તથા જન્મમૃત્યુના ભયથી ઉદ્વિગ્ન બની, વીતરાગ મુનિનો સિદ્ધાંત સ્વીકારી, દુઃખના અંતને શોધી, થોડા જ કાળમાં પરિનિર્વાણ પામ્યા. [૫૧-૩]

---

૧. મૂળ: कुलल। પછીના શ્લોકમાં તેને માટે જ ગૃધ્ર–ગીધ શબ્દ વાપર્યો છે. વળી જુઓ પા. ૧૧૬, નોંધ ૫.

૨. જાતક ૪૦૯–૨૦.

૩. અર્થ માટે જુઓ પાન ૧૬૮ (૫).

## ૧૫

# સાચો ભિક્ષુ

મુનિપણું લેવાના આશયથી સત્પુરુષો પાસેથી ધર્મ સમજીને આકાંક્ષા તથા કામાભિલાષ વિનાના કેટલાક સરળ પુરુષો આત્માના કલ્યાણમાં તત્પર થાય છે, અને સર્વ સંબંધોનો ત્યાગ કરી, રાગરહિત થઈ, અજ્ઞાતભાવે ભિક્ષાચર્યા કરતા વિચરે છે.

તે તેજસ્વી, વૈરાગ્યવાન તથા વેદવિત્ મહાપુરુષો[1] સર્વ પ્રકારની દુષ્પ્રવૃત્તિઓમાંથી પોતાનું રક્ષણ કરતા, ક્યાંય મૂર્છિત થયા વિના, કાળજીથી, અહિંસક રીતે બધે વિચરે છે; અને ભિક્ષુજીવનમાં આવી પડતાં ટાઢ-તડકો, ડાંસ-મચ્છર, વંદન-પૂજન, સ્તુતિ-નિંદા કે વધ-બંધનનાં કષ્ટોને પોતાનાં જ

---

૧. મૂળમાં 'લાઢ' શબ્દ છે. લાઢનો અર્થ ટીકાકાર 'સદાચારી હોવાને લીધે પ્રધાન' એવો કરે છે. પશ્ચિમ બંગાળના એક દેશના નામ તરીકે પણ આગમોમા તે શબ્દ આવે છે. જુઓ આ માળાનું 'આચારધર્મ' પુસ્તક, પા. ૯૬-૭.

કર્મોનું પરિણામ માની, વ્યગ્ર કે હર્ષઘેલા થયા વિના સમભાવે સહન કરે છે. ફાટ્યુંતૂટ્યું કે લૂખુંપાખું જે મળે તેનાથી પોતાનો નિર્વાહ કરતા તે તપસ્વી પુરુષો ઉચિતની દરકાર કર્યા વિના, નિર્મોહ તથા નિષ્કુતૂહલી બની, બ્રહ્મચર્યવ્રત પાળતા આત્માની ગવેષણામાં લીન રહે છે. [૧-૬]

તેઓ વિવિધ વિદ્યાઓથી,[૧] વૈદકથી કે રાજા વગેરે ધનિકોની[૨] પ્રશંસા-પૂજાથી આજીવિકા મેળવવાનો વિચાર પણ નથી કરતા કે ઐહિક લાભની ઇચ્છાથી પહેલાંના કે નવા પરિચિત ગૃહસ્થોનો પરિચય નથી વધારતા. જે તેમને ઉત્તમ ખાનપાન માગ્યા છતાં ન આપે, તેમનો તેઓ દ્વેષ પણ નથી કરતા કે જેઓ તેવી સારી વસ્તુઓ આપે તેમના ઉપર અનુકંપા પણ નથી કરતા. કોઈ તેમને ઓસામણ, ઘેંસ, કાંજી કે એવો વધ્યોઘટ્યો નીરસ આહાર[૩] આપે, તો તેઓ તેની નિંદા પણ નથી કરતા કે સારી વસ્તુઓ મેળવવા ઊંચાં કુળોમાં પણ ભિક્ષા માટે નથી જતા. તેઓને વનજંગલમાં એકલા વિચરતાં દેવ-મનુષ્ય કે પશુપંખીના બિહામણા અવાજો સાંભળીને બીક નથી લાગતી; કે લોકમાં ચાલતા અનેક પ્રકારના વાદોથી પોતાના સિદ્ધાંતોમાં શંકા નથી ઊપજતી.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૮૫.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૮૬.

૩. મૂળમાં ઓસામણ (આયામક-અવસ્રાવણ), જવની ઘેંસ, વધ્યોઘટ્યો આહાર, ખાટી કાંજી (સૌવીર), જવનું પાણી અને નીરસ પિંડ – એટલાં છે.

આમ, ઘરબાર, મિત્ર કે બંધનો વિનાના તે ભિક્ષુઓ લૂખુંસુકું તથા ઓછું ખાઈ, જિતેંદ્રિય રહી, બીજાં પ્રાણીઓને દુઃખ ન થાય તે રીતે જોઈ તપાસી બધી ક્રિયાઓ કરતા કરતા સંયમધર્મને અનુસરે છે. [૭-૧૬]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** મૂળમાં તે વિદ્યાઓના નીચે પ્રમાણે નામો છે. ટીકાકારે તે તે વિદ્યાનું સ્વરૂપ સમજાય તેવાં ઉદાહરણ પણ આપ્યાં છે. તે પણ નમૂનારૂપે દરેક વિદ્યા સાથે આપ્યાં છે

**વસ્ત્રચ્છેદવિદ્યા:** કપડું ફાટી જાય, ઉંદરડા કાપી નાખે કે મેસ અને કાદવથી બગડે, તે ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા.

**સ્વરવિદ્યા:** મોર, મરઘડો વગેરેના ષડ્જ, ઋષભ ઇ૦ અવાજો ઉપરથી શુભાશુભ ફળ કહેવાની વિદ્યા. જેમકે: મોરનો સ્વર (અમુક વખતે) સંભળાય તો ધન મળે, પ્રિયનો વિયોગ ન થાય, પશુ, પુત્ર અને મિત્રોની પ્રાપ્તિ થાય, અને સ્ત્રીઓના પ્રિય થવાય; મરઘડાનો (ઋષભ) સ્વર સાંભળી, રાજ્ય, સેનાપતિપદ કે ધન મળે ઇ૦.

**ભૌમવિદ્યા:** ભૂમિ અવાજ સાથે ફાટે કે કંપે તે ઉપરથી કોને કોને કેવી પીડા થાય તે કહેવાની વિદ્યા.

**અંતરીક્ષવિદ્યા:** આકાશના વિવિધ રંગો ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા. જેમકે, કપિલ રંગનું આકાશ દેખાય તો અનાજનો નાશ થાય ઇ૦.

**સ્વપ્નવિદ્યા:** સ્વપ્નમાં ગાયનથી રુદન પ્રાપ્ત થાય; નર્તનથી વધબંધન પ્રાપ્ત થાય; હાસ્યથી શોક, અને પઠનથી કલહ થાય – એ પ્રમાણે સ્વપ્ન પરથી શુભાશુભ કહેવાની વિદ્યા.

**લક્ષણવિદ્યા :** સ્ત્રીપુરુષનાં લક્ષણો ઉપરથી તેમનો સ્વભાવ, નસીબ વગેરે કહેવાની વિદ્યા.

**દંડવિદ્યા :** લાકડીના સ્વરૂપ ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા. જેમકે, એક પર્વવાળી હોય તો પ્રશંસા થાય; બે પર્વવાળી હોય તો કલહ થાય ઇ૦.

**વાસ્તુવિદ્યા :** ઘર વગેરેનાં લક્ષણ વર્ણવતી વિદ્યા.

**અંગવિકારવિદ્યા :** હાથ, આંખ વગેરેના ફરકવા ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા.

**સ્વરવિદ્યા :** કોયલ, કાગડો, ઘુવડ, ગધેડું, શિયાળ અને આખલો ડાબી બાજુથી બોલે તો બધાં કામોમાં સફળતા મળે — એ પ્રમાણે વિવિધ પશુપંખીના અવાજો ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા.

**મંત્ર :** પ્રસિદ્ધ છે. **મૂલ :** વશીકરણ, ગર્ભપાત ઇ૦ માટે કરવામાં આવતા મેલા પ્રયોગો.

**વૈદ્યવિદ્યા :** (મૂળમાં) જેવીકે, વમન, વિરેચન, નાસ, નેત્રાંજન, સ્નાન અને રોગચિકિત્સા.

આમાંથી, વરાહમિહિરની બૃહત્સંહિતામાં છઠ્ઠમા અધ્યાયમાં વસ્ત્રચ્છેદવિદ્યાનું વર્ણન છે; ૫૧માં અંગવિદ્યા છે; ૫૩માં વાસ્તુવિદ્યા છે; અને ૮૮, ૯૦ અને ૯૫માં પંખી, શિયાળ, કાગડો વગેરેના શબ્દ ઉપરની શુભાશુભ કહેવાની વિદ્યા છે. પ્રો. જેકોબી આમાં જ્યોતિષવિદ્યાનો ઉલ્લેખ નથી તે તરફ ધ્યાન ખેંચે છે, અને ગ્રીક અસર પહેલાંનું આ કથન છે એમ જણાવે છે.

**ટિપ્પણ નં. ૨.** મૂળમાં, 'ક્ષત્રિઓ, ગણરાજાઓ, ઉગ્રો, રાજપુત્રો, બ્રાહ્મણો, ભોગિકો અને અનેક પ્રકારના શિલ્પીઓ' — એટલા છે. જૈનોને મતે ઉગ્રો અને ભોગો પણ ક્ષત્રિયો જ હતા. ઉગ્રો એ પ્રથમ તીર્થંકર ઋષભદેવના જ વંશજો હતા અને તેમને ઋષભદેવે શહેરોના કોટવાળપદ ઉપર નીમ્યા હતા. ભોગિકો એ ઋષભદેવે માનને પાત્ર ગણેલા લોકોના વંશજો હતા.

૧૬

## બ્રહ્મચર્ય

હે આયુષ્મન્! જેને સંયમ પ્રાપ્ત કરી, કર્મોના નિરોધથી સમાધિ પ્રાપ્ત કરવી છે, તથા મન-વચન-કાયા તથા ઇંદ્રિયો ઉપર જય મેળવી તેમનું દુષ્પ્રવૃત્તિમાંથી રક્ષણ કરવું છે, અને એ રીતે અપ્રમત્તપણે મોક્ષધર્મ આચરવો છે, તેને વીર્યનિરોધરૂપી (સ્થૂળ) બ્રહ્મચર્ય સિદ્ધ કર્યા વિના ચાલે તેમ નથી.

પરંતુ જનનેન્દ્રિયનો નિરોધ પણ બીજી આનુષંગિક નાની મોટી સાવચેતીઓ વિના દુષ્કર છે. માટે જિનધર્મમાં મહાત્મા પુરુષોએ તેની વાડરૂપે નીચેના દશ પ્રસંગોનો ત્યાગ કરવાનું ઉપદેશ્યું છે. જેઓ (અભિમાનથી કે પ્રમાદથી) તે પ્રસંગોમાં બેદરકાર રહે છે, તેઓને ધીમે ધીમે પોતાના વ્રતમાં શંકા ઉત્પન્ન થાય છે, પછી વિષયભોગોની કાંક્ષા ઉત્પન્ન થાય છે, અને પછી બ્રહ્મચર્યની આવશ્યકતા જ છે કે નહિ એવી વિચિકિત્સા ઉત્પન્ન થાય છે. અંતે તેમના

બ્રહ્મચર્યનો ભેદ થઈ જાય છે; તેમને ઉન્માદ અને બીજા દીર્ઘકાલિક રોગો પ્રાપ્ત થાય છે; તથા તેઓ કેવળીએ કહેલા ધર્મમાંથી ભ્રષ્ટ થાય છે.

તે દશ પ્રસંગો આ પ્રમાણે છે :

૧. ભિક્ષુએ કોઈ પ્રકારના સંસર્ગ વિનાનાં શયન[1] અને આસન વાપરવાં; તથા સ્ત્રી, પશુ અને નપુંસકના સંસર્ગવાળાં શયનાસન ન વાપરવાં.

૨. બ્રહ્મચારીએ માત્ર સ્ત્રીઓને કથા ન કહેવી કે સ્ત્રી સંબંધી કથા ન કરવી.

૩. બ્રહ્મચારીએ સ્ત્રીઓની સાથે એકાસને ન બેસવું.

૪. બ્રહ્મચારીએ સ્ત્રીઓની સુંદર કે આકર્ષક, મનોહર કે મનોરમ ઇંદ્રિયો તરફ જોવું નહિ કે તેમનું ચિંતન ન કરવું.

૫. બ્રહ્મચારીએ કોટડા પાછળ રહીને, પડદા પાછળ કે ભીંત પાછળ રહીને, સ્ત્રીઓનું કૂજિત, રુદિત, ગીત, હસિત, સ્તનિત, ક્રંદન કે વિલાપના શબ્દો ન સાંભળવા.

૬. બ્રહ્મચારી નિર્ગ્રંથે પૂર્વે ભોગવેલાં ભોગો કે કરેલી ક્રીડાઓ સંભારવી નહિ.

૭. બ્રહ્મચારીએ રસકસવાળો ઉત્તેજક આહાર ન સેવો.

૮. બ્રહ્મચારીએ પ્રમાણથી વધારે ખાનપાન ન કરવું.

૯. બ્રહ્મચારીએ શરીરની અને કપડાંની ટાપટીપ ન કરવી.

---

૧. મૂળ 'સયણ'નો 'સદન' એટલે કે ઘર-મુકામ એવો અર્થ પણ સમજી લેવાનો છે.

૧૦. બ્રહ્મચારીએ જનનેન્દ્રિય ઉપરાંત શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શની ઇંદ્રિયોને પણ વશ ન થવું.

સ્ત્રીઓ વડે સંકીર્ણ ઘર, મનોરંજક સ્ત્રીકથા, સ્ત્રીઓનો પરિચય, તેમની ઇંદ્રિયોનું નિરીક્ષણ, તેઓનું કૂજિત, રુદિત, ગીત અને હાસ્ય, તેઓની સાથે ભોજન અને બેઠક, રસદાર અને પ્રમાણથી વધારે ખાનપાન, તથા શરીરની ટાપટીપ આ બધી વસ્તુઓ માણસને પ્રિય છે અને તેથી તેનો ત્યાગ કરવો મુશ્કેલ છે. પરંતુ આત્માની શોધ કરનારા માણસને માટે તો એ તાલપુટ વિષ[1] જેવી છે. જેને સમાધિ પ્રાપ્ત કરવી છે, તેણે આ બધાં શંકાસ્થાનો છોડી દેવાં જોઈએ; અને ધીરજથી જિતેંદ્રિય અને સમાધિયુક્ત બની, ધર્મને માર્ગે વિચરવું જોઈએ.

જે આ દુષ્કર બ્રહ્મચર્યનું આચરણ કરે છે, તેને દેવ, દાનવ, ગાંધર્વ વગેરે સર્વ નમસ્કાર કરે છે.

આ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે અને જિને બતાવેલો છે. એ જ માર્ગથી પૂર્વે કેટલાય જીવો સિદ્ધ થયા છે, અત્યારે થાય છે, અને હજુય થશે.

---

૧ ૨૦-૪૫માં (પા. ૧૧૭) હાલફૂટ છે. 'જેને હાથમાં લેવાથી તાળવું ફાટી જાય તે તાલપુટ' એવો અર્થ કરવામાં આવે છે.

૧૭

## પાપી શ્રમણો

કેટલાક દુરાચારી શ્રમણો પ્રવ્રજ્યા લઈને તથા દુર્લભ એવું સદ્ધર્મનું શ્રવણ પ્રાપ્ત કર્યા પછી સ્વચ્છંદે વિહરે છે. તેઓ કહે છે : 'અમારી પથારી મજબૂત છે, ઓઢવાનું વસ્ત્ર પણ સારું છે, તથા ખાવાપીવાનું પણ ઠીક મળે છે. જગતમાં જે કાંઈ થાય છે તે પણ અમે જાણીએ છીએ; હવે અમારે ભણીને શું કામ છે?' આમ વિચારી, તે પ્રમાદીઓ ખાઈ-પીને સુખે સૂવામાં જ વખત ગાળે છે. [૧-૩]

તે દુરાચારીઓ જ્યોતિષ વગેરેથી આજીવિકા ચલાવે છે; તેમને ભિક્ષાવૃત્તિ ગમતી નથી; તે પોતાનાં સગાંવહાલાં પાસેથી દૂધદહીં વગેરે ઉત્તેજક વસ્તુઓ મેળવીને ખાય છે; સૂર્ય આથમતો હોય ત્યારે પણ ખાય છે; આતિથ્યધર્મ સાચવતા નથી; અને ગૃહસ્થોની પથારીમાં પણ સૂઈ જાય છે. [૧૮-૯,૧૬,૧૧]

તે કપટી, બકવાદી, લુબ્ધ અને અસંયમી એવા પાપી શ્રમણો પોતાનું ઘર છોડીને પાછા બીજાનાં ઘરોની ખટપટમાં લાગ્યા રહે છે. તેઓ કજિયાખોર, ક્રોધી, અધર્મી, નાસ્તિક, ચંચળ તથા દુરાચારી હોય છે. તેઓ બીજાને અપ્રીતિકર હોય છે તથા ગમે ત્યાંથી વિવાદ ઊભો કરે છે. તે અભિમાની શ્રમણો પોતાને શાસ્ત્ર કે આચાર શીખવનારની સેવા કરવાને બદલે નિંદા કરે છે; સદ્ધર્મનો ત્યાગ કરે છે અને બીજા વિધર્મોને સેવે છે. તેઓ વારંવાર સંપ્રદાય બદલ્યા કરે છે અને દુરાચાર કરતાં અચકાતા નથી. તેઓ તપશ્ચર્યામાં તો છેક જ મંદ હોય છે. [૪-૫, ૧૧-૨,૧૭-૮]

તે પ્રમાદી શ્રમણો હાલતાં ચાલતાં પોતાનાથી નાના પ્રાણો, બીજો અને લીલી વનસ્પતિ કચરાય તેનો ખ્યાલ નથી રાખતા; પોતાની પથારી, ઓઢિંગણ, સૂવાનું પાટિયું, આસન, પાત્ર અને કંબળને જોયા તપાસ્યા વિના જ વાપરે છે કે મૂકે છે; અથવા જુએ-તપાસે છે તોપણ બેદરકારીથી કે બીજે ધ્યાન રાખીને. તેઓ ધૂળવાળા પગે સૂવે છે; ઉતાવળા ચાલે છે અને જેને તેને ઓળંગે છે. આમ છતાં તેઓ પોતાને મહાસંયમી માને છે; અને કોઈ સમજાવવા જાય તો સામા થાય છે. [૬-૧૦,૧૬]

આમ પાંચે[1] કુશીલો આચરનારા તે અસંયમી વેશ-ધારીઓ ભિક્ષુઓમાં હલકા પડી જાય છે; લોકમાં ઝેરની પેઠે નિંદાય છે; અને તેમના બંને લોક બગડે છે. [૨૦-૧]

૧. પાંચ મહાવ્રતથી વિરુદ્ધ પાંચ દુરાચરણ.

## ૧૮

# સંયત રાજા

કાંપિલ્ય[1] નગરમાં સંયત નામે રાજા રાજ્ય કરતો હતો. તે એક વખત ચતુરંગી સેના અને વાહનો સાથે મૃગયા કરવા કાંપિલ્યપુરની પાસે આવેલા કેસર નામના ઉદ્યાનમાં ગયો. મૃગયાના રસે ચડી, તે રાજા ઘોડા ઉપર બેસી મૃગો ઉપર બાણો ફેંકતો તે ઉદ્યાનમાં ઘૂમવા લાગ્યો. [૧-૩]

તે ઉદ્યાનમાં આવેલા એક લતામંડપ નીચે એક મુનિ ધ્યાન ધરતા હતા. રાજાએ મૃગયાની ધૂનમાં તે તરફ પણ બાણો છોડયાં હતાં અને કેટલાંય મૃગ તે મુનિની આજુબાજુ જ મરેલાં પડયાં હતાં. અચાનક તે મુનિ રાજાની નજરે પડયા. તેમને જોઈ, ગભરાઈ જઈને તે રાજા તેમને પોતાનાં બાણોથી કંઈ ઈજા થઈ છે કે નહિ તે જોવા ઘોડા ઉપરથી નીચે ઊતર્યો તથા વિનયપૂર્વક તે

---

૧. ફરુકાબાદ જિલ્લામાં આવેલા કાયમગંજથી ઉત્તર-પશ્ચિમમાં છ માઈલ દૂર આવેલું છે.

મુનિને નમસ્કાર કરી, પોતે અજાણમાં કરેલા અપરાધની ક્ષમા માગવા લાગ્યો. [૪-૮]

પ્રથમ તો ધ્યાનમાં બેઠેલા તે મુનિએ રાજાને કાંઈ જવાબ ન આપ્યો. તેથી વધુ ગભરાઈ, તે રાજા મુનિને પોતાનું ઓળખાણ આપતો કહેવા લાગ્યો: "હે ભગવન્! હું સંયત રાજા છું. આપ મને જવાબ આપો. ક્રોધ પામેલા મુનિઓ પોતાના તેજથી કરોડો માણસોને પણ બાળી નાખે છે, એમ મેં સાંભળ્યું છે." [૯-૧૦]

આ સાંભળી મુનિએ રાજાને જવાબ આપ્યો: "હે રાજા! તું નિર્ભય થા. તથા તે જ પ્રમાણે બીજાં પ્રાણીઓને પણ અભય આપનારો થા. તું જે મૃત્યુના ભયથી ઉદ્વેગ પામી આમ ક્ષમાપના કરે છે, તે જ મૃત્યુ તરફ તું બીજાં પ્રાણીઓને શા માટે ધકેલે છે? આ અનિત્ય જીવલોકમાં સુખની ઇચ્છાથી માણસે શા માટે બીજા પ્રાણોની હિંસા કરવી જોઈએ? દરેકને મરણ આવવાનું જ છે. તો પછી વીજળીના ઝબકારા જેવા જીવિતમાં કે તેનાં સુખોમાં[1] આસક્તિ શી? પોતે પ્રિય માનેલાં સુખો કે સ્ત્રી પુત્ર, તથા સંબંધીઓ વગેરે સુખનાં સાધનો મર્યા બાદ સાથે આવતાં નથી. ઊલટું, મરેલા પિતાને પુત્રો અને મરેલા પુત્રને પિતા ઘર બહાર કાઢે છે. પછી તે માણસે પેદા કરેલા દ્રવ્યથી અલંકૃત થઈ, પરપુરુષો તેણે સાચવેલી સ્ત્રીઓ સાથે હૃષ્ટ અને તુષ્ટ થઈ ક્રીડા કરે છે. પરંતુ, પેલો માણસ તો પોતે કરેલાં શુભાશુભ કર્મો સાથે જ પરલોકમાં જાય છે." [૧૧-૭]

૧. મૂળમાં 'રૂપોમાં' એટલે કે, રૂપ વગેરે વિષયોમાં.

ગદ્દભાલી મુનિના આ ઉપદેશથી સંયત રાજાએ સંવેગ અને નિર્વેદ પામી, રાજપાટ વગેરે છોડી દીધું અને તેમની પાસે જૈન ધર્મની દીક્ષા લીધી. [૧૮-૯]

ફરતાં ફરતાં એક વાર તે સંયત મુનિને બીજા એક મુનિનો ભેટો થયો. તે મુનિ પહેલાં ક્ષત્રિય રાજા હતા અને પછી રાજ્ય છોડી, સાધુ થયા હતા. તેમણે સંયતને જોઈ તેને પૂછયું: 'તારું રૂપ પ્રસન્ન દેખાય છે; તેવું તારું મન પણ હશે. તારું નામ શું? તારું ગોત્ર શું? શા માટે તું સાધુ[૧] થયો? તું જ્ઞાનીઓની સેવા કેમ કરે છે? અને તું વિનીત કેમ કહેવાય છે?'[૨] [૨૦-૧]

સંયતે જવાબ આપ્યો: 'મારું નામ સંયત છે. ગોત્રથી હું ગૌતમ છું. વિદ્યા અને આચરણનો પાર પામેલા એવા ગદ્દભાલી મુનિ મારા આચાર્ય છે. જે લોકો (ઘરસંસારમાં પડી રહી) પાપ કરે છે, તે ઘોર નરકમાં પડે છે, અને જેઓ (પ્રવ્રજિત થઈ) આર્યધર્મને અનુસરે છે, તે દિવ્ય ગતિને પામે છે, (એમ જાણી,) હું તે ધર્મને આચરતો સંયમપરાયણ રહું છું. [૨૨,૨૫-૬]

ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ અને અજ્ઞાનવાદ[૩] એ ચાર પ્રકારના સેંકડો વાદોની બાબતમાં ગમે તે અલ્પજ્ઞ

---

૧. મૂળમાં 'માહણ' છે. 'કોઈને ન મારનાર એવો — સાધુ' એવો તેનો અર્થ ઘટાવવામાં આવે છે. જોકે, પ્રાકૃતમાં 'બ્રાહ્મણ' શબ્દના રૂપ તરીકે પણ તે જ શબ્દ આવે છે.

૨. છેલ્લા બે પ્રશ્નોમાં 'કેમ' શબ્દને બદલે 'કેવી રીતે' (કઈ ભાવનાથી) એ શબ્દો પણ મૂકી શકાય.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૬૭.

માણસ શો નિર્ણય કરી શકે? એટલે બુદ્ધ, વિદ્યાચરણ-સંપન્ન, સત્ય, સત્યપરાક્રમ અને નિર્વાણ પામેલા જ્ઞાતપુત્રે એ બાબતમાં (જે) પ્રકાશ પાડ્યો છે (તેને હું અનુસરું છું). હવે હું સમજ્યો છું કે, એ બધા અનેક પ્રકારના વાદો એ માયાવચન છે, જૂઠ છે, અર્થ વિનાના છે, અનાર્ય છે, તથા તેમાં માન્યતા રાખવી એ મિથ્યા માન્યતા છે. હવે હું 'પરલોક છે, તથા આત્મા છે,' એ જાણું છું. હું પોતે પૂર્વે મહાપ્રાણ નામના વિમાનમાં[1] દ્યુતિવાળો દેવ હતો. અહીં જેમ સો વર્ષનું આયુષ્ય ગણાય છે, તેમ ત્યાં દિવ્યપાલી અને મહાપાલી[2] વર્ષોનું આયુષ્ય હોય છે, બ્રહ્મલોકમાંથી ચ્યવીને હું મનુષ્યલોકમાં આવ્યો છું તથા મારું તેમજ બીજાનું આયુષ્ય જેમ છે તેમ જાણું છું. [૨૩-૯]

સંયમી અને બુદ્ધિમાન પુરુષે ઉપર જણાવેલી વિવિધ માન્યતાઓની રુચિનો તથા આપમતિનો ત્યાગ કરીને તથા તે બધા વાદોને અનર્થરૂપ જાણીને, જીવનું અસ્તિત્વ અને તેની ક્રિયાશીલતા ઉપદેશનારો ઉત્તમ સિદ્ધાંત[3]

---

૧. વિમાનનો જૈન અર્થ બહુધા, દેવના નિવાસસ્થાન જેવો છે.

૨. પાલી એટલે 'પલ્યોપમ' અને મહાપાલી એટલે 'સાગરોપમ' વર્ષો. જુઓ પા. ૨૪૩, ટિ૦ ૪. બ્રહ્મલોકનું આયુષ્ય ૧૦ સાગરોપમ વર્ષનું આ જ ગ્રંથમાં અ૦ ૩૬, શ્લોક ૨૨૫ (આગળ પાન ૨૬૬)માં જણાવ્યું છે. ૨૮મા શ્લોકની રચના ગૂંચવે તેવી છે. પરંતુ તેનો ભાવ સ્પષ્ટ છે.

૩. મૂળમાં 'ક્રિયા' એવો જ શબ્દ છે. જેનો આત્માના અસ્તિત્વમાં માને છે, પરંતુ તે નિશ્ચેષ્ટ કે કૂટસ્થ છે એમ નથી માનતા.

સ્વીકારવો અને સર્વ પ્રકારના અક્રિયાવાદનો ત્યાગ કરી, સત્પુરુષોએ ઉપદેશેલ કલ્યાણ એવા ધર્મનું આચરણ કરવું. શુદ્ધ પુરુષોએ પ્રગટ કરેલા તે ધર્મનું જ્ઞાન જિન-શાસનમાં છે. એટલે હું બધા વાદવિવાદો અને ચર્ચાઓ[1] છોડીને રાતદિવસ તે ધર્મમાં જ ઉદ્યત રહું છું. [૩૦-૩]

બુદ્ધોએ ઉપદેશેલ અર્થ અને ધર્મથી યુક્ત તે પવિત્ર વચનો સાંભળીને ભરત, સગર, મઘવન્, સનત્કુમાર, શાંતિ, કુંથુ, અર, મહાપદ્મ, હરિષેણ, જય, દશાર્ણદેશનો દશાર્ણભદ્ર, વિદેહનો નમિ, કલિંગનો કરકંડુ, પાંચાળનો દ્વિમુખ, ગાંધારનો નગ્ગઈ, સૌવીરશ્રેષ્ઠ ઉદાયન, કાશીરાજ, વિજય તથા મહાબલ[2] વગેરે ચક્રવર્તીઓ કે રાજાઓ પોતપોતાનાં મોટાં રાજ્ય, ઉત્તમોત્તમ કામભોગો, પરિપૂર્ણ ઐશ્વર્ય તથા સેના, વાહન વગેરે સામગ્રીનો ત્યાગ કરી, પ્રવ્રજિત થયા છે, તપસ્વી થયા છે, ઉત્તમ ગતિ પામ્યા છે, કર્મરૂપી મહાવનનો ઉચ્છેદ કરનાર થયા છે, કે પરિનિર્વાણ પામ્યા છે. બુદ્ધિમાન પુરુષો ઉન્મત્તની પેઠે કુવિકલ્પોને લીધે જગતમાં ફર્યા કરતા નથી, કે આત્માને પરિતાપ પમાડ્યા કરતા નથી; પરંતુ દૃઢ પરાક્રમી, સર્વસંગથી વિનિર્મુક્ત, સંયમી તથા નિર્મળ બની સિદ્ધગતિ પ્રાપ્ત કરે છે. [૩૪-૫૪]

---

૧. મૂળમાં 'પ્રશ્નો અને પરમંત્રો' એવા શબ્દો છે.

૨. આ રાજાઓના પરિચય માટે જુઓ 'પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૯૭.

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ અને અજ્ઞાનવાદ એ ચાર વર્ગોમાં તે વખતના બધા વાદોનું વર્ગીકરણ જૈન ગ્રંથોમાં કરેલું છે. એ બધાના વિસ્તૃત વર્ણન માટે જુઓ આ ગ્રંથમાળાનું 'મહાવીરસ્વામીનો સંયમધર્મ' પુસ્તકનો ઉપોદ્‌ઘાત. અહીં ટૂંકમાં જણાવી લઈએ કે, આત્માનું અસ્તિત્વ તેમજ કર્મનું ફળ માનનારા વાદો ક્રિયાવાદ કહેવાય. જૈનો પોતે ક્રિયાવાદી છે. પરંતુ તેઓ વેદાંતીઓની પેઠે આત્માને નિષ્ક્રિય-નિર્લેપ નથી માનતા. તેમજ બૌદ્ધો પોતાને ક્રિયાવાદી કહેવરાવતા હોવા છતાં જૈનો તેમના અનાત્મવાદની બાબતમાં તેમજ તેમના કર્મફળના સિદ્ધાંતના અમુક મુદ્દાઓમાં જુદા પડે છે. આત્માનું અસ્તિત્વ કે કર્મફળ અને પુનર્જન્મ કે પરલોકમાં ન માનનારા ચાર્વાક વગેરે મતો અક્રિયાવાદમાં આવે. સાંખ્યો જેવા આત્માને નિશ્ચેષ્ટ માનનારા વાદો પણ જૈનોની દૃષ્ટિએ અક્રિયાવાદમાં જ આવે. વિનયવાદ એટલે અમુક પ્રકારની જ્ઞાન વિનાની આચારશુદ્ધિને જ સર્વસ્વ માનનારા વાદો. આત્મા, પરલોક, પુનર્જન્મ વગેરે તત્ત્વજ્ઞાનના અતીન્દ્રિય મુદ્દાઓની બાબતમાં આપણે કશો નિર્ણય જ કરી શકીએ તેમ નથી, એવું માનનારા વાદો તે અજ્ઞાનવાદ.

**ટિપ્પણ નં. ૨.** જૈનોને મતે દરેક અવસર્પિણીમાં અને દરેક ઉત્સર્પિણીમાં (જુઓ પા. ૨૪૩, ટિ. ૪) અમુક વિશિષ્ટ શક્તિ અને પ્રભાવવાળા ૬૩ શલાકાપુરુષો (એટલે કે માપવાના ગજ જેવા મહાપુરુષો) થાય છે. તે ૬૩ આ પ્રમાણે છે: ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો, ૯ પ્રતિવાસુદેવો તથા ૯ બળદેવો. એ ૬૩માંથી કેટલાકનાં નામ આ અધ્યયનમાં આવેલાં રાજાઓનાં નામોમાં છે. તે દરેકની ટૂંક માહિતી નીચે પ્રમાણે છે. ટીકામાં તો તેમના પૂર્વભવોની પણ લાંબી લાંબી કથાઓ છે.

**ભરત:** જૈન કથામાં જણાવ્યા પ્રમાણે તે પ્રથમ ચક્રવર્તી હોઈ, પ્રથમ તીર્થંકર ઋષભદેવના જ્યેષ્ઠ પુત્ર થતા હતા. તે અયોધ્યામા રાજ્ય કરતા હતા. બ્રાહ્મણકથામાં દુષ્યંતના પુત્ર ભરતને 'ચક્રવર્તી ' 'સાર્વભૌમ ' તરીકે વર્ણવેલો છે.

**સગર:** જૈન કથા પ્રમાણે તે અયોધ્યાનો રાજા હોઈ, બીજા તીર્થંકર અજિતનાથનો નાનો ભાઈ થતો હતો. તે બીજો ચક્રવર્તી હતો અને તેને અજિતનાથે જ દીક્ષા આપી હતી. ટીકામાં તેની અને તેના ૬૦,૦૦૦ પુત્રોની જે કથા આપી છે, તે રામાયણમાં આવતી સગર રાજાની વાતનું વિચિત્ર રૂપાંતર છે. (જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર ' પુસ્તક પા.'૧૬૬.) બૌદ્ધ જાતક ૫૪૧ તથા ૫૪૩માં પણ 'સાગર ' રાજાની હકીકત આવે છે.

**મઘવન્:** જૈન કથામાં આ રાજા વિષે કશી જ ખાસ માહિતી નથી. માત્ર એટલું જ જણાવ્યું છે કે, તે ત્રીજો ચક્રવર્તી હતો તથા શ્રાવસ્તીના રાજા સમુદ્રવિજય અને ભદ્રારાણીનો પુત્ર થતો હતો. બ્રાહ્મણ કે બૌદ્ધ ગ્રંથોમાં પણ તેની કાંઈ ખાસ માહિતી મળતી નથી. વેદમાં તેનું નામ આવે છે તથા પછીના વખતમાં તે ઇંદ્રના બીજા નામ તરીકે પ્રસિદ્ધ થયું છે, એટલું અહીં જણાવી લઈએ.

**સનત્કુમાર:** જૈન કથા પ્રમાણે હસ્તિનાપુરના અશ્વસેન રાજા અને સહદેવી રાણીનો પુત્ર તથા ચોથો ચક્રવર્તી. આ રાજાની રાણી સુનંદાની લટનો સ્પર્શ થવાથી સંભૂતે નિયાણું બાંધ્યું હતું એ વાત ૧૩ મા અધ્યયનમાં (પા. ૬૯) આવી ગઈ છે. છાંદોગ્ય ઉપનિષદ ૭–૧–૧–૨૬, ૨માં અને પછી પુરાણાદિમાં એક ઋષિના નામ તરીકે તે નામ આવે છે.

**શાંતિ:** શાંતિ, કુંથુ અને અર એ ત્રણ ચક્રવર્તી હોવા ઉપરાંત ૧૬, ૧૭, અને ૧૮મા તીર્થંકર પણ હતા. શાંતિ હસ્તિનાપુરના રાજા વિશ્વસેન અને અચિરાદેવી રાણીના પુત્ર હતા. તેમના પૂર્વજન્મની જૈન કથામાં શિબિરાજા અને કબૂતરની વાત (મહા-

ભારત ૩, ૧૩૯, ૧૯૩) જોડી દેવામાં આવી છે. કુંથુ હસ્તિનાપુરના સૂર રાજા અને શ્રીદેવી રાણીના પુત્ર હતા. અને અર એ ગજપુરના રાજા સુદર્શનના પુત્ર હતા. તે બે વિષે જૈન કથામાં પણ બીજી કશી ખાસ માહિતી આપી નથી.

**મહાપદ્મ**: એ નવમા ચક્રવર્તી હતા અને હસ્તિનાપુરમાં રહી રાજ્ય કરતા હતા. તેમના મોટાભાઈ વિષ્ણુકુમારને ૨૦મા તીર્થંકર મુનિસુવ્રતના શિષ્યે દીક્ષા આપી હતી. તેમણે રાજા બની બેઠેલા પોતાના પિતા પદ્મોત્તરના પ્રધાન નમુચિ પાસેથી ત્રણ પગલાંમાં આવે તેટલી જમીન માગી આખું રાજ્ય લઈ લીધું હતું, એ કથા વિષ્ણુ અને બલિરાજાની કથા જેવી લાગ્યા વિના રહેતી નથી.

**હરિષેણ**: એ કાંપિલ્યના[1] રાજા મહાહરિના પુત્ર તથા ૧૦મા ચક્રવર્તી હતા.

**જય**: રાજગૃહના[2] રાજા સમુદ્રવિજયના પુત્ર તથા ૧૧મા ચક્રવર્તી. તે હજાર રાજાઓ સાથે પ્રવ્રજિત થયા હતા એવો ઉલ્લેખ મૂળ અધ્યયનમાં જ છે.

**દશાર્ણભદ્ર**: આ રાજા મહાવીરનો સમકાલીન હતો. મહાવીર જ્યારે તેના ઉદ્યાનમાં આવ્યા, ત્યારે કોઈએ ન કર્યો હોય તેવો તેમનો સત્કાર કરવાનો તેણે વિચાર કર્યો હતો. પરંતુ ઇંદ્રે પોતાનો વૈભવ બતાવી તેનું અભિમાન હરી લીધું અને પછી તે રાજા સાધુ થઈ ગયો, એવી હકીકત જૈન કથામાં છે. મૂળ અધ્યયનમાં પણ "શક્રથી પ્રેરાઈને તેણે દીક્ષા લીધી" એટલી હકીકત છે. (દશાર્ણદેશ એટલે માળવાનો પૂર્વ ભાગ.)

**કરકંડુ**: તેની તથા દ્વિમુખ, નમિ અને નગ્ગતિની કથા આ ગ્રંથમાં ૯મા અધ્યયનના ટિપ્પણમાં (પા. ૪૫) છે.

---

૧. જુઓ પા. ૯૨ નોંધ.

૨. બિહાર શહેરથી આશરે ૧૪ માઈલ દક્ષિણે આવેલું છે.

**ઉદાયન :** આ રાજા પણ મહાવીરનો સમકાલીન હતો. કથામાં તેને સિંધુસૌવીર દેશના રાજા તરીકે વીતભયપત્તનમાં રહેતો વર્ણવ્યો છે. તેની રાણીનું નામ પ્રભાવતી હતું તથા તે ચેટક રાજાની પુત્રી થતી હતી. આ રાજાએ મહાવીર પોતાના નગરમાં આવ્યા ત્યારે તેમની પાસેથી દીક્ષા લીધી હતી, તથા પોતાનો પુત્ર પણ રાજ્ય-લક્ષ્મીમાં ન બંધાય તે માટે રાજગાદી પોતાના ભાણેજને આપી દીધી હતી. તે ભાણેજે જ, પછી, તે રાજા વિચાર બદલી રાજ્ય પાછું ન લઈ લે તે માટે તે રાજાને ઝેર ખવરાવી મારી નાખ્યો હતો. આ રાજાને અવંતીના ચંડપ્રદ્યોત સાથે યુદ્ધ થયું હતું અને તેમાં તે જીત્યો હતો. રાજા મરી ગયા બાદ તેનો પુત્ર રાજ્ય ન મળવાથી ખિન્ન થઈ ચંપામાં પોતાની માસીના પુત્ર કૂણિક પાસે ચાલ્યો ગયો હતો — એવી હકીકત જૈન કથામાં છે. આ કથા બૌદ્ધોના દિવ્યાવદાન ગ્રંથમાં આવતી રુદ્રાયણની કથાને મળતી આવે છે. તથા વત્સોના રાજા ઉદાયનની કથાના ઘણા ભાગો આમાં ઉમેરાયેલા દેખાઈ આવે છે.

**કાશીરાજ :** તેનું નામ નંદન હતું તથા તે કાશીના અગ્નિશિખ રાજાનો પુત્ર થાય. તે ૭મો બલદેવ ગણાય છે.

**વિજય :** દ્વારિકાવતીના રાજા બ્રહ્મરાજનો પુત્ર અને વાસુદેવ દ્વિપુષ્ઠનો મોટો ભાઈ.

**મહાબલ :** હસ્તિનાપુરના બલરાજાનો પુત્ર. આ રાજા ૧૩મા તીર્થંકર વિમલનાથના વખતમાં થઈ ગયો, એમ જૈન કથામાં જણાવ્યું છે.

## ૧૯

# મૃગાપુત્ર

વનો અને ઉપવનોથી શોભિત સુગ્રીવ નગરમાં બલભદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને મૃગા નામની પટરાણી હતી, તથા બલશ્રી નામે યુવરાજ પુત્ર હતો. તે બલશ્રી માતાપિતાને બહુ પ્રિય હતો, સ્વભાવે મુનીશ્વર જેવો હતો તથા લોકોમાં મૃગાપુત્ર નામથી પ્રસિદ્ધ હતો. રાજાએ તેને નંદન નામનો મહેલ તથા સર્વ પ્રકારના ઉત્તમ વૈભવો આપ્યા હતા. તે મહેલમાં રહી તે દોગુંદક[1] દેવની પેઠે સ્ત્રીઓ સાથે વિવિધ ભોગો ભોગવતો હતો. [૧-૩]

એક વખત તે પોતાના મહેલના ઝરૂખામાં ઊભો ઊભો નગર તરફ જોતો હતો. તેવામાં તેણે તપ, નિયમ, સંયમ, શીલ અને ગુણથી યુક્ત એવા કોઈ પ્રતાપી શ્રમણને જોયા. તેમનાં દર્શન થતાં તેના ચિત્તની વૃત્તિ નિર્મળ થઈ અને

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૧૦૯.

તેને પોતાનો પૂર્વજન્મ તથા તે વખતે પાળેલું શ્રમણપણું યાદ આવ્યાં. આમ થતાંની સાથે તેનો ઇંદ્રિયોના વિષયો પ્રત્યેથી રાગ ઊતરી ગયો અને સંયમધર્મ પાળવા માટે તેના મનમાં ઉત્કટ ઇચ્છા જન્મી. તરત જ તે પોતાનાં માતાપિતાને જઈને કહેવા લાગ્યો :

"હે માતાપિતા! પાંચ મહાવ્રતો તથા તેથી પ્રાપ્ત થતી ઉત્તમ ગતિ મેં જાણી છે; તથા વિષયભોગોથી પ્રાપ્ત થતી દુર્ગતિ અને તેનાં દુઃખો પણ મેં જાણ્યાં છે. તેથી હવે મને આ સંસારના કામો ઉપર વૈરાગ્ય આવ્યો છે. માટે મને પ્રવ્રજ્યા લેવાની રજા આપો. [૪-૧૦]

"હે માતાપિતા! હું જે ભોગો ભોગવું છું, તે બધા મને વિષફળ (કિંપાક) જેવા દેખાય છે. તે દેખાવમાં મનોહર પરંતુ પરિણામે દુઃખ આપનારા છે. વળી તે ભોગો ભોગવનાર આ શરીર પણ અશુચિમાંથી જન્મેલું હોઈ અનિત્ય છે, તથા દુઃખ, ક્લેશ, વ્યાધિ અને રોગનું ધામ છે. માટે મને તેમાં હવે પ્રીતિ થતી નથી. જન્મ, જરા, રોગ અને મરણથી યુક્ત આ સંસાર આખો દુઃખરૂપ જ છે, અને તેમાં પ્રાણીઓ નર્યો ક્લેશ જ ભોગવ્યા કરે છે. અંતે તો પ્રિય માનેલાં ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, સગાંસંબંધી અને આ શરીર એમ બધું જ છોડી બધાંને પરવશપણે ચાલ્યા જવું પડે છે. [૧૧-૭]

"તે વખતે જેણે જીવન દરમ્યાન ધર્મરૂપી ભાથું બાંધી લીધું હોય છે, તે માણસ જ સુખી થાય છે; અને જેણે પાપ જ ભેગાં કર્યાં હોય છે, તે ભાથા વિના લાંબી

મુસાફરીએ નીકળેલા મુસાફરની પેઠે દુઃખી થાય છે. તેથી, જેમ ઘર સળગે છે ત્યારે ઘરધણી તેમાંથી સારવસ્તુને કાઢી લે છે, અને અસાર વસ્તુને પડી રહેવા દે છે, તેમ જરા અને મૃત્યુથી સળગેલા આ સંસારમાંથી હું તમારી અનુમતિથી મારા આત્માને બચાવી લેવા ઇચ્છું છું." [૧૮-૨૩]

તેનાં આવાં વચન સાંભળી તેનાં માતપિતાએ તેને કહ્યું:

"હે ભાઈ! તારું કહેવું બરાબર છે; પરંતુ શ્રમણપણું કાંઈ સહેલું નથી. તેમાં હજારો ગુણ પ્રાપ્ત કરવા પડે છે; જગતમાં દરેક પ્રાણી પ્રત્યે — પછી ભલે તે શત્રુ હો કે મિત્ર — સમભાવ રાખવો પડે છે, જીવતા સુધી દરેક પ્રકારની હિંસાનો ત્યાગ કરવો પડે છે; અપ્રમાદી રહીને અસત્યનો ત્યાગ કરી હંમેશાં હિતકર અને સત્ય વચન જ બોલવું પડે છે; દાતણ જેવી ચીજ પણ બીજાએ અણદીધી લઈ શકાતી નથી; નિર્દોષ અને ખપે તેવાં ખાનપાન ભિક્ષા કરીને માગી લાવવાં પડે છે; ઉગ્ર એવું બ્રહ્મચર્ય મહાવ્રત ધારણ કરવું પડે છે; ધનધાન્ય અને નોકરચાકરના પરિગ્રહનો ત્યાગ કરવો પડે છે; બધા આરંભોનો ત્યાગ કરી, નિર્મળતા કેળવવી પડે છે; ચારે પ્રકારના આહારનો રાત્રે ત્યાગ કરવો પડે છે; એક પણ દાણાનો સંચય કરી શકતો નથી; તથા ભૂખ, તરસ, ટાઢ, તડકો, ડાંસમચ્છર બીજાના આક્રોશ, ખૂંચે તેવી પથારી, અણીવાળા દાભનો સંથારો, સ્નાનાદિ શારીરિક સંસ્કારોનો ત્યાગ, તાડન, તર્જન, વધ, બંધ, ભિક્ષાચર્યા, યાચના અને અલાભ વગેરે કષ્ટો અને દુઃખો સહન કરવાં પડે છે. [૨૪-૩૨]

"હે પુત્ર! તું તો સુખમાં ઊછરેલો છે, સુકુમાર છે, અને હંમેશાં સુમાર્જિત રહેવાની ટેવવાળો છે. તારાથી એ બધું કેમ સહન થશે? વળી તું કામભોગોના રસનો ભોગી છે; તારાથી મોટા મુનિને મુશ્કેલ એવું ઘોર બ્રહ્મચર્ય વ્રત કેમ કરીને પળાશે? કબૂતરની જેમ રોજનું ધાન રોજ મેળવી લેવાની (કાપોતી) વૃત્તિ અને વાળ ચૂંટાવવા વગેરે નિયમો તારાથી કેમ અમલમાં મુકાશે? શ્રમણપણું સ્વીકારીને તો જીવતાં લગી, વિસામો લીધા વિના ગુણોના મહાસમુદ્રરૂપ સંયમ માટે પ્રયત્ન કર્યા કરવો પડે છે. તે સંયમધર્મ લોઢાના ભારે વજનવાળા બારાની જેમ ઊંચકવો મુશ્કેલ છે; આકાશગંગાના પ્રવાહ અને ગંગાના સામા પૂરની પેઠે દુસ્તર છે; સમુદ્રની પેઠે પાર કરવો અશક્ય છે તથા રેતીના કોળિયા જેવો સ્વાદરહિત છે. તપ કરવું એ તરવારની ધાર ઉપર ચાલવા જેવું છે. ચારિત્ર પાળવું એ સર્પની પેઠે નિશ્ચલ દૃષ્ટિ[1] રાખવા જેવું છે, લોઢાના જવ ચાવવા જેવું છે, સળગતી અગ્નિની શિખાને પીવા જેવું છે, પવનનો કોથળો ભરવા જેવું છે, ત્રાજવામાં મેરુ પર્વત તોળવા જેવું છે તથા સમુદ્રને હાથથી તરવા જેવું છે. તરુણાવસ્થામાં, નબળા શરીરે તથા વૃત્તિઓ શમતાં પહેલાં તું તે ચારિત્ર કેમ કરીને પાળી શકીશ? માટે હે પુત્ર, હમણાં તો તું રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ એ પ્રમાણે પાંચ પ્રકારના માનુષી કામભોગો ભોગવ; અને ભુક્તભોગી થયા બાદ સંયમનો સ્વીકાર કરજે." [૩૩-૪૩]

---

૧. સાપ બીજાં પ્રાણીની પેઠે આંખ મીંચી શકતો નથી.

આ સાંભળી મૃગાપુત્રે માતાપિતાને કહ્યું :

"હે માતાપિતા! તમે જે કહો છો તે ખરું છે. જેને સંસારસુખની હજુ લાલસા છે, તેને માટે સંયમધર્મનું પાલન સાચે જ મુશ્કેલ છે. પરંતુ જેને આ લોકમાં તૃષ્ણા રહી નથી, તેને માટે તે મુશ્કેલ નથી. વળી તમે વર્ણવ્યાં તેના કરતાં પણ અનેકગણાં ભયંકર દુઃખો અને શારીરિક તથા માનસિક વેદનાઓ મેં આ સંસારમાં (પૂર્વે) સહન કર્યાં છે. *નરક વગેરે હીન યોનિઓમાં અહીંના કરતાં* પણ અનંતગણાં વધારે ટાઢ, તડકો અને બીજાં દુઃખો મેં સહન કર્યાં છે. તે દુર્ગતિઓ વખતે હું બઠ્ઠીઓમાં રંધાયો છું. કરવતથી કપાયો છું. ઊંચે ટિંગાયો છું, ખેંચાયો છું, પિલાયો છું તથા ફાડી ખવાયો છું; કાળી તલવારો, ભલ્લબાણો અને તીક્ષ્ણ લોહદંડોથી છેદાયો-ભેદાયો છું; રોઝ વગેરેની પેઠે, પરોણા અને નેતરના માર સાથે હંકાયો છું;[1] હરણની પેઠે, પક્ષીની પેઠે અને માછલાંની પેઠે ફાંદાઓમાં અને જાળોમાં બંધાયો, રૂંધાયો તથા પકડાયો છું; સુતાર જેમ ઝાડને વહેરે, છોલે અને ચીરે, તેમ વહેરાયો — ચિરાયો છું; તથા લુહાર જેમ લોઢાને તપાવે અને ટીપે તેમ ટિપાયો છું. આમ મનુષ્યલોકમાં દેખાય છે તેના કરતાં અનંતગુણ દુઃખવાળી ભયંકર વેદનાઓ તે તે ગતિઓમાં મેં ભોગવી છે અને નિમિષમાત્ર શાંતિ કે સુખ વિના તેમને નિરંતર સહન કરી

૧. 'રોઝ વગેરેની પેઠે' એનો અર્થ 'રોઝ વગેરેની યોનિઓમાં જન્મીને' એવો પણ લઈ શકાય. અલબત્ત, મૂળમાં તો નરકલોકમાં પડેલાં દુઃખોનું જ વર્ણન છે.

છે. તો પછી સંયમધર્મ પાળવામાં પડનારાં દુઃખો સહેતાં મને શું થવાનું છે?"[1] [૪૩-૭૪]

આ સાંભળી મૃગાપુત્રનાં માતાપિતાએ કહ્યું :

"જો તારો આવો દઢ સંકલ્પ છે, તો તું સુખે પ્રવ્રજ્યા લે. પરંતુ શ્રમણોને એક મહા દુઃખ છે; અને તે એ કે, કાંઈ દુઃખ કે મુશ્કેલી આવી પડે તો પણ તેમનાથી તેનો પ્રતિકાર કરી શકાતો નથી, પણ મૂગે મોંએ તેને સહન કરવી પડે છે. તે બાબતમાં તારો નિશ્ચય શો છે તે અમને કહે (જેથી અમને શાંતિ થાય)." [૭૫]

જવાબમાં મૃગાપુત્રે કહ્યું :

"હે માતાપિતા! તમારું કહેવું બરાબર છે. પણ અરણ્યમાં રહેતાં પશુઓ અને પંખીઓના દુઃખનો પ્રતિકાર કોણ કરે છે? જંગલમાં એકલા ફરનારા મૃગને રોગ થાય છે ત્યારે તેની દવા કોણ કરે છે? તેની ખબર કોણ પૂછે છે? તેને આહારપાણી કોણ લાવી આપે છે? એ તો જ્યારે રોગ મટે, ત્યારે જાતે ઊઠીને પોતાની ચરવાની કે પાણી પીવાની જગાએ જાય, ત્યારે આહારપાણી પામે છે. તેવી રીતે હું પણ મૃગચારીપણે એકલો રહીશ, અનેક જગાએ ફરીશ તથા ફરીને જ આહાર મેળવીશ." [૭૬-૭૭]

આ સાંભળી માતાપિતાએ સંતુષ્ટ થઈ તેને પ્રવ્રજ્યા લેવાની રજા આપી. પછી મૃગાપુત્રે, મહાનાગ જેમ કાંચળીને મમત્વ વિના છોડી દે, કે કોઈ માણસ કપડાંને લાગેલી ધૂળ

---

1. જુઓ ટિપ્પણ નં. ૨, પા. ૧૦૯.

ખંખેરી નાખે, તેમ વૈભવ, મિત્ર, સ્ત્રી-પુત્ર અને સગાંસ્વજનનો ત્યાગ કર્યો; તથા પાંચ મહાવ્રતો, સમિતિઓ, ગુપ્તિઓ તથા આંતરબાહ્ય તપ — યુક્ત[1] બની, મમત્વ, અહંકાર, સંગ અને બડાઈનો[2] ત્યાગ કરી, લાભ-અલાભ, સુખ-દુઃખ, જીવિત-મરણ, નિંદા-પ્રશંસા તથા માન-અપમાન વગેરેમાં સમભાવ-વાળો બની, સર્વ પ્રકારના કષાયો,[3] દંડો, શલ્યો, ભય, હાસ્ય અને શોકથી નિવૃત્ત થઈ, આકાંક્ષા અને બંધન વિનાનો થઈ વિચરવા લાગ્યો. *તે આ લોકમાં બદ્ધ નહોતો;* પરલોકમાં પણ બદ્ધ નહોતો તથા ખાવાનું મળે કે ન મળે તોપણ સમભાવયુક્ત રહેતો હતો. અયોગ્ય પ્રવૃત્તિઓ દ્વારા પ્રાપ્ત થતું કર્મબંધન તેણે રોક્યું હતું;[4] તથા આધ્યાત્મિક ધ્યાન

---

૧ જુઓ પાન ૪૫, ટિપ્પણ નં. ૩.

૨. મૂળ : 'ગારવ'. દીપિકામાં જણાવ્યા પ્રમાણે પોતાને મળેલ રિદ્ધિ, રસ અને સાતા (સુખશાન્તિ) એ ત્રણ બાબતનો ગર્વ.

૩. ક્રોધ, માન, માયા, લોભ જેવી દુષ્ટ વૃત્તિઓ તે કષાયો; મન, વાણી અને કાયાની અસત્ પ્રવૃત્તિ તે દંડ (તેનાથી આત્મા દંડાતો હોવાથી); અને દંભ, ભોગની લાલસા અને સત્ય ઉપર શ્રદ્ધાનો અભાવ અથવા અસત્યનો આગ્રહ એ ત્રણ શલ્યો. (શલ્ય-કાંટાની પેઠે જ્યાં સુધી શરીર-મનમા ભોંકાયેલાં હોય ત્યાં સુધી શરીર-મનને અસ્વસ્થ કરી દઈ, આત્માને કોઈ કાર્યમા એકાગ્ર ન થવા દેતા હોવાથી. )

૪. જૈનોને મતે પાપકર્મ કરતી વખતે આત્મામાં બહારથી કર્મરજ દાખલ થાય છે, અને પછી તે રજથી તે મલિન થાય છે. એટલે, તે તે પાપકર્મ તેમ જ તે કર્મરજની દાખલ થવાની ક્રિયાને 'આસ્રવ' કહેવામાં આવે છે.

અને આધ્યાત્મિક ક્રિયાઓથી તેણે ઉત્તમ શાંતિ અને શાસન[1] પ્રાપ્ત કર્યાં હતાં. [૮૪-૯૩]

આ પ્રમાણે જ્ઞાન, દર્શન[2], ચારિત્ર અને તપથી તથા શુદ્ધ ભાવનાઓથી આત્માને સારી રીતે વાસિત કરી, અને ઘણાં વર્ષ સુધી શ્રમણપણું પાળી, છેવટે તેણે માસિક અનશન (ઉપવાસ) કરી દેહત્યાગ કર્યો અને ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી. [૯૪]

જેવી રીતે મૃગાપુત્ર ઋષિ ભોગોમાં દોષબુદ્ધિથી નિવૃત્ત થયા, તેવી રીતે બુદ્ધિમાન પુરુષે ભોગોનું સ્વરૂપ વિચારી તેમાંથી નિવૃત્ત થવું; તથા તે મુનિનાં વચન, તપપ્રધાન ચારિત્ર, તથા ત્રિલોકમાં પ્રખ્યાત એવી તેમની સિદ્ધિ પામ્યાની હકીકત જાણીને તથા ધન અને મમતાને મહા ભયાવહ સમજીને, ઉત્તમ સુખાવહ અને નિર્વાણગુણ પમાડનારી ધર્મરૂપી ધુરાને ધારણ કરવી, એમ હું કહું છું. [૯૩-૮]

---

૧. ધર્મજ્ઞાન.

૨. જૈન પરિભાષામાં જગતના પદાર્થોને યથાર્થ રૂપથી જાણવાની રુચિ તે દર્શન કહેવાય છે. જુઓ પા. ૭૯, નોં. ૨.

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** ટીકાકારના જણાવ્યા પ્રમાણે ત્રાયસ્ત્રિંશ દેવોનું બીજું નામ જ દોગુન્દક છે. જૈન પ્રક્રિયામાં દેવોના ઇદ્ર વગેરે ૧૦ વર્ગો પાડેલા છે. ઇદ્ર એ સ્વામી છે; ત્રાયસ્ત્રિંશ દેવો મંત્રી અથવા પુરોહિતનું કામ કરે છે, અને તેમને ઇદ્ર પણ પૂજ્ય માને છે. આત્મરક્ષક દેવો શસ્ત્ર વડે રક્ષા કરે છે; લોકપાલ સરહદની રક્ષા કરે છે; અનીક દેવો સૈનિક કે સેનાધિપતિનું કામ કરે છે; આભિયોગ્ય દેવો દાસનું કામ કરે છે; કિલ્વિષિક દેવો અંત્યજ જેવા છે ઇ૦. વધુ માટે જુઓ 'તત્ત્વાર્થસૂત્ર' (વિદ્યાપીઠ) ૪-૪, પા. ૧૯૫.

**ટિપ્પણ નં. ૨.** મૂળમાં જે નરક-વર્ણન છે, તે ટૂંકાવી નાખ્યું છે. પરંતુ બીજા ધર્મોનાં નરકવર્ણનો સાથે તુલના કરવા માટે અહીં એટલું જણાવી લેવું બસ થશે કે, આ વર્ણનમાં વજ્રવાલુકા અને કદંબવાલુકા નામની નદીઓની પગ ચીરી નાખે તેવી રેતીનો, વૈતરણી નદીનાં અસ્ત્રાની ધાર જેવાં તીક્ષ્ણ પાણીનો, અસિપત્ર વનના તરવારની ધારવાળાં પાનનો, કાંટાવાળા છથા શાલ્મલીવૃક્ષનો તથા તપાવેલા રથોનો ઉલ્લેખ છે. એક જગાએ એમ પણ જણાવ્યું છે કે, 'મને રુધિર અને માંસ બહુ પ્રિય હતાં તેથી મને મારું જ માંસ તોડી તોડીને ખવરાવવામાં આવતું તથા ઊકળતું લોહી, ચરબી કે ધાતુના રસ પાવામાં આવતા.'

૨૦

## અનાથતા

એક વખત મગધનો મહા ઐશ્વર્યશાળી રાજા શ્રેણિક[1] મંડિકુક્ષિ નામના ચૈત્ય[2] તરફ વિહારયાત્રાએ[3] નીકળ્યો. તે ઉદ્યાન અનેક વૃક્ષો, લતાઓ, પુષ્પો અને પંખીઓથી

---

૧. બૌદ્ધ ગ્રંથોમાં જેને બિંબિસાર નામથી ઓળખવામાં આવ્યો છે તે રાજા. ગૌતમબુદ્ધ પ્રવ્રજ્યા લઈ ચાલી નીકળ્યા, ત્યારે આ બિંબિસાર રાજાએ તેમની સુકુમાર કાંતિ જોઈ, એવી સુખોચિત અવસ્થામાં કઠોર સાધુપણું સ્વીકારવા બાબત ચર્ચા કરી હતી. તે આની સાથે સરખાવવા જેવી છે. જુઓ આ માળાનું 'સુત્તનિપાત' પા. ૭૭-૯.

૨. ટીકાકાર એનો અર્થ ઉદ્યાન લે છે. તથા મૂળમાં પણ પછીના શ્લોકમાં તેનો ઉદ્યાન તરીકે જ ઉલ્લેખ કરેલો છે. ઉપરાંત રાજા ત્યાં વિહારયાત્રાએ નીકળવાનો ઉલ્લેખ છે એટલે પણ એ જ અર્થ સુસંગત લાગે છે.

૩. કૌટિલ્ય જેને 'યાત્રાવિહાર' કહે છે તે. તેને બદલે અશોકે 'ધર્મયાત્રા' યોજી. (શિલા. ૮)

ઘોડાઓ છે, હાથીઓ છે, મનુષ્યો છે, નગરો છે, અંતઃપુર છે. આજ્ઞા છે, તથા ઐશ્વર્ય છે. આમ સર્વ કામો પૂરા પાડનારી ઉત્તમ સંપદા મારી પાસે હોવા છતાં હું અનાથ કેમ કરીને કહેવાઉં? હે ભગવન્! તમે ખોટું બોલો છો!" [૧૩-૫]

મુનિએ કહ્યું: "હે રાજા! તું 'અનાથ' શબ્દનો અર્થ જાણતો નથી, કે તેનું મૂળ જાણતો નથી. માણસ કેમ કરીને અનાથ કહેવાય, તથા હું શા માટે સાધુ થયો, તે હું તને કહી સંભળાવું છું; તે તું સાંભળ. [૧૬-૭]

"સુપ્રસિદ્ધ કૌશાંબી[1] નગરીમાં પુષ્કળ સંપત્તિવાળો મારો પિતા રહે છે. પહેલી વયમાં જ મને આકરી આંખની વેદના શરૂ થઈ, તથા મારા આખા શરીરે અતિશય દાહ ઊપડ્યો. શત્રુએ ક્રોધે ભરાઈ શરીરના મર્મસ્થાનમાં ભોંકેલું તીક્ષ્ણ શસ્ત્ર જેમ પીડા કરે, તેવી મારી આંખની વેદના હતી; તેમજ મારા બરડામાં, હૃદયમાં અને માથામાં ઘોર તથા વજ્ર જેવી કઠોર પીડા થતી હતી. [૧૮-૨૧]

"મારા ઉપચાર માટે વિદ્યા અને મંત્રથી ચિકિત્સા કરનારા, મંત્ર અને જડીબુટ્ટીના પ્રયોગોમાં કુશળ, વૈદ્યશાસ્ત્રમાં વિશારદ અને વિદ્વાન એવા વૈદ્યાચાર્યો બોલાવવામાં આવ્યા. તેમણે વૈદ્યશાસ્ત્રમાં કહેલી અને ચાર વ્યૂહોવાળી[2]

---

૧. અલ્હાબાદથી ૨૦ ગાઉ દૂર આવેલું આજનું કોસમ. પ્રાચીન કાળમાં વત્સોની રાજધાની. વધુ માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક, પા. ૨૬૦, નં. ૬.

૨. રોગ, રોગનો હેતુ, આરોગ્ય અને ઔષધ એ ચિકિત્સાશાસ્ત્રના ચાર વ્યૂહ છે.

મારી ચિકિત્સા કરી, પણ તેઓ મને તે દુઃખમાંથી મુક્ત કરી શક્યા નહિ. એ મારી અનાથતા છે. [૨૨-૩]

"મારે માટે મારો પિતા પોતાનું બધું ધન આપી દેવા તૈયાર હતો, પરંતુ મને દુઃખમુક્ત કરી શક્યો નહિ — એ મારી અનાથતા છે. પુત્રશોકથી વ્યાકુળ એવી મારી માતા પણ મને દુઃખમાંથી મુક્ત કરી શકી નહિ — એ મારી અનાથતા છે. મારા મોટા અને નાના ભાઈઓ તથા મારી મોટી અને નાની બહેનો પણ મને દુઃખમાંથી મુક્ત કરી શક્યાં નહિ — એ મારી અનાથતા છે. મારામાં અનુરાગવાળી તથા મને જ અનુસરનારી મારી સ્ત્રી ખાનપાન, સ્નાન, ગંધમાલ્ય અને વિલેપનનો ત્યાગ કરી, અશ્રુપૂર્ણ નેત્રે મારી પાસે જ બેસી રહેતી, એક ક્ષણ પણ મારાથી અળગી થતી નહોતી; છતાં તે પણ મારા દુઃખમાંથી મને મુક્ત કરી શકી નહિ — એ મારી અનાથતા છે. [૨૪-૩૦]

"ત્યારે મને વિચાર આવ્યો કે, અંત વિનાના આ સંસારમાં વારંવાર આવી વેદનાઓ અવશપણે ભોગવ્યા કરવી એ બહુ આકરું છે. માટે હું જો આ વિપુલ વેદનાથી એક વાર પણ છૂટો થાઉં, તો તરત બધાનો ત્યાગ કરી પ્રવ્રજ્યા લઉં અને જન્મમરણના સંસારચક્રમાંથી મુક્તિ સાધું. આ વિચાર કરતો હું રાત્રે સૂઈ ગયો અને સવારે ઊઠ્યો ત્યાં તો મારી બધી વેદના દૂર થઈ ગઈ. તેથી ગઈ કાલે સવારે જ મારાં સગાંવહાલાંની અનુજ્ઞાથી હું સાધુ થયો છું. હવે હું અનાથ મટી, મારો તેમજ બીજાં પણ સ્થાવરજંગમ પ્રાણીઓનો નાથ થયો છું.

એમ મને લાગે છે. કારણકે, આપણાં પોતાનાં સુખ અને દુઃખનો આપણો આત્મા જ કર્તા છે; તેમ જ સારે માર્ગે જનારો આપણો આત્મા જ આપણો મિત્ર છે અને ખોટે માર્ગે જનારો આપણો આત્મા જ આપણો શત્રુ છે. આપણી પોતાની વૈતરણી નદી તથા નરકનું ઘોર શાલ્મલી વૃક્ષ[1] પણ આપણો જ આત્મા છે તથા કામદુગ્ધા ગાય અને સ્વર્ગનું નંદનવન પણ આપણો જ આત્મા છે." [૩૧-૭]

આ પ્રમાણે તે ઉગ્ર સંયમશીલ મહામુનિએ વિસ્તારથી કહેલો ઉપદેશ સાંભળી, રાજા શ્રેણિકે સંતુષ્ટ થઈ અંજલિ જોડીને કહ્યું: હે મહર્ષિ! તમે અનાથપણું બરાબર કહી સંભળાવ્યું. હે મુનિ! તમારો મનુષ્યજન્મ સફળ છે; તમે તેના વડે સારામાં સારો લાભ મેળવ્યો છે. તમે જ સાચા સનાથ છો તથા સબાંધવ છો; કારણકે, તમે જિનોત્તમના માર્ગમાં સ્થિત છો. હે સંયત! તમે હવે સર્વ અનાથોના તથા સર્વ ભૂતોના પણ નાથ છો. હે મહાભાગ! હું તમારી ક્ષમા માગું છું. મેં તમારા ધ્યાનનો ભંગ કર્યો તથા તમને ભોગો તરફ ખેંચવા પ્રયત્ન કર્યો, તેની મને ક્ષમા આપો! [૫૪-૭]

રાજાઓમાં સિંહરૂપ તે રાજા આ પ્રમાણે અનગારોમાં સિંહરૂપ તે મુનિની પરમ ભક્તિથી સ્તુતિ કરીને અંતઃપુર, પરિજન, અને બંધુઓ સાથે વિમલ ચિત્તથી ધર્મમાં અનુરક્ત થયો અને રોમાંચિત થઈ, તેમની પ્રદક્ષિણા કરી, તથા માથા વડે અભિવંદન કરી, ત્યાંથી પાછો ફર્યો. [૫૮-૬૦]

---

૧. જુઓ પા. ૧૦૯, ટિ. ૨.

૨

પ્રસંગવશાત્ એક બીજી પણ અનાથતા અહીં વર્ણવવામાં આવે છે.[૧]

કેટલાક કાયર પુરુષો નિર્ગ્રંથ ધર્મનો લાભ પામીને પણ બેસી પડે છે. પ્રવ્રજ્યા લીધા છતાં પ્રમાદને કારણે મહાવ્રતોને બરાબર ન પાળતા અને આત્માને નિગ્રહમાં ન રાખતા તે લોકો રસોમાં લંપટ રહે છે. તેથી તેમનું બંધન મૂળથી છેદાતું નથી. [૩૮-૯]

તે લોકો ચાલવામાં, બોલવામાં, ભિક્ષા લેવામાં, વસ્તુઓ લેવામૂકવામાં અને મળમૂત્રનો ત્યાગ કરવામાં[૨] જરા પણ સાવધ નથી રહેતા. ઘણા વખતથી મુંડ થવા છતાં તેમનાં વ્રતો અસ્થિર હોય છે તથા તેઓ તપ અને નિયમથી ભ્રષ્ટ થયેલા હોય છે. તેવા લોકો લાંબા કાળ સુધી આત્માને ક્લેશ આપવા છતાં ધીર પુરુષોના માર્ગનું અનુસરણ કરી, સંસારનો પાર પામી શકતા નથી. [૪૦-૧]

ઉત્તમ જિનોના માર્ગની વિરાધના કરીને તે સ્વચ્છંદી કુશીલ સાધુઓ સામુદ્રિકશાસ્ત્ર,[૩] સ્વપ્નવિદ્યા,

---

૧. ૩૮થી ૫૩ સુધીના વચમાં આવતા આ શ્લોકો મૂળ અધ્યયનના પ્રસંગમાં જુદા પડી આવે છે. તે શ્લોકો જૂના નથી પરંતુ પ્રકરણની સંકલનામાં ૩૮ મા શ્લોકમાં આવતા અનાથતા શબ્દને કારણે ઉમેરી લેવાયેલા છે, એમ જરૂર કહી શકાય. તેથી તેમને અનુવાદમાં જુદા વિભાગ તરીકે જ આપ્યા છે.

૨. સમિતિઓનું વર્ણન છે. જુઓ પા. ૪૬, ટિ૦ ૩.

૩. સ્ત્રીપુરુષનાં શારીરિક ચિહ્નો ઉપરથી શુભાશુભ ભાખવાની વિદ્યા.

નિમિત્તશાસ્ત્ર,[1] મંત્રતંત્ર[2] અને ઇંદ્રજાળ[3] વગેરે પાપમાર્ગોથી આજીવિકા ચલાવે છે; અગ્નિની પેઠે સર્વભક્ષી થઈને પોતાને માટે ખાસ ખરીદાયેલો કે નોતરાથી નિવત થયેલો[4] એવો કોઈ પણ પ્રકારનો દોષિત આહારેય છોડતા નથી; તથા આમ કુરરીની[5] પેઠે ભોગ અને રસમાં આસક્ત થઈ, શોક કરતા આ લોકમાં પણ પરિતાપ પામે છે અને અહીંથી ચ્યવીને પણ સંસારમાં જ રખડ્યા કરે છે. [૪૫,૪૭,૫૦]

એવા માણસો પોલી મૂઠી જેવા અસાર છે; છાપ વિનાના ખોટા સિક્કા જેવા કિંમત વિનાના છે; અને વૈડૂર્ય-મણિની પેઠે ચળકતા કાચ જેવા નકામા છે. જ્ઞાનીઓમાં તેમની કશી કિંમત નથી. તેઓ માત્ર જીવિકા માટે ઋષિનાં ચિહ્નો ધારણ કરીને ફરે છે; પરંતુ વાસ્તવિક રીતે તેઓ કુશીલ અને અસંયત હોય છે. [૪૨-૩]

---

૧. ધરતીકંપ, ઉલ્કાપાત, ધૂમકેતુનું દર્શન વગેરે નિમિત્તો ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા.

૨. મૂળમાં 'કૌતૂહલ' શબ્દ છે. એટલે કે, પુત્રાદિ પ્રાપ્ત થાય તે માટે સ્નાન, હોમ, ઔષધ વગેરે બતાવવાં તે.

૩. મૂળમાં 'કુહેટવિદ્યા' શબ્દ છે.

૪. જૈન સાધુ અચાનક જઈને ગૃહસ્થને ઘેર ઊભો રહે અને ત્યાંથી જે વધ્યુંઘટ્યું મળે તેનાથી નિર્વાહ ચલાવે, એવો વિધિ છે. પોતાને નિમિત્તે તૈયાર થયેલો કે આણેલો આહાર સ્વીકારવાનો તેને નિષેધ છે. કારણ કે, તેથી તે હિંસાદિ પાપનો ભાગી થાય છે.

૫. જુઓ ૧૪-૪૬, પા. ૮૨, ત્યાં કુરર છે. 'તે જેમ માંસની લાલચથી જાળમાં બંધાઈ પારધીના હાથમાં તરફડે છે તેમ.'

જેવી રીતે પીધેલું કાળકૂટ[1] વિષ માણસને હણે છે, તથા ખોટી રીતે પકડેલું શસ્ત્ર પકડનારનુ જ ઘાતક નીવડે છે, તેવી રીતે વિષયભોગ ત્યાગ્યા વિનાનો ધર્મ, વશમાં ન આવેલા વેતાલની માફક, નુકસાનકારક જ નીવડે છે. ગળું કાપનાર શત્રુ પણ જેવું નુકસાન નથી કરતો, તેવું નુકસાન તે દુરાચારી લોકો પોતે જાતે પોતાની દુરાત્મતાથી કરે છે. તે માણસોનો નગ્ન વેશ (એટલે કે, સાધુપણું) વ્યર્થ છે; તે માણસો અગત્યની બાબતોમાં જ અવળા ચાલે છે; ત લોકોનો આ લોક પણ સિદ્ધ નથી થતો કે પરલોક પણ સિદ્ધ નથી થતો. દુઃશીલ અને હંમેશાં દુઃખપૂર્ણ એવા તે લોકો એક અંધારામાંથી બીજા અંધારામાં આથડ્યા કરે છે; તથા અંતે નરક તથા તિર્યંચયોનિરૂપી દુર્ગતિને પામે છે. દયાવિહોણા તે અસાધુઓ મૃત્યુ સમયે ઘણો પસ્તાવો કરે છે, પરંતુ તે વખતે કોઈ તેમનું શરણ થતું નથી. [૪૫-૯]

માટે બુદ્ધિમાન પુરુષ જ્ઞાનગુણથી યુક્ત, ચતુર્થ પુરુષાર્થરૂપ મોક્ષના તથ્યબોધને લગતું, અને સારી રીતે કહેવાયલું મહાશાસ્ત્ર જેવું આ અનુશાસન સાંભળીને, કુશીલોના માર્ગને છોડી, મહાનિર્ગ્રંથોને માર્ગે જ ચાલે. ચારિત્ર અને આચારના ગુણોથી યુક્ત થઈને ઉત્તમ સંયમ પાળનારો અને કર્મોનો નાશ કરી નિરાસ્રવ થયેલો પુરુષ જ વિપુલ, ઉત્તમ અને ધ્રુવ પદને પામે છે. [૫૧-૨]

---

૧. ૧૬,૧૩માં (પાન ૮૮) 'તાલપુટ' હતું.

## ૨૧

## સમુદ્રપાલ

ચંપા[1]નગરીમાં ભગવાન મહાવીરનો શિષ્ય પાલિત નામે શ્રાવક વાણિયો રહેતો હતો. તે જૈન સિદ્ધાંતમાં બહુ કુશળ હતો. એક વખત વહાણવટું ખેડતો ખેડતો તે શ્રાવક પિહુંડ[2] નામે નગરમાં આવી પહોંચ્યો. ત્યાં રહી વેપાર કરતાં કરતાં ત્યાંના કોઈ વાણિયાએ તેને પોતાની દીકરી પરણાવી. વખત જતાં તે સગર્ભા થઈ, ત્યારે તે વાણિયો તેને લઈ પોતાને દેશ પાછો ફર્યો. [૧-૩]

---

૧. ચંપા: અંગદેશની રાજધાની. નાગપુરથી ત્રણ માઈલ દૂર આવેલું આજનું ચંપાનાલા. વધુ માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ,' પુસ્તક, પા. ૧૭૫-૬. બૌદ્ધગ્રંથોમાં રાજગૃહ જે ભાગ ભજવે છે, તે જૈનગ્રંથોમાં ચંપા ભોગવે છે. એ વસ્તુ, બિંબિસાર પછી તેના પુત્ર અજાતશત્રુનો રાજ્યકાળ સૂચવે છે.

૨. પિહુંડ બ્રહ્મદેશનું કોઈ બંદર હોય એવી કલ્પના કરી શકાય.

રસ્તામાં, અધવચ સમુદ્રમાં જ, પાલિતની સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો. તેનો જન્મ સમુદ્રમાં થયો હોવાથી તેનું નામ સમુદ્રપાલ રાખવામાં આવ્યુ. થોડા વખત બાદ પાલિત શ્રાવક, ક્ષેમકુશળ, કુટુંબ સાથે ચંપામાં પોતાને ઘેર પહોંચ્યો. [૪-૫]

પાલિતનો પુત્ર ધીમે ધીમે મોટો થવા લાગ્યો. ક્રમે ક્રમે તે બોતેર[૧] કળામાં પારંગત થયો, અને તેના પિતાએ તેને રૂપિણી નામની રૂપવાન કન્યા સાથે પરણાવ્યો. વ્યવહારકુશળ, સુરૂપ અને પ્રિયદર્શી એવો સમુદ્રપાલ પોતાની સ્ત્રી સાથે પોતાના રમ્ય મહેલમાં દોગુન્દક[૨] દેવની પેઠે ક્રીડા કરતો વખત વિતાવવા લાગ્યો. [૭]

એક વખત તે પોતાના મહેલના ઝરૂખામાં બેઠો હતો. ત્યાંથી તેણે મોતની સજા પામેલા અને તેને યોગ્ય વેશ પહેરેલા એક માણસને વધભૂમિ તરફ લઈ જવાતો જોયો. તેને જોઈ સમુદ્રપાલને વિચાર આવ્યો કે, અશુભ કર્મનું કેવું દુષ્ટ પરિણામ આવે છે? [૮-૯]

એ ઉપરથી વિચાર કરતાં કરતાં તે પોતાની રોજની ચર્યાથી ભય પામ્યો અને સમજ્યો કે, દુર્લભ એવા મનુષ્યજીવન દરમ્યાન, જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી બુદ્ધિમાને મોક્ષ માટે જ ઉદ્યમવંત થવું જોઈએ. આમ વિચારી, તેણે મહાક્લેશરૂપ સંગનો અને ભયાવહ એવા સર્વ

૧. ૭૨ કળાના સુવિસ્તૃત વર્ણન માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ,' પુસ્તક, પા. ૧૯૩ ઇ૦.

૨. જુઓ પાન ૧૦૯, ટિ. ૧.

પ્રકારના મોહનો ત્યાગ કરી, સંયમધર્મનું અનુશીલન કરવાને અર્થે માતાપિતાની અનુજ્ઞાથી પ્રવ્રજ્યા લીધી અને વ્રત તથા શીલનું પાલન યત્નપૂર્વક કરવા માંડ્યું. [૧૦-૧]

તેણે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતો ધારણ કર્યાં અને જિને કહેલા ધર્મ અનુસાર સર્વ પાપપ્રવૃત્તિઓનો ત્યાગ કરી, તથા બધાં ભૂતો તરફ અનુકંપાયુક્ત થઈ, ક્ષમાયુક્ત, સંયત, બ્રહ્મચારી અને જિતેંદ્રિય બની વિચરવા માંડ્યું. [૧૨-૩]

તે મુનિ પોતાનું બળાબળ જાણી, વખતોવખત રાષ્ટ્રમાં ધર્માનુસાર વિહાર[1] કરતો. તે વખતે સિંહની પેઠે તે શબ્દાદિના ભયથી ડરતો નહિ; દુઃખકર વચન સાંભળીને અસત્ય કે અસભ્ય બોલતો નહિ; પ્રિય કે અપ્રિય, પૂજા કે નિંદા કશાની આકાંક્ષા રાખતો નહિ; દેવ, મનુષ્ય કે પશુએ કરેલા જીવલેણ ઉપદ્રવો, સંગ્રામને મોખરે ઊભેલા ઉત્તમ હાથીની જેમ, ચલિત થયા વિના કે ભય પામ્યા વિના સહન કરતો; ટાઢ-તડકો, ડાંસ-મચ્છર તથા અનેક જાતના રોગોની વેદના, ઊંહકાર પણ કર્યા વિના અને પહેલાં પોતે કરેલાં કર્મોનું ફળ ભોગવાઈ જાય છે એમ માની, સહન કરતો; રાગ, દ્વેષ અને મોહનો ત્યાગ કરી, સતત જાગ્રત રહેતો; ગમે તેવા વિકટ પ્રસંગે પણ મેરુની જેમ અકંપિત રહી આત્માને વશ રાખતો તથા મનુષ્યોના અનેક જાતના

૧. 'સાધુ ચલતા ભલા' એ ન્યાયે એક ઠેકાણે સ્થિર વાસ કરવાની સાધુને મનાઈ છે. તેનું એક ઠેકાણેથી બીજે ઠેકાણે વિચરવું તેને 'વિહાર' કહે છે.

અભિપ્રાયોનું સત્ય સ્વરૂપ પ્રકાશમાં લાવતો. તે દયાળુ મુનિ લોકોના સંસર્ગ અને ટાપટીપ વિનાનાં તથા જીવજંતુ રહિત સ્થળોમાં જ રહેતો; તથા પૂર્વના યશસ્વી ઋષિઓએ સહન કરેલાં સહુ સંકટો અને ઉપદ્રવો સમભાવથી સહન કરતો. [૧૪-૯,૨૨]

આમ, સ્તુતિ-નિંદા રતિ-અરતિ વગેરેને સમાન રીતે સહન કરી, સંસારના સંસર્ગ વિનાનો, આત્મહિતપરાયણ, મુક્તિનાં મુખ્ય સર્વ સાધનોથી યુક્ત, શોકરહિત, અહંકાર વિનાનો અને અપરિગ્રહી એવો તે મુનિ પરમાર્થ સાધવાના ઉપાયોરૂપી જ પ્રવૃત્તિ કરતો વિચરતો હતો. તે જ્ઞાનયુક્ત મહર્ષિ ઉત્તમોત્તમ ધર્મનો સંચય કરી આકાશમાં સૂર્ય શોભે તેમ શોભતો હતો. [૨૦-૧,૨૩].

આમ કરતાં કરતાં પુણ્યપાપરૂપી દ્વંદ્વનો નાશ કરી, સર્વ પ્રકારે નિર્લેપ અને વિપ્રમુક્ત બનેલો તે સમુદ્રપાલ, સંસારના મહાપ્રવાહને સમુદ્રની પેઠે તરીને, જેમાંથી પુનરાગમન નથી એવી દશાને પામ્યો. [૨૪]

## ૨૨

# રથનેમિ

શૌર્યપુર[1] નામે નગરમાં વાસુદેવ, સમુદ્રવિજય વગેરે દશ દશાર્હ[2] ભાઈઓ રહેતા હતા. સૌથી નાના વસુદેવને રોહિણી અને દેવકી નામની બે રાણીઓ[3] હતી તથા તે દરેકથી તેમને અનુક્રમે રામ અને કેશવ નામના બે પુત્ર થયા હતા. સૌથી મોટા સમુદ્રવિજયને શિવા નામની રાણીથી

---

૧. ૨૨ મા તીર્થંકર અરિષ્ટનેમિનું જન્મસ્થાન. શિકોહાબાદથી ૭ કોશ ઉપર જમના નદીને કાંઠે આવેલું છે. જોકે, આ અધ્યયનનો પ્રસંગ દ્વારિકામાં બન્યો છે, તે ૨૧-૩ વગેરે શ્લોકો ઉપરથી જણાય છે. જુઓ પા, ૧૨૩, નોંધ ૪.

૨. દશાર્હો યદુના વંશમાંથી ઊતરી આવેલા યાદવો જ હતા. વંશાવળી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૧૩૦.

૩. ટીકાકાર જણાવે છે કે, ખરી રીતે વસુદેવને ૭૨૦૦૦ રાણીઓ હતી. પરંતુ અહીં બેની જ જરૂર હોવાથી બેનો જ ઉલ્લેખ કર્યો છે.

उग्रसेने केशवनुं मागुं कबूल राख्युं. पछी, अरिष्टनेमिने बधी औषधिओथी स्नान करावी, कौतुक अने मंगळ[1]थी युक्त करी, वस्त्राभूषणथी विभूषित करी तथा वासुदेवना मोटा गंधहस्ती[2] उपर बेसाडी बधा विवादमंडप तरफ चाल्या. [८-१३]

त्यां जतां अरिष्टनेमिए वाडामां अने पांजरामां पूरेलां अने भयथी कंपतां प्राणीओ जोयां. तेमने जोई, तेमणे पोताना सारथिने[3] पूछ्युं: आ बधां प्राणीओने शा माटे आम पूरवामां आव्यां छे? सारथिए जवाब आप्यो: तमारा विवाहोत्सवमां आवेलां माणसोना भोजन माटे. [१४-७]

आ सांभळी जीवो प्रत्ये दयावृत्ति राखनार अरिष्टनेमिनुं दिल दुभायुं. तेमणे विचार कर्यो के मारा विवाह निमित्ते आ बधा जीवो हणाय, तो ते मारे माटे परलोकमां कल्याणरूप नहि थाय. [१८-९]

पछी तेमणे पोतानां आभूषणो उतारी (पोताने चेतव्या बदल) सारथिने आपी दीधां. तथा आगळ वधवाने बदले ते घेर ज पाछा फर्या. पछी संसारनो त्याग करवानी इच्छाथी

---

१. रात्रे कुस्वप्नादिक आव्यां होय तेमना निवारण अर्थे तेमज शुभ शुकनने अर्थे कराता विधि.

२. उत्तम जातिनो हाथी. तेना गंधमात्रथी सामान्य हाथीओ भागी जाय छे.

३. १०मा श्लोकमां हाथीए बेसीने जवानी वात छे. पछीना श्लोकोमां जाणे रथमां बेठा होय तेवा उल्लेख छे.

શિબિકામાં બેસી[1], તે રૈવતક[2] પર્વત તરફ ચાલ્યા. ત્યાં રિવાજ મુજબ (બાકી તીર્થંકરોના) નિષ્ક્રમણોત્સવ કરવા સર્વ સામગ્રી સાથે આવેલા દેવો અને હજારો મનુષ્યોથી વીંટળાયેલા ઋષિપુંગવ અરિષ્ટનેમિએ દીક્ષા લીધી[3] અને પોતાને હાથે પાંચ મૂઠી ભરીને પોતાના કોમળ અને વાંકડિયા કેશ ઉખાડી નાખ્યા.[4] તે વખતે વાસુદેવે પ્રસન્ન થઈ તેમને કહ્યું : હે દમેશ્વર! તું તારા ઇચ્છિત મનોરથને સત્વર પામ; તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર, ક્ષમા અને નિર્લોભતા દ્વારા પોતાની ઉન્નતિ કર. ત્યાર બાદ રામ, કેશવ તથા બીજા બધા અરિષ્ટનેમિને વંદન કરી, દ્વારિકા પાછા ફર્યાં. [૨૦-૭]

---

૧. અરિષ્ટનેમિ જેવા પ્રાણીઓ જોઈને પાછા ફર્યા, ત્યારે તેમનાં માતાપિતાએ તેમને ઘણા ઘણા સમજાવ્યા. પણ તે લગ્ન કરવા કબૂલ ન થયા. માત્ર તે એક વર્ષ વધુ ઘેર રહેવા કબૂલ થયા. તે વર્ષ પૂરું થયા બાદ તેમણે રૈવતક પર્વત ઉપર જઈને દીક્ષા લીધી, એટલું સમજી લેવાનું છે.

૨. કાઠિયાવાડનો ગિરનાર એ જ રૈવતક. તેના ઉપર ઘણાં જૈન મંદિરો છે માઘે પોતાના શિશુપાલવધમાં (સર્ગ, ૪) રૈવતકનું વર્ણન કર્યું છે.

૩. તે વખતે ચિત્રા નક્ષત્ર હતું. શ્રીમહાવીરભગવાનના જીવનના નિર્વાણ સિવાયના મુખ્ય પાંચ બનાવો જેમ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં થયા હતા, તેમ અરિષ્ટનેમિનાં ગર્ભ, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ ચિત્રા નક્ષત્રમાં થયાં હતાં.

૪. જૈન સાધુઓ વાળ કપાવવાને બદલે હાથથી ઉખાડી નાખે છે. તે ક્રિયાને લોચ કહે છે.

અરિષ્ટનેમિની પ્રવ્રજ્યાની વાત સાંભળીને રાજકન્યા રાજીમતી હાસ્ય અને આનંદથી રહિત થઈ ગઈ.[1] તેણે વિચાર્યું કે, 'તેમણે મારો ત્યાગ કર્યો; મારા જીવતરને ધિક્કાર છે. મારે પણ હવે પ્રવ્રજ્યા લેવી એ જ શ્રેયસ્કર છે.' [૨૮-૯]

આમ વિચારી તેણે પણ કૂચડી અને કાંસકીથી સજેલા કેશોનો લોચ કર્યો. તેને પણ વાસુદેવે પ્રસન્ન થઈને કહ્યું: હે કન્યે! તું પણ આ ઘોર સંસારસાગરમાંથી જલદીથી તરી જા. તેની પાસે ત્યાં તેનાં ઘણાં સ્વજન-પરિજનોએ પણ પ્રવ્રજ્યા લીધી.[2] [૩૦-૨]

---

૧. રાજીમતીના એ શોકપ્રસંગ ઉપર સંઘણપુત્ર વિક્રમે નેમિદૂત કાવ્ય લખ્યું છે. તેમાંના દરેક શ્લોકની ચોથી લીટી કાલિદાસના મેઘદૂતમાંથી લીધી છે.

૨. ટીકામાં આપેલી કથામાં કેટલીક વધુ વિગતો જણાવેલી છે, તે અહીંથી આગળ વધતા પહેલાં જાણી લેવી ઠીક થશે. અરિષ્ટનેમિએ પોતાનો ત્યાગ કરેલો હોવાથી રાજીમતી પણ ખિન્ન થઈ ગઈ અને અરિષ્ટનેમિનું જ ધ્યાન કરવા લાગી. અરિષ્ટનેમિનો મોટો ભાઈ રથનેમિ તેના ઉપર મોહિત થયો હતો. અરિષ્ટનેમિ સાથે રાજીમતીનું લગ્ન બંધ રહ્યું એટલે તેણે રાજીમતીને વશ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ રાજીમતીએ તેને ચોખ્ખું જણાવી દીધું કે, હું મનથી તો અરિષ્ટનેમિને જ પરણી ચૂકી છું; અને પ્રવ્રજ્યા લેવાની છું. છતાં રથનેમિએ ન માન્યું ત્યારે રાજીમતીએ એક વખત તેને સાનમાં લાવવા પોતાનું ઓકેલું દૂધ પી જવાનું કહ્યું. ત્યારે રથનેમિએ કહ્યું કે, ઓકેલી વસ્તુ કૂતરું જ ચાટે; માણસ થઈને હું તારું ઓકેલું કેમ કરીને ચાટું?

હવે, રાજીમતી રૈવતક પર્વત ઉપર જતી હતી તે વખતે[1] મુશળધાર વરસાદ વરસવાથી ભીંજાઈને તે એક અંધારી ગુફામાં પેસી ગઈ. ત્યાં પોતાનાં ભીનાં વસ્ત્રો શરીર ઉપરથી ઉતારી તેણે પહોળાં કર્યાં. અરિષ્ટનેમિનો મોટો ભાઈ રથનેમિ પ્રવ્રજિત થઈ તે ગુફામાં જ ધ્યાન કરતો હતો. રાજીમતીને એકાંતમાં વસ્ત્રરહિત દશામાં જોતાં તેનું મન ચલિત થયું. એટલામાં રાજીમતીએ પણ તેને દેખ્યો. તેને જોઈ, ભયગ્રસ્ત રાજીમતી છાતી ઉપર હાથ ઢાંકી; કંપતી નીચે બેસી ગઈ. રથનેમિએ તેને કહ્યું : હે સુરૂપે! હે ચારુભાષિણી! હું રથનેમિ છું. હે સુતનુ! તું મારો સ્વીકાર કર, તને કશી હરકત આવશે નહિ. આપણે ભોગ ભોગવીએ. મનુષ્યપણું દુર્લભ છે. ભુક્તભોગી થઈને ફરી પાછાં આપણે જિનમાર્ગનું આચરણ કરીશું. [૩૨-૮]

સાધનાનો ઉત્સાહ જેનો ભાગી ગયેલો છે એવા તથા વાસનાથી હારેલા રથનેમિનું આવું કહેલું સાંભળી, હિંમત હારી જવાને બદલે પોતાની જાત, કુલ અને શીલ સાચવતી રાજીમતીએ પોતા ઉપર કાબૂ રાખીને તેને કહ્યું : 'ભલેને તું

ત્યારે રાજીમતીએ તેને કહ્યું કે, તો પછી તારા ભાઈએ ઓકેલી મને મેળવવા તું શા માટે પ્રયત્ન કરે છે?

બીજી બાજુ, દીક્ષા લીધા બાદ ચોપનમે દિવસે અરિષ્ટનેમિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તે ખબર જાણી, કૃષ્ણ, બળભદ્ર, રાજીમતી વગેરે બધાં તેમનાં દર્શને ગયા. તેમનો ઉપદેશ સાંભળી રથનેમિ, રાજીમતી વગેરે અનેક સ્ત્રીપુરુષોએ તેમની પાસેથી દીક્ષા લીધી.

૧. ટીકાની કથા એમ જણાવે છે કે, "એક વખત, અરિષ્ટનેમિનાં દર્શન કરવા રાજીમતી રૈવતક પર્વત ઉપર જતી હતી ત્યારે . . ."

રૂપમાં વૈશ્રમણ જેવો હોય, કે લલિત વિલાસોમાં નલકુબર જેવો હોય,[1] કે સાક્ષાત્ ઇંદ્ર હોય, તો પણ હું તને ન ઇચ્છું. હે કામી! જીવતા રહીને તું વમેલી વસ્તુ પીવા ઇચ્છે છે તેના કરતાં તારું મરણ શ્રેય છે. તારા યશને ધિક્કાર છે! હું ભોજરાજના[2] કુળમાં જન્મી છું, અને તું અંધકવૃષ્ણિના[3] કુળમાં જન્મેલો છે. આવાં ઉત્તમ કુળમાં જન્મેલાં આપણે ગંધન સર્પ[4] જેવાં રખે થઈએ! જે જે સ્ત્રીને તું જુએ, તેના પ્રત્યે જો તું આવો ભાવ કરે, તો પવનથી કંપતા હઠ નામના વૃક્ષની પેઠે તું અસ્થિરાત્મા બની જાય. પછી, લોકોની ગાયો ચરાવવા લઈ જનાર ગોવાળ તે ગાયનો, કે કોઈ ભાડૂત ભાડે આણેલી ચીજનો જેમ માલિક થઈ શકતો નથી, તેમ તું પણ શ્રમણપણાનો અધિકારી નહિ થઈ શકે. માટે તું સ્થિર થા અને સંયમમાં સ્થિત થા.[5] [૩૯-૪૫]

---

૧. વૈશ્રમણ એટલે કુબેર અને નલકુબર તે તેનો પુત્ર.

૨ મૂળમાં 'ભોગરાજ' છે. પરંતુ રથનેમિની બાબતમાં તેના દાદા અંધકવૃષ્ણિનું નામ રાજીમતીએ લીધું છે, તેમ પોતાની બાબતમાં પણ પોતાના દાદા ભોજનું જ નામ લીધું હોય એમ બનવા જોગ છે. ઉપરાંત સમુદ્રવિજય તેના બાપના નામથી જ ઓળખાતો, તેમ ઉગ્રસેન પણ તેના બાપના નામથી જ ઓળખાતો હોય એમ બને. વિષ્ણુપુરાણમાં ઉગ્રસેનના પુત્ર કંસને પણ ભોજરાજ કહ્યો છે. ભોગ લોકો માટે જુઓ પા. ૮૯, ટિ. ૨.

૩. વંશાવળી માટે જુઓ પા. ૧૩૦, ટિ. નં. ૨.

૪. સાપ બે પ્રકારના કહેવાય છે: ગંધન અને અગંધન. ગંધન સાપ પોતે ઓકેલું ઝેર પાછું ચૂસી લે છે, જ્યારે અગંધન મરી જાય તો પણ તેમ કરતો નથી.

૫. જુઓ દશવૈકાલિક ૨,૭-૧૦.

તે સાધ્વીનું આવું વચન સાભળી, જેમ અંકુશથી હાથી વશ થાય, તેમ રથનેમિ ધર્મમાં સ્થિર થયો અને મરણ પર્યંત જિતેંદ્રિય અને દૃઢવ્રત થઈ શ્રમણપણાને પાળવા લાગ્યો. વખત જતાં તે બંને ઉગ્ર તપ આચરીને કેવળજ્ઞાની થયાં અને બધાં કર્મોનો નાશ કરી, ઉત્તમોત્તમ શુદ્ધિ પામ્યાં. [૪૬-૯]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** મૂળમાં અરિષ્ટનેમિનું વર્ણન કરતાં તેમને સ્વસ્તિક, શંખ વગેરે એક હજાર ને આઠ ચિહ્નો ધારણ કરનાર કહ્યા છે; તથા તેમના બાંધાને વજ્રઋષભનારાચસંહનન શબ્દથી વર્ણવ્યો છે. શરીરનાં હાડકાં વગેરેના સાંધાના છ પ્રકાર ગણાવવામાં આવે છે. તેમાંનો એ પ્રથમ તથા સર્વોત્તમ છે. એમ કહેવાય છે કે, તેના ઉપરથી ઘોડા સાથે રથ ચાલ્યો જાય, તો પણ તે સાંધો છૂટો ન પડે. તત્ત્વાર્થસૂત્રમાં જણાવ્યું છે કે, ઉત્તમ સંહનનવાળું જેનું શરીર છે, તેનાથી જ 'એકાગ્રચિંતાનિરોધ' રૂપ ધ્યાન થઈ શકે છે.

બે હાડકાંના છેડા એક બીજાના ખાડામાં ગોઠવવામાં આવે, તો મર્કટબંધ અથવા નારાચ કહેવાય. હવે તે પ્રકારના સાંધા ઉપર હાડનો પાટો આવે, તો તે ઋષભનારાચ બંધ થાય. અને તે ત્રણેને વીંધે એવો એક વજ્ર-ખીલો પરોવવામાં આવે, તો તે સાંધો અત્યંત મજબૂત થાય અને તે પૂરો વજ્રઋષભનારાચસંહનન થયો કહેવાય.

ખીલી વગર માત્ર ઋષભનારાચ હોય તે બીજો પ્રકાર; કેવળ મર્કટબંધ તે નારાચ; એક બાજુ મર્કટબંધ અને બીજી બાજુ હાડ જ હોય તો તે અર્ધનારાચ; વચ્ચે ખીલી જ હોય, છેડે ફક્ત હાડ હોય તે કીલિકા; અને બંને બાજુ હાડે હાડ અડી રહ્યાં હોય તે અસંપ્રાપ્તાસૃપાટિકાસંહનન કહેવાય.

અરિષ્ટનેમિની આકૃતિને મૂળમાં 'સમચતુરસ્ર' સંસ્થાન શબ્દથી ઓળખાવી છે. શરીરના આકાર તે સંસ્થાન કહેવાય. તેના છ પ્રકાર છે. સમચતુરસ્ર: માણસને પર્યંકાસને બેસાડો; પછી જો તેના બે ઢીંચણ વચ્ચેનું અંતર, જમણો ખભો અને ડાબા ઢીંચણ વચ્ચેનું અંતર, ડાબા ખભા અને જમણા ઢીંચણ વચ્ચેનું અંતર, અને પલાંઠીના મધ્ય પ્રદેશથી કપાળનું અંતર એ સરખાં હોય, અને સર્વ અંગ સુંદર હોય, તો તે સમચતુરસ્ર સંસ્થાન કહેવાય. નાભિ ઉપર સંપૂર્ણ સુંદર અવયવ હોય અને હેઠેના પ્રદેશમાં હીનાધિક હોય, તો તે ન્યગ્રોધપરિમંડળ સંસ્થાન કહેવાય. નાભિથી નીચે સંપૂર્ણ અવયવ હોય અને ઉપર હીનાધિક હોય, તો તે સાદિ સંસ્થાન કહેવાય. હાથ, પગ, મસ્તક, ગ્રીવા સુલક્ષણ હોય અને હૃદય, પેટ હીન હોય, તો તે કુબ્જ સંસ્થાન કહેવાય. હૃદય તથા પેટ સુલક્ષણ હોય અને હાથ પગ, શીર, ગ્રીવા કુલક્ષણ હોય, તો તે વામન કહેવાય. અને સર્વ અંગોપાંગ કુલક્ષણ–હીનાધિક હોય, તો તે હુંડક સંસ્થાન કહેવાય.

ટિપ્પણ નં. ૨.




જરાસંધની બહેન જીવયશા વેરે કંસ પરણ્યો હતો. વસુદેવને રોહિણીથી બલરામ અને દેવકીથી કૃષ્ણ થયા હતા. બ્રાહ્મણકથામાં અંધક અને વૃષ્ણિ એ બે ભાઈઓ જણાવ્યા છે; તથા જરાસંધને કંસનો સસરો જણાવ્યો છે.

## ૨૩

# કેશી–ગૌતમ સંવાદ

જિન તીર્થંકર પાર્શ્વનાથ[1]ના વિદ્યા અને આચરણમાં પારગામી એવા કેશીકુમાર[2] નામના મહાયશસ્વી[3] શ્રમણશિષ્ય હતા. તે એક વખત શિષ્યસમુદાય સાથે

---

૧. મહાવીર પહેલાં ૨૫૦ વર્ષ પૂર્વે થઈ ગયેલા ૨૩મા જૈન તીર્થંકર. તે ઈ. સ. પૂર્વે ૮૧૭માં બનારસના ઇક્ષ્વાકુવંશના રાજા અશ્વસેનને ત્યાં જન્મ્યા હતા, એવી પરંપરા છે. જુઓ આ માળાનું 'સંયમધર્મ', પુસ્તક પા. ૪૫-૮. તેમના પૂર્વભવોની લાંબી કથામાં સુવર્ણબાહુ રાજાના ભવની કથામાં કાલિદાસના નાટકમાંથી દુષ્યંત–શકુંતલા અને સખીઓના પ્રથમ મેળાપનો આખો પ્રસંગ શબ્દશઃ આપેલો છે.

૨. મૂળમાં કેસીકુમાર સમણે છે. કેટલાક 'કુમારશ્રમણ' પદને વિશેષણ તરીકે લઈ, 'કુંવારી અવસ્થામાં શ્રમણ થનારા' એવો અર્થ લે છે.

૩. મૂળમાં 'અવધિજ્ઞાન અને શ્રુતજ્ઞાન યુક્ત' એવું વિશેષણ પણ છે. તેમના અર્થ માટે આગળ જુઓ પા. ૧૬૮, ટિ. નં. ૧.

એક ગામથી બીજે ગામ ફરતાફરતા શ્રાવસ્તી[1] નગરીમાં આવી પહોંચ્યા. ત્યાં ગામબહાર, જીવજંતુ રહિત રહેવાનું તથા સૂવાનું સ્થાન જોઈને, તિંદુક નામના ઉદ્યાનમાં તેમણે ઉતારો કર્યો. [૧-૪]

તે જ અરસામાં, વર્ધમાન' નામથી લોકમાં પ્રસિદ્ધ એવા જિનભગવાન (મહાવીર)ના મહાયશસ્વી, જ્ઞાન અને ચારિત્રના પારગામી, તથા બાર અંગોના[2] જાણકાર શિષ્ય ભગવાન ગૌતમ પણ, શિષ્યસમુદાય સાથે ફરતાફરતા તે જ નગરીમાં આવી પહોંચ્યા અને ગામ બહાર આવેલા કોષ્ઠક ઉદ્યાનમાં ઊતર્યા. [૫-૮]

મન, વચન અને કાયાનું દુષ્પ્રવૃત્તિમાંથી રક્ષણ કરતા તથા સમાધિયુક્ત એવા તે બંને ત્યાં રહેતા હતા તે વખતે, બંનેના શિષ્યસમુદાયમાં એવો વિતર્ક ઊભો થયો કે, 'વર્ધમાને ઉપદેશેલો પંચમહાવ્રતોવાળો આ ધર્મ કેવો, અને મહામુનિ પાર્શ્વે ઉપદેશેલો ચાર મહાવ્રતવાળો[3] આ ધર્મ કેવો? વળી, અચેલક,—વસ્ત્રરહિત રહેવાનો મહાવીરનો આચારવિધિ કેવો, અને આંતર તથા ઉત્તરીય વસ્ત્રો

---

૧. પ્રાચીન કોશલ દેશની રાજધાની. સાકેત અથવા અયોધ્યાથી ઉત્તર તરફ પચાસેક માઈલ દૂર રાપતી નદીના દક્ષિણ કિનારે આવેલાં સાહેતમાહેતનાં ખંડેરોને શ્રાવસ્તીનાં વર્તમાન અવશેષ ગણવામાં આવે છે. જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા. ૨૫૯.

૨. જૈન ધર્મના મૂળ પ્રસિદ્ધ ૧૨ ગ્રંથો. જુઓ આ માળાનું 'સંયમધર્મ,' પુસ્તક પા. ૧૦-૧.

૩. મૂળ: ચાતુર્યામ. પાર્શ્વના પંથમાં બ્રહ્મચર્યવ્રતને અપરિગ્રહવ્રતમાં સમાવી, ચાર જ મહાવ્રતો ગણાવાતાં.

પહેરવાની છૂટવાળો પાર્શ્વનો આચારવિધિ કેવો? એક જ કાર્ય માટે પ્રવર્તેલા એ બેમાં આવો તફાવત પડવાનું કારણ શું? [૯-૧૩]

શિષ્યોના મનનો આવો વિતર્ક જાણી, કેશી અને ગૌતમ બંનેએ પરસ્પર મળવાનો નિશ્ચય કર્યો. પાર્શ્વનાથની પરંપરાને (મહાવીર) પહેલાંની હોવાથી વડીલ જાણી, યોગ્યાયોગ્ય સમજનાર ગૌતમ પોતે તિંદુકવનમાં આવ્યા. કેશીકુમારે પણ તેમને આવેલા જાણી, તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો, તથા નિર્જીવ અને નિર્દોષ એવાં પરાળ, દાભ વગેરે[1] તેમને બેસવા માટે આપ્યાં. [૧૪-૭]

ને વખતે બીજા સંપ્રદાયના પણ ઘણા સાધુઓ તથા ગૃહસ્થો કૌતુકથી ત્યાં ભેગા થયા. પછી, કેશીએ ગૌતમને કહ્યું: હે મહાભાગ! હું કાંઈક પૂછવા માગું છું. એટલે ગૌતમે જવાબ આપ્યો, 'હે ભદન્ત[2]! આપની મરજી મુજબ પૂછો.'

ત્યારે કેશીએ પૂછ્યું: વર્ધમાન અને પાર્શ્વનાથ બંને એક જ કાર્ય માટે પ્રવર્તેલા હોવા છતાં, એકે ચાર વ્રત ઉપદેશ્યાં અને બીજાએ પાંચ ઉપદેશ્યાં, એનું કારણ શું? [૧૮-૨૪]

ગૌતમે જવાબ આપ્યો: પ્રજ્ઞા વડે જ ધર્મતત્ત્વનો નિશ્ચય કરી શકાય છે. શરૂઆતના મુનિઓ 'ઋજુજડ' એટલે કે સરળ પણ જડ હતા; તેથી તેમને ધર્મ સમજવો મુશ્કેલ હતો અને

---

૧. મૂળમાં, 'પરાળો અને પાંચમું દાભતૃણ' એમ છે. શાળી, વ્રીહિ, કોદરા અને રાળકનાં ચાર પરાળ છે; તે તથા દાભતૃણ મળી 'તૃણપંચક' કહેવાય છે.

૨. મૂળમાં, પૂજ્ય એવા અર્થનો 'ભંતે' શબ્દ છે.

પાળવો સહેલો હતો; અને છેવટના મુનિઓ વક્રજડ હતા તેથી તેમને ધર્મ સમજવો સહેલો હતો, પરંતુ પાળવો મુશ્કેલ હતો. તેથી તે બંનેને પાંચ મહાવ્રતો સ્પષ્ટ દર્શાવવાં પડયાં. પરંતુ, વચગાળાના[1] મુનિઓ સરળ તેમજ બુદ્ધિમાન હતા. (તેથી તેમને બ્રહ્મચર્યવ્રત સ્પષ્ટ જુદું ન પાડતાં ચાર વ્રતો કહ્યાં.) [૨૫-૭]

કેશીએ એ જવાબથી સંતુષ્ટ થઈ, વસ્ત્ર પહેરવા ન પહેરવા બાબતના તે બેના વિધાનમાં તફાવત પડવાનું કારણ પૂછ્યું.

એટલે ગૌતમે કહ્યું, 'પોતાના વિશિષ્ટ જ્ઞાન વડે (જુદા જુદા સાધુઓનો અધિકાર) સમજીને બંને તીર્થંકરોએ ધર્મનાં જુદાં જુદાં સાધન ફરમાવ્યાં છે. પારમાર્થિક[2] રીતે તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ જ[3] મોક્ષનાં સાચાં

---

૧. 'શરૂઆતના' એટલે પ્રથમ તીર્થંકરના વખતના; 'છેવટના' એટલે ૨૪મા તીર્થંકર મહાવીરના વખતના; 'વચગાળાના' એટલે બાકીના ૨૨ તીર્થંકરના સમયના.

૨. મૂળમાં 'નિશ્ચયે' શબ્દ છે. એક જ વસ્તુને લગતી જુદી જુદી વિચારસરણી 'નય' કહેવાય છે. તેના વ્યવહારનય અને નિશ્ચયનય એવા ભેદ છે. વ્યવહારનય એટલે સ્થૂલગામી અને ઉપચારપ્રધાન વિચાર; તથા નિશ્ચયનય એટલે સૂક્ષ્મગામી અને તત્ત્વસ્પર્શી વિચાર. વધુ માટે જુઓ પા. ૧૭૪, ટિ૦ ૮.

૩. એ ત્રણને જૈન પરિભાષામાં 'રત્નત્રય' કહે છે. તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ તે 'દર્શન'; પ્રમાણ વગેરેથી તત્ત્વોનું યથાર્થ જ્ઞાન તે 'જ્ઞાન'; અને જ્ઞાનપૂર્વક રાગદ્વેષાદિની નિવૃત્તિ થવાથી સ્વરૂપરમણ તે 'ચારિત્ર'.

સાધનો છે; અને તે બાબતમાં તો બંને તીર્થંકરો એકમત છે. બાહ્ય વેષ વગેરેનું પ્રયોજન તો એટલું જ છે કે, તેના વડે લોકોને ખબર પડે (કે આ સાધુ કયા પંથનો છે); તથા સાધુને પોતાને સંયમનિર્વાહમાં તે ઉપયોગી થાય; તેમજ (પોતે અમુક ધર્મનો છે એવું) તેને ભાન રહે.' [૩૧-૩]

એ સાંભળી કેશીએ કહ્યું, 'હે ગૌતમ તમારી પ્રજ્ઞા સુંદર છે; મારા બંન્ને સંશય દૂર થઈ ગયા. હવે હું જે બીજું કહું તેનો ઉકેલ આપો.[1] હે ગૌતમ! હજારો શત્રુઓની વચમાં તમે ઊભા છો અને તેઓ તમારા ઉપર હુમલો કરે છે. તેમને તમે શી રીતે જીત્યા? [૩૪-૫]

ગૌતમ: એકને જીતવાથી પાંચ જિતાયા; પાંચને જીતવાથી દસ જિતાયા; અને એ દસને જીતવાથી બધા જિતાઈ ગયા. [૩૬]

કેશી: એ શત્રુઓ તે કયા?

ગૌતમ: નહિ જિતાયેલો આત્મા એ એક શત્રુ છે. તેમાં ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર ઉમેરતાં પાંચ થયા. અને તેમાં પાંચ ઇંદ્રિયો ઉમેરતાં દશ થયા. શાસ્ત્રમાં કહ્યા અનુસાર તે દશને જીતીને, હે મુનિ! હું બધા શત્રુઓની વચ્ચે નચિંત થઈ વિચરું છું. [૩૮]

---

૧. મૂળમાં તો અહીં પણ, 'હવે મારા બીજા સંશયનો જવાબ આપો' એમ છે. પરંતુ અહીંથી આગળ કેશી સિદ્ધાંતભેદ વિષે કશી શંકા નથી પૂછતા; પરંતુ જૈન સિદ્ધાંતોને જ સમસ્યા કે કૂટની રીતે રજૂ કરે છે અને ગૌતમ તેનો ઉકેલ આપે છે. જાણે શ્રોતાવર્ગને એમ સૂચિત ન કરતા હોય કે, મૂળ સિદ્ધાંતોમાં બંને તીર્થંકરોમાં કશો તફાવત નથી.

કેશી : જગતમાં અનેક પ્રાણીઓ પાશ વડે બંધાયાં છે. તમે તે પાશમાંથી કેવી રીતે છૂટયા ? [૪૧]

ગૌતમ : રાગદ્વેષરૂપી તીવ્ર પાશો અને ભયંકર એવા સ્નેહપાશોને શાસ્ત્રમાં જણાવેલા ઉપાયો વડે છેદીને હું હલકો થઈ વિચરું છું. [૪૩]

કેશી : ભયંકર ફળવાળી એક ઝેરી વેલ છે. તેને તમે કેવી રીતે ઉખાડી નાખી ? [૪૫]

ગૌતમ : ભવતૃષ્ણારૂપી ભયંકર લતાને સર્વથા જડ-મૂળમાંથી ઉખેડી નાખી, તેનાં ઝેરી ફળમાંથી છૂટી હું શાસ્ત્રાનુસાર વિચરું છું. [૪૮]

કેશી : ઘોર અને પ્રજ્વલિત અગ્નિઓ બધાં પ્રાણીઓને બાળે છે. તેમને તમે કેવી રીતે બુઝાવ્યા ? [૫૦]

ગૌતમ : કામ, ક્રોધ, માયા અને લોભરૂપી કષાયો એ અગ્નિ છે. જ્ઞાની–તીર્થંકરરૂપી મહામેઘથી ઉત્પન્ન થયેલા, તેનાં વચનોરૂપી પ્રવાહમાંથી, શાસ્ત્રોપદેશ,[૧] શીલ અને તપરૂપી ઉત્તમ જળ લઈ, હું સતત તેમના ઉપર છાંટું છું. એમ શાસ્ત્રોપદેશરૂપી ધારાથી છંટાયેલા અને ભેદાયેલા તે અગ્નિઓ મને બાળતા નથી. [૫૩]

કેશી : સાહસિક, ભયંકર, દુષ્ટ અને આમથી તેમ દોડતો આ અશ્વ તમને ઉન્માર્ગે કેમ નથી લઈ જતો ? [૫૫]

ગૌતમ : મનરૂપી એ દુષ્ટ અશ્વને હું શાસ્ત્ર તથા ધર્મશિક્ષારૂપી લગામ વડે જાતવંત (કંથક)[૨] ઘોડાની પેઠે બરાબર કબજે રાખું છું, તેથી તે માર્ગમાં જ રહે છે. [૫૮]

---

૧. છેવટે તો શાસ્ત્રજ્ઞાન પણ આપ્તજનોની વાણીરૂપ જ છે.
૨. જુઓ પા. ૫૫, નોં. ૬.

કેશી : કુમાર્ગોથી ભરેલા જગતમાં ઘણાં પ્રાણીઓ ઉન્માર્ગે જઈ નાશ પામે છે. તમે વરમાર્ગે હોવા છતાં ઉન્માર્ગે જઈ કેમ નાશ નથી પામતા ? [૬૦]

ગૌતમ : ખોટા સિદ્ધાંતો એ ઉન્માર્ગો છે. તેમને હું જાણું છું. તેથી, જિને કહેલા ઉત્તમ માર્ગને જ વળગી રહી, હું નાશ નથી પામતો. [૬૩]

કેશી : મોટા જળપ્રવાહમાં તણાતાં પ્રાણીઓ માટે શરણરૂપ, આધારરૂપ અને પ્રતિષ્ઠારૂપ દ્વીપ કયો ? [૬૮]

ગૌતમ : જરા-મરણરૂપી વેગથી ખેંચાતાં પ્રાણીઓ માટે ધર્મરૂપી દ્વીપ ઉત્તમ શરણરૂપ, આધારરૂપ અને પ્રતિષ્ઠારૂપ છે. [૬૮]

કેશી : મોટા પ્રવાહોવાળા સમુદ્રમાં આમતેમ તણાતી નાવડીમાં બેઠેલા તમે કેમ કરીને પાર ઊતરશો ? [૭૦]

ગૌતમ : જે નાવડી છિદ્રવાળી હોય છે, તે પાર નથી જઈ શકતી; પરંતુ જે છિદ્રરહિત છે, તે જરૂર પાર જઈ શકે. શરીર એ નાવડી છે; જીવ એ નાવિક છે; અને સંસાર એ સમુદ્ર છે. તેને મહર્ષિઓ તરી જાય છે. [૭૩]

કેશી : આંધળા કરી નાખે એવા આ ઘોર અંધારામાં આ પ્રાણીઓ ભટકે છે; તેમને અજવાળું કોણ કરી આપશે ? [૭૫]

ગૌતમ : જેનો સંસાર ક્ષીણ થયો છે એવા સર્વજ્ઞ જિનરૂપી સૂર્ય ઉદય પામ્યો છે. તે સર્વ લોકમાં પ્રાણીઓને અજવાળું કરી આપશે. [૭૮]

કેશી : ત્રિવિધ દુઃખોથી પીડાતાં પ્રાણીઓને ક્ષેમરૂપ, કલ્યાણરૂપ અને બાધારહિત એવું સ્થાન કયું ? [૮૦]

ગૌતમ : લોકના અગ્ર ભાગ ઉપર આવેલું સિદ્ધિરૂપ સ્થાન નિર્વાણરૂપ છે, બાધારહિત છે, ક્ષેમરૂપ છે તથા કલ્યાણરૂપ છે. સમગ્ર લોકમાં તે એક જ સ્થાન એવું છે, જ્યાં જરા, મૃત્યુ, વ્યાધિ અને વેદના નથી. તે સ્થાન છે ખરું; પરંતુ તે દુઃખે પામી શકાય તેવું છે. સંસારપ્રવાહને તરી ગયેલા મહર્ષિ મુનિઓ તે શાશ્વત નિવાસવાળા સ્થાનને[1] પામીને ફરી શોક કરતા નથી. [૮૪]

કેશી : હે ગૌતમ! તમારી પ્રજ્ઞા સુંદર છે; મારો સંશય દૂર થયો. હે સર્વ સંશયોનો પાર પામેલા, તથા સર્વ શાસ્ત્રજ્ઞાનના સમુદ્ર ગૌતમ! તમને નમસ્કાર હજો. [૮૫]

ત્યાર બાદ મહા પરાક્રમી કેશીએ મહાયશસ્વી ગૌતમને મસ્તકવડે વંદન કરી, પહેલા અને છેલ્લા તીર્થંકરના માર્ગ અનુસાર પાંચ મહાવ્રતવાળો ધર્મ શ્રદ્ધાપૂર્વક અંગીકાર કર્યો. [૮૭]

ત્યાર બાદ તે નગરીમાં કેશી અને ગૌતમનો નિત્ય સમાગમ થયાં કર્યો; અને તેને લીધે શાસ્ત્રજ્ઞાન અને ચારિત્રનો સારી પેઠે ઉત્કર્ષ થયો તથા મહાપ્રયોજનવાળા બાબતોનો અર્થનિર્ણય થયો. પ્રસન્ન થયેલો શ્રોતૃવર્ગ પણ સન્માર્ગે જવા ઉદ્યમવંત થયો.

બધા વડે સ્તુતિ કરાયેલા ભગવાન કેશી અને ગૌતમ પ્રસન્ન થાઓ! [૮૯]

---

૧. સમગ્ર લોકની ટોચ ઉપર આવેલું મુક્ત જીવોનું સ્થાન — સિદ્ધશિલા. જુઓ આગળ પા. ૨૫૦ ટિ૦, શ્લો. ૪૯-૬૬.

## ૨૪

## પ્રવચનમાતા

પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ એ આઠને શાસ્ત્રની 'માતાઓ' (પ્રવચનમાતા) કહી છે. કારણ, બારે અંગગ્રંથોમાં[1] આવેલા જિનના સમગ્ર ઉપદેશનો તે આઠમાં સમાવેશ થઈ જાય છે.[2] [૧-૩]

તેમનું સામાન્ય લક્ષણ નીચે પ્રમાણે છે :

૧. કોઈ જંતુને ક્લેશ ન થાય તે માટે સાવધાનતાપૂર્વક ચાલવું, તે ઈર્યાસમિતિ. ૨. સત્ય, હિતકારી, પરિમિત અને સંદેહ વિનાનું બોલવું તે ભાષાસમિતિ. ૩. જીવનયાત્રામાં

---

૧. જુઓ પા. ૧૩૨, નોં. ૨.

૨. મા ધાતુનો અર્થ 'સમાવેશ થવો' એવો પણ થાય છે. તેથી આ લીટીમાં જણાવ્યા પ્રમાણે, પ્રવચન — એટલે કે ઉપદેશ અથવા શાસ્ત્રનો જે આઠમાં સમાવેશ થાય છે, તે 'પ્રવચનમાતા' કહેવાય.

સ્વાધ્યાયને છોડીને પોતાના શરીર તરફ તથા ચાલવા તરફ ખ્યાલ રાખીને સંયમીએ ચાલવું. [૪-૮]

૨. ભાષાસમિતિ: બુદ્ધિમાન સંયમીએ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, વાચાલતા અને નિંદા એ આઠ બાબતોનો ત્યાગ કરી, યોગ્ય કાળે, દોષરહિત અને પરિમિત વાણી બોલવી. [૯-૧૦]

૩. એષણાસમિતિ: ભિક્ષુએ આહાર, વસ્ત્ર, રહેઠાણ વગેરે માંગવામાં (એષણા), તપાસવામાં (ગવેષણા), લેવામાં (ગ્રહણૈષણા) અને ભોગવવામાં (પરિભોગૈષણા) દોષરહિત થવું. પ્રયત્નવાન સાધુએ માગતી વખતે તથા તપાસતી વખતે આપનારને લગતા સોળ[1] તથા લેનારને લગતા સોળ[2] દોષોનો ત્યાગ કરવો; લેતી વખતે તેને લગતા દશ દોષોનો ત્યાગ કરવો અને ભોગવતી વખતે તેને લગતા ચાર દોષોનો ત્યાગ કરવો.[3] [૧૧-૨]

---

૧. મૂળમાં: 'ઉદ્ગમદોષો.'

૨. મૂળમાં: 'ઉત્પાદનદોષો.'

૩. એ બધા દોષોના સવિસ્તર વર્ણન માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક પા. ૧૪૭. ઉદાહરણરૂપે જણાવીએ તો 'સાધુને ઉદ્દેશીને કરેલું', રાખી મૂકેલું કે આણેલું અન્ન એ ઉદ્ગમદોષથી દોષિત કહેવાય. ગૃહસ્થનું કોઈ દૂતકર્મ કરીને કે ભવિષ્ય ભાખીને કે વૈદું વગેરે કરીને મેળવેલું અન્ન એ ઉત્પાદનદોષથી દોષિત કહેવાય. શંકાયુક્ત કે અયોગ્ય અવસ્થાના દાતા પાસેથી લીધેલું કે સચિત્ત પદાર્થયુક્ત અન્ન એ લેવાના દોષથી દોષિત કહેવાય; અને દૂધ-ખાંડ વગેરે ભેળવીને સ્વાદુ કરીને ખાવું, પ્રમાણ બહાર ખાવું, કે આપનારની સ્તુતિનિંદા કરીને ખાવું, વગેરે ભોગવતી વખતના દોષથી દોષિત કહેવાય.

આવશ્યક હોય એવાં નિર્દોષ સાધનો સાવધાનતાપૂર્વક મેળવવાં તે એષણાસમિતિ. ૪. વસ્તુમાત્રને જોઈ-તપાસીને લેવી-મૂકવી તે આદાન ( નિક્ષેપ ) સમિતિ. ૫. જ્યાં જંતુઓ ન હોય ત્યાં જોઈ-તપાસીને અનુપયોગી વસ્તુઓ નાંખવી તે ઉચ્ચારસમિતિ.

૧. વિવેકપૂર્વક શારીરિક વ્યાપારનું નિયમન કરવું તે કાયગુપ્તિ. ૨. વિવેકપૂર્વક વાણીનું નિયમન કરવું તે વાગ્ગુપ્તિ. ૩. દુષ્ટ સંકલ્પનો ત્યાગ કરવો અને સારા સંકલ્પ સેવવા એ મનોગુપ્તિ. [૨]

તેમનું સવિશેષ વર્ણન નીચે પ્રમાણે છે :

૧. ઈર્યાસમિતિ : સંયમી ભિક્ષુએ આલંબન, કાલ, માર્ગ અને યતના એ ચારે બાબતોમાં દોષરહિત રહીને ચાલવાની ક્રિયા કરવી. આલંબન એટલે હેતુ અથવા પ્રયોજન : ભિક્ષુએ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ પ્રયોજનોને અર્થે ચાલવાની ક્રિયા કરવી. કાળ એટલે સમય : ભિક્ષુએ દિવસને વખતે જ જવું આવવું. માર્ગ એટલે રસ્તો : ભિક્ષુએ ઉન્માર્ગ છોડીને સીધે માર્ગે જવું-આવવું. યતના એટલે પ્રયત્નના ચાર પ્રકાર છે : દ્રવ્યને લગતો, ક્ષેત્રને લગતો, કાળને લગતો અને ભાવને લગતો. આંખ વડે જોઈને ચાલવું તે પ્રથમ; યુગપ્રમાણ એટલે કે સાડા ત્રણ હાથ જેટલી જગા આગળથી જોતાજોતા ચાલવું તે બીજો; જેટલો વખત ચાલે તેટલો બધો જ વખત એ ત્રીજો; અને સાવધાન રહીને ચાલવું એ ચોથો પ્રયત્ન છે. ટૂંકમાં, ઇંદ્રિયોના વિષયોને, તેમજ પાંચે પ્રકારના[૧]

---

૧. જુઓ આગળ પાન ૧૮૧, ૧૯-૨૩.

સ્વાધ્યાયને છોડીને પોતાના શરીર તરફ તથા ચાલવા તરફ ખ્યાલ રાખીને સંયમીએ ચાલવું. [૪-૮]

૨. ભાષાસમિતિ: બુદ્ધિમાન સંયમીએ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, વાચાલતા અને નિંદા એ આઠ બાબતોનો ત્યાગ કરી, યોગ્ય કાળે, દોષરહિત અને પરિમિત વાણી બોલવી. [૯-૧૦]

૩. એષણાસમિતિ: ભિક્ષુએ આહાર, વસ્ત્ર, રહેઠાણ વગેરે માંગવામાં (એષણા), તપાસવામાં (ગવેષણા), લેવામાં (ગ્રહણૈષણા) અને ભોગવવામાં (પરિભોગૈષણા) દોષરહિત થવું. પ્રયત્નવાન સાધુએ માગતી વખતે તથા તપાસતી વખતે આપનારને લગતા સોળ[1] તથા લેનારને લગતા સોળ[2] દોષોનો ત્યાગ કરવો; લેતી વખતે તેને લગતા દશ દોષોનો ત્યાગ કરવો અને ભોગવતી વખતે તેને લગતા ચાર દોષોનો ત્યાગ કરવો.[3] [૧૧-૨]

---

૧. મૂળમાં: 'ઉદ્‌ગમદોષો.'

૨. મૂળમાં: 'ઉત્પાદનદોષો.'

૩. એ બધા દોષોના સવિસ્તર વર્ણન માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક પા. ૧૪૭. ઉદાહરણરૂપે જાણીએ તો 'સાધુને ઉદ્દેશીને કરેલું', રાખી મૂકેલું કે આણેલું અન્ન એ ઉદ્‌ગમદોષથી દોષિત કહેવાય. ગૃહસ્થનું કોઈ દૂતકર્મ કરીને કે ભવિષ્ય ભાખીને કે વૈદું વગેરે કરીને મેળવેલું અન્ન એ ઉત્પાદનદોષથી દોષિત કહેવાય. શંકાયુક્ત કે અયોગ્ય અવસ્થાના દાતા પાસેથી લીધેલું કે સચિત્ત પદાર્થયુક્ત અન્ન એ લેવાના દોષથી દોષિત કહેવાય; અને દૂધ-ખાંડ વગેરે મેળવીને સ્વાદુ કરીને ખાવું, પ્રમાણ બહાર ખાવું, કે આપનારની સ્તુતિનિંદા કરીને ખાવું, વગેરે ભોગવતી વખતના દોષથી દોષિત કહેવાય.

૪. આદાન (નિક્ષેપ) સમિતિ: ભિક્ષુએ સામાન્ય વ્યવહાર મુજબ[1] કે કારણવશાત્[2] ગ્રહણ કરેલી વસ્તુઓ લેતી કે મૂકતી વખતે તેમને આંખ વડે તપાસવી અને રજોહરણા વડે સાફ કરવી. ત્યારબાદ તેમને લેવી કે મૂકવી. [૧૩-૪]

૫. ઉચ્ચારસમિતિ: મળમૂત્ર, બળખો, લીંટ, શરીરનો મેલ, નિરુપયોગી આહાર તેમજ બીજી વસ્તુઓ, (મરતી વખતે) પોતાનું શરીર તથા બીજી તેવી ફેંકી દેવાની વસ્તુઓ, લોકોની અવરજવર ન હોય તથા કોઈની નજર પડે તેમ ન હોય તેવી જગાએ,[3] કોઈને હરકત ન આવે તેવી જગાએ, ઊંચીનીચી નહિ તેવી સરખી જગાએ, ઘાસપાંદડાંથી ઢંકાયેલી ન હોય એવી જગાએ; થોડા વખત પહેલાં જ (અગ્નિ વગેરેથી) નિર્જીવ થયેલી જગાએ, મોકળાશવાળી જગાએ,[4] ઊંડે સુધી નિર્જીવ હોય તેવી જગાએ,[5] (ગામ વગેરેથી) બહુ નજીક ન હોય તેવી જગાએ, (ઉંદર વગેરેનાં) દર કે છિદ્ર ન હોય તેવી જગાએ તથા જીવજંતુ અને બીજ વગેરેથી રહિત જગાએ ફેંકી આવવી. [૧૫-૮]

---

૧. મૂળ: 'ઓઘોપધિ'.

૨ મૂળ: 'ઔપગ્રહિકોપધિ.'

૩. અહીં મૂળમાં આ વિશેષણના જે ચાર પ્રકાર થઈ શકે તે દર્શાવતો જુદો આર્યા છંદમાં શ્લોક છે. જેમકે: અવરજવર ન હોય, તેમ નજરે પડે તેવું ન હોય; અવરજવર ન હોય પણ નજરે પડે તેવું હોય, ઇ૦. તે પાળનો ઉમેરો છે એ દેખીતું છે.

૪. ઓછામાં ઓછી એક હાથ.

૫. ઓછામાં ઓછી ચાર આંગળ.

હવે ગુપ્તિઓનું વર્ણન કરવામાં આવે છે :

મનોગુપ્તિ ચાર પ્રકારની છે. ચિંતનના વિષયોના ચાર પ્રકારને અનુસરીને તે ચાર પ્રકાર આ પ્રમાણે છે : સત્ય, મૃષા, સત્ય–મૃષા,[1] ન–સત્યમૃષા.[2] પ્રયત્નવાન ભિક્ષુએ પોતાના મનને બીજાનું અનિષ્ટ તાકવારૂપી 'સંરંભ'ના, બીજાને પરિતાપ આપવારૂપી 'સમારંભ'ના, અને બીજાની હિંસારૂપી 'આરંભ'ના ખ્યાલોથી પાછું વાળવું. [૧૯-૨૧]

વચોગુપ્તિ પણ તે જ પ્રમાણે ચાર પ્રકારની છે. પ્રયત્નવાન ભિક્ષુએ સંરંભ, સમારંભ વગેરેમાં પ્રવર્તતી વાણીને રોકવી. [૨૨-૩]

તે જ પ્રમાણે, પ્રયત્નવાન ભિક્ષુ ઊભા રહેતાં, બેસતાં, આળોટતાં, ઓળંગતાં, ચાલતાં તેમ જ પોતાની અન્ય ઇંદ્રિયોની પ્રવૃત્તિ વખતે સંરંભ, સમારંભ વગેરેમાં પ્રવર્તતા પોતાના શરીરને રોકે. [૨૪-૫]

પાંચ સમિતિઓ સદાચારમાં પ્રવૃત્તિ માટે છે; અને ગુપ્તિઓ સર્વ પ્રકારની અશુભ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ માટે છે. જે મુનિ આ આઠ પ્રવચનમાતાઓને ભલે પ્રકારે સેવે છે, તે પંડિત આ સમગ્ર સંસારમાંથી ઝટ મુક્ત થાય છે, એમ હું કહું છું. [૨૬-૭]

---

૧. જેમકે, વનમાં ઘણા આંબા દેખીને કોઈ ચિંતવે કે, 'આ આંબાનું વન છે,' તો તે સત્ય પણ છે અને મૃષા પણ છે; કારણકે, તેમાં બીજાં વૃક્ષ કે લતા, તૃણ વગેરે પણ હોય.

૨. વ્યવહારનાં આદેશ, નિર્દેશ, સંબોધન વગેરેનાં વચનો, જેવાં કે 'ઘડો લાવ,' 'હે દેવદત્ત!' ઇત્યાદિ, સત્યમિથ્યા બંને નથી.

## ૨૫

## સાચો યજ્ઞ

બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલો જયઘોષ નામનો મહાયશસ્વી બ્રાહ્મણ, સંસારથી ઉદ્વેગ પામી,[1] મહાવ્રતરૂપી યજ્ઞ આચરનારો (જૈન) યતિ થયો. [૧]

ઇંદ્રિયોના સમૂહનો નિગ્રહ કરનાર, તથા સન્માર્ગે પ્રવર્તેલો તે મહામુનિ, એક વાર ગામેગામ ફરતો ફરતો વારાણસી નગરીમાં આવી પહોંચ્યો, તથા ગામબહાર આવેલા એક મનોહર ઉદ્યાનમાં ઊતર્યો. [૨-૩]

---

૧. ટીકાકાર એવી કથા આપે છે કે, જયઘોષ તથા વિજયઘોષ બંને જોડકા ભાઈઓ હતા. જયઘોષે એક વખત નદીકિનારે આરડતા દેડકાને ગળતો સાપ જોયો. પાછળથી એક નોળિયે આવીને સાપને પકડ્યો. આ દેખી તેને વિચાર આવ્યો કે, સંસારમાં બળવાન નબળાને ખાય છે, અને મૃત્યુ સૌથી બળવાન હોઈ બધાંને ખાય છે; માટે ધર્મ જ બધાં દુઃખોમાંથી રક્ષણ કરી શકે તેમ છે. એમ માની તેણે પ્રવ્રજ્યા લીધી. આ બાત ટૂંકમાં નિરયાવલીસૂત્રમાં આવે છે. ત્યાં નોળિયાને બદલે 'કુલલ' છે.

તે અરસામાં તે નગરમાં વિજયઘોષ નામનો વેદવિત્ બ્રાહ્મણ યજ્ઞ કરતો હતો. પેલા જયઘોષ મુનિ પોતાના મહિનાના ઉપવાસનું પારણું કરવા, વિજયઘોષના યજ્ઞમાં ભિક્ષા માગવા આવ્યા. તેમને આવેલા જોઈ વિજયઘોષે કહ્યું :

"હે ભિક્ષુ! હું તને ભિક્ષા આપવાનો નથી; માટે તું બીજે જા! અહીં તો વેદવિત્, યજ્ઞાર્થી, જ્યોતિષાંગ જાણનારા, ધર્મના પારગામી, તથા પોતાનો અને બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ એવા બ્રાહ્મણોને જ છ રસોથી યુક્ત[1] એવું આ ભોજન આપવાનું છે." [૪-૮]

આ સાંભળી, તે મુમુક્ષુ[2] મહામુનિએ સારું માઠું લગાડયા વિના, તેના હિતને અર્થે[3] તેને પૂછયું, 'હે બ્રાહ્મણ, તું વેદોનું મુખ, યજ્ઞોનું મુખ, નક્ષત્રોનું મુખ, ધર્મોનું મુખ, કે પોતાનો તથા બીજાનો ઉદ્ધાર કરવા કોણ સમર્થ છે તે જાણે છે?'

એનો જવાબ ન આપી શકવાથી તે બ્રાહ્મણે આખી પરિષદ સહિત હાથ જોડી તે મહામુનિને જ તેનો ઉત્તર આપવાની વિનંતિ કરી. [૧૩-૫]

---

૧. મૂળ : 'सर्वकामिकम्' – કામના કરવા લાયક સર્વ પદાર્થોવાળું.

૨. મૂળ : 'ઉત્તમાર્થગવેષક.'

૩. મૂળમાં, 'અન્નપાન કે નિર્વાહને અર્થે નહિ,' એટલું વધારે છે.

મુનિએ કહ્યું, "વેદોનું મુખ અગ્નિહોત્ર છે; યજ્ઞાર્થી પુરુષ એ યજ્ઞોનું મુખ છે; નક્ષત્રોનું મુખ ચંદ્રમા છે અને ધર્મોનું મુખ કાશ્યપ (તીર્થંકર ઋષભદેવ) છે. જે પ્રમાણે ગ્રહો વગેરે ચંદ્રને વંદન અને નમસ્કાર કરતા, હાથ જોડી તેની પાસે ઊભા રહે છે, તે પ્રમાણે સઘળા ઉત્તમ પુરુષો તેમને નમન કરે છે.[1] આ યજ્ઞવાદી બ્રાહ્મણો, કે જેમનું બ્રાહ્મણપણું (જ્યોતિષ વગેરે) વિવિધ (યજ્ઞ) વિદ્યાઓમાં આવી રહ્યું છે; જેઓનું અજ્ઞાન, રાખથી ઢંકાયેલા અગ્નિની જેમ, (વ્યર્થ) સ્વાધ્યાય અને તપથી ઢંકાઈ રહેલું છે, તથા જેઓ લોકમાં બ્રાહ્મણ કહેવાય છે અને અગ્નિની પેઠે પૂજાય છે, તેઓ સાચા બ્રાહ્મણો નથી. તેઓ પોતાનો કે બીજાનો ઉદ્ધાર કરી શકે તેમ નથી. અમે તો, તેને જ બ્રાહ્મણ કહીએ છીએ. જેને કુશળ પુરુષોએ આ પ્રમાણે વર્ણવ્યો છે: [૧૬-૯]

"આવેલામાં જે આસક્તિ નથી કરતો, અને જતાનો જે શોક નથી કરતો; આર્ય વચનમાં જે આનંદ પામે છે; ઓપીને તથા અગ્નિમાં નાખીને શુદ્ધ કરેલા સોના જેવો જે નિર્મળ છે; જે રાગદ્વેષ અને ભય વિનાનો છે; તપસ્વી છે; શરીરે કૃશ છે; ઇંદ્રિયનિગ્રહી છે; જેનાં લોહી ને માંસ સુકાઈ ગયાં છે; જે સુવ્રતી છે તથા નિર્વાણ પામેલો છે; સ્થાવર-જંગમ

---

૧. ૧૭ મા શ્લોકનો અર્થ બહુ સંદિગ્ધ છે. ટીકાકાર ચંદ્ર અને ગ્રહોની ઉપમાવાળા ભાગનો કાશ્યપની સાથે સંબંધ જોડી, 'મણુહારિણો' શબ્દથી 'દેવો' એવો અર્થ ગણી લે છે. ટૂંકમાં કંઈક પણ સંગત અર્થ ઉપજાવવા માટે ખેંચાખેંચ અને ઉમેરા કરવા પડે છે.

(બ્રાહ્મણ) થઈ શકે છે, તે ગુણો જ્ઞાની પુરુષોએ વર્ણવેલા છે. તે ગુણોવાળા તથા સર્વ કર્મોથી રહિત એવા પુરુષને અમે બ્રાહ્મણ કહીએ છીએ. એવા ગુણવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણો જ પોતાનો કે બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ છે." [૩૦-૫]

આ પ્રકારે પોતાનો સંશય દૂર થયા બાદ, વિજયઘોષ બ્રાહ્મણે મહામુનિ જયઘોષને ઓળખ્યા[1]; તથા સંતુષ્ટ થઈ, હાથ જોડી તેમને કહ્યું: 'સાચું બ્રાહ્મણત્વ શું છે તે તમે મને બરાબર સમજાવ્યું; તમે જ સાચા યજ્ઞ કરનારા છો; તમે જ સાચા વેદવિત્ છો, તથા જ્યોતિષાંગને જાણનારા છો; તમે જ ધર્મનો પાર પામેલા છો; અને તમે જ બીજાનો તેમજ પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ છો; માટે હે ભિક્ષુશ્રેષ્ઠ! તમે અમારા ઉપર કૃપા કરી આ ભિક્ષા ગ્રહણ કરો!' [૩૬-૯]

એટલે જયઘોષે કહ્યું, 'હે બ્રાહ્મણ! મારે ભિક્ષાની જરૂર નથી; પરંતુ તું જલદી સંસારમાંથી નીકળી જા! ભયરૂપી ભમરીઓવાળા આ ઘોર સંસારસાગરમાં ભટક્યા ન કર! ભોગોમાં કર્મનું બંધન છે; જે અભોગી છે, તે બંધાતો નથી. ભોગી સંસારમાં ભમે છે અને અભોગી તેમાંથી મુક્ત થાય છે. માટીનો ભીનો ગોળો ભીંત ઉપર ચોટી જાય છે; પરંતુ વિરક્ત પુરુષો સૂકા ગોળાની પેઠે ચોટતા નથી.' [૪૦-૩]

પછી જયઘોષ મુનિ પાસે ઉત્તમ ધર્મ સાંભળીને વિજયઘોષે પ્રવ્રજ્યા લીધી; અને તે બંને સંયમ તથા

---

૧. संजानन्तो तयं तं तु પાઠ પ્રમાણે. જુઓ નિરયાવલી, ૫૨૩.

તપ વડે, પૂર્વકર્મોનો નાશ કરીને સર્વોત્તમ સિદ્ધિ પામ્યા, એમ હું કહું છું. [૪૪-૫][1]

---

૧. આ અધ્યયન પણ હેતુમાં ૧૨મા અધ્યયન જેવું જ છે. તેમજ આગાના કેટલાક શ્લોકો પાલિ ત્રિપિટકમાંના શ્લોકોને મળતા આવે છે. જેમકે : ૧૬ = મહાવગ્ગ ૬,૩૫,૮; સુત્તનિપાત ૫૬૮-૯; મહાવસ્તુ ૩,૨૪૬,૭૯. ૧૭ = સુ.નિ. ૫૬૮. ૨૮ = સુ.નિ. ૬૨૮; ધમ્મપદ ૪૦૪ ઇ૦. ૩૧ = ધમ્મ૦ ૨૬૪. ૩૩ = સુ.નિ. ૧૩૬.

## ૨૬

# સાધુની ચર્યા

શ્રી સુધર્મસ્વામી કહે છેઃ હવે હું તમને યતિની દશવિધ ચર્યા[1] કહી સંભળાવું છે. સર્વ દુઃખોમાંથી મુક્ત કરનાર તે ચર્યાને આચરીને અનેક નિર્ગ્રંથો સંસારસાગરને તરી ગયા છે.

૧. આવસ્યિકા : સ્વસ્થાનથી બહાર કોઈ આવશ્યક પ્રયોજનને અર્થે જ જવું તે. ૨. નૈષેધિકી : બહારથી સ્વસ્થાને આવ્યા બાદ, સમયોચિત કાર્યોમાં પ્રમાદ ન કરવો (કે કુપ્રવૃત્તિઓનો નિષેધ કરવો) તે. ૩. આપૃચ્છના : પોતાનું કામ કરવામાં પોતાનું ડહાપણ ન ડહોળતાં ગુરુને પૂછીને જ કામ કરવું તે. ૪. પ્રતિપૃચ્છના : ગુરુની આજ્ઞાનુસાર કામ શરૂ કરતાં વચ્ચે પોતાને માટે કે બીજાને

---

૧. મૂળ : 'સમાચારી.'

માટે કંઈ બીજું કામ નીકળે, તો ગુરુને ફરી પૂછવું તે.[1] ૫. છંદના : પોતાનાં અન્નપાનાદિમાં બીજા યતિને નિમંત્રણ આપવું તે. ૬. ઇચ્છાકાર : ગુરુની આજ્ઞાનો ઇચ્છાપૂર્વક (ખુશીથી) અમલ કરવો તે. ૭. મિથ્યાકાર : થયેલા દોષો માટે જાતને નિંદવી તે. ૮. તથાકાર : આપ્ત કે વડીલની આજ્ઞાને 'યથાર્થ છે' એમ કહી સ્વીકારવી તે. ૯. અભ્યુત્થાન : ગુરુજનોની પૂજા, વિનય વગેરેમાં તત્પર રહેવું તે. ૧૦. ઉપસંપદા : જ્ઞાનાદિ પ્રાપ્ત કરવાને અર્થે ગુરુનું શરણ સ્વીકારવું તે. [૧-૭]

બુદ્ધિમાન ભિક્ષુએ દિવસ તથા રાતના ચાર ચાર ભાગ (પૌરુષી) પાડવા; તથા તે દરેકમાં તે તે કાળને ઉચિત કાર્યો[2] કરવાં. [૧૧,૧૭]

જેમકે, પહેલા ભાગ (પૌરુષી)[3]માં સ્વાધ્યાય, બીજામાં ધ્યાન, ત્રીજામાં ભિક્ષા અને ચોથામાં ફરી સ્વાધ્યાય. તે જ પ્રમાણે રાત્રે પણ પહેલી પૌરુષીમાં સ્વાધ્યાય, બીજીમાં ધ્યાન, ત્રીજીમાં નિદ્રા અને ચોથીમાં ફરી સ્વાધ્યાય. [૧૨,૧૮,૪૪]

---

૧. કેટલાક એવો અર્થ કરે છે કે, પોતાનું કે બીજાનું કામ કરતા પહેલાં રજા લેવી તે આપૃચ્છના; અને શરૂ કરતી વખતે ફરી પૂછવું તે પ્રતિપૃચ્છના.

૨. મૂળમાં 'ઉત્તરગુણ' શબ્દ છે. પંચમહાવ્રત એ ભિક્ષુના મૂલગુણ છે; તેમની અપેક્ષાએ સ્વાધ્યાય વગેરે ઉત્તરગુણ છે.

૩. પૌરુષી એટલે દિવસ કે રાતનો ચોથો ભાગ. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૧૫૬.

તેની વિશેષ વિગત આ પ્રમાણે છે :

પહેલી પૌરુષીમાં, સૂર્યોદય થયે, શરૂઆતમાં બે ઘડી સુધીમાં[1] પોતાની વસ્તુઓ બારીકાઈથી તપાસી લેવી; અને તેમાં જીવજંતુ વગેરે હોય તે કાળજીથી દૂર કરવાં [૮,૨૧]

પહેલાં મૂમતી[2] તપાસી લેવી; પછી ગુચ્છો તપાસવો. ત્યાર બાદ ગુચ્છાને હાથમાં લઈ બીજાં વસ્ત્ર નીચે પ્રમાણે તપાસવાં :

સ્થિરતાથી વસ્ત્રને ઊંચું પકડી, ઉતાવળ કર્યા વિના, પ્રથમ તો તેને બધી બાજુથી આંખ વડે તપાસી લેવું; (પછી જે જીવજંતુ દેખાય તેને અળગાં કાઢી) તેને હળવેથી ખંખેરવું અને પછી જીવજંતુને ગુચ્છાથી સાફ કરવાં. [૨૪]

તે બધું તપાસવાનું કામ પ્રમાદપૂર્વક કરે, તો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને જંગમ જીવોની હિંસા થાય; અને જો બરાબર કાળજીથી કરે, તો તેમનું રક્ષણ થાય. માટે અરસપરસ વાતચીત કરતાં, ગામલોકની વાત કરતાં, કોઈને કશાનો નિયમ આપતાં, પાઠ આપતાં કે બીજા પાસેથી પાઠ લેતાં લેતાં તે ક્રિયા ન કરવી. [૨૯-૩૧]

તપાસતી વખતે વસ્ત્રને નચાવવું નહીં; તેમાં વળ કે ગડી જવા દેવી નહીં; તેના ભાગોને એક બીજા સાથે

---

૧. મૂળમાં તો 'પહેલી પૌરુષીના પ્રથમ ચતુર્થાંશમાં' છે. ૩૨ ઘડીનો દિવસ ગણીએ, તો દરેક પૌરુષી આઠ ઘડીની થાય; અને તેનો ચોથો ભાગ બે ઘડીનો થાય.

૨. જૈન મુનિઓ મોં ઉપર જે પટ્ટી બાંધે છે તે.

૩. લૂછવા-સાફ કરવા માટે વપરાતું ઊન વગેરેનું વસ્ત્ર કે પીંછી.

ઘસાવા દેવા નહિ; તેને એકદમ ઊંચું – નીચું કરવું નહિ; વસ્ત્રના ત્રણ ભાગ કરી, તે દરેક ભાગને જોવો–ખંખેરવો – અને સાફ કરવો એમ ત્રણ પ્રકારે એટલે કે કુલ નવ વખત તેમ કરવું અને (આગળ–પાછળ એમ બે વાર મળીને) છ વાર ખંખેરવું. જોતી વખતે પણ હાથ ઉપર તેને પહોળું કરી, જીવજંતુ જોઈ લેવાં.[1] [૨૫]

વસ્ત્રને વિપરીત રીતે એટલે કે ઉતાવળે ન તપાસી લેવું; વસ્ત્રને ચોળવું નહિ; એકદમ ઊંચું – નીચું કરવું નહિ; જોરથી ઝાટકવું નહિ; વગર તપાસ્યે સરકાવી*ન દેવું; કે હાથડીંચણ ગમે તેમ રાખી ન તપાસવું. વસ્ત્રને મજબૂત પકડવું; તેને જમીન સાથે રગદોળાતું ન રાખવું; આખા વસ્ત્રને સામટું એક-નજરે જોઈ ન નાખવું; શરીર કે વસ્ત્રને ધુણાવવું નહિ; તેને તપાસવાની વિધિની મર્યાદા વિષે પ્રમાદ ન કરવો; કે તપાસતાં તપાસતાં કશાની શંકા ઊપજતાં આંગળીથી વેઢા ન ગણવા. ટૂંકમાં તે ક્રિયામાં ઓછાપણું, વધારેપડતાંપણું, કે વિપરીત-પણું ન આવવા દેતાં, યોગ્ય રીતે તે ક્રિયા કરવી. [૨૬-૮]

આ પ્રમાણે બધો સાજ તપાસી લઈ, ગુરુને નમસ્કાર કરી, હાથ જોડી તેમને પૂછવું કે હવે હું શું કરું? જો તે કાંઈ સેવાચાકરી ફરમાવે, તો તે ખેદરહિતપણે કરવી; અને નિયમ પ્રમાણે સ્વાધ્યાય કરવાનું જ કહે, તો તેમ કરવું. સ્વાધ્યાય એ સર્વ દુઃખમાંથી મુક્ત કરનાર વસ્તુ છે, એ બરાબર જાણવું. [૮,૧૦,૨૧]

---

૧. આ શ્લોક બહુ સંદિગ્ધ હોઈ તેના અર્થની બાબતમાં બહુ મતભેદ છે.

ત્યારબાદ પહેલી પોરુષીનો ચોથો ભાગ બાકી રહે, ત્યારે સ્વાધ્યાયના કાળનું ઉલ્લંઘન કર્યા વિના[1] પાત્રો વગેરે તપાસી લેવાં. [૨૨]

પછી ત્રીજી પોરુષીમાં નીચેનાં છમાંથી કોઈ કારણસર આહારપાણીની શોધમાં નીકળવું. ૧. ક્ષુધાદિ વેદનાની નિવૃત્તિને અર્થે; ૨. ગુરુ વગેરેની સેવાને અર્થે; ૩. (ભૂખે અંધારાં આવ્યા વિના) કાળજીથી ચાલી શકાય તે માટે; ૪. સંયમના નિર્વાહને અર્થે; ૫. જીવન ટકાવવાને અર્થે અને ૬. ધર્મધ્યાન થઈ શકે તે માટે. [૩૨-૩]

નીચેનાં ૭ કારણોએ સાધુ કે સાધ્વી ભિક્ષા માગવા ન જાય, તો તેથી આજ્ઞાનું ઉલ્લંઘન થયું કહેવાય નહિ: ૧. બીમારીને કારણે; ૨. કોઈ વિઘ્નને કારણે; ૩. બ્રહ્મચર્ય કે મન વાણી અને કાયાના નિયમનને અર્થે; પ્રાણીદયાને અર્થે;[2] ૫. તપને કારણે; કે ૬. શરીરનો નાશ કરવા માટે.[3] [૩૪-૫]

૧. આ પદના અર્થની બાબતમાં ઘણી શંકા છે. મૂળમાં, 'अपडिक्कम्म कालस्स' એમ છે. કેટલાક તેનો એવો અર્થ કરે છે કે, 'કાલને લગતા દોષોનું પ્રતિક્રમણ કર્યા વિના.' અહીં જ્યાં પોતે જ આખો વિધિ વિગતવાર ને ક્રમવાર વર્ણવવા બેઠા છે, ત્યાં 'અમુક કર્યા વિના' એવું વિધાન કરવાનો અવકાશ જ નથી.

૨. માર્ગમાં કે હવામાં અચાનક ઘણા જીવો આવી ગયા હોય તે કારણે

૩. કોઈ કારણસર 'મારણાંતિક સંલેખના'—મરણપર્યંત ઉપવાસ સ્વીકાર્યા હોય, તે વખતે. જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, પા. ૧૯૬.

ભિક્ષા લેવા જતા પહેલાં ભિક્ષુ પોતાનો બધો સાજ નજરથી તપાસી લે; અને પછી અર્ધા યોજનની અંદર જ ભિક્ષા માટે ફરે. [૩૬]

આહાર વગેરેથી પરવારી, પાત્ર વગેરે આઘાં મૂકી, ચોથી પૌરુષીમાં સર્વ પદાર્થો પ્રગટ કરનાર સ્વાધ્યાય કરે. [૩૭]

તે ચોથી પૌરુષીનો ચોથો ભાગ બાકી રહે, ત્યારે સ્વાધ્યાયનો કાળ પૂરો કરી, તથા ગુરુને વંદન કરી, પથારી વગેરે તપાસવા માંડે, તથા મળમૂત્રની જગાઓ જોઈ લે. [૩૮-૯]

ત્યાર બાદ, સ્થિર થઈને બેસી,[1] જ્ઞાન, દર્શન અને ચારિત્રને લગતા દિવસો દરમ્યાન જે કાંઈ અતિચાર થયા હોય, તેમનો અનુક્રમે વિચાર કરે. ત્યાર બાદ ગુરુને નમસ્કાર કરી, તેમની આગળ તે દોષોની કબૂલાત કરે. એ પ્રમાણે નિઃશલ્ય થઈ, તથા ગુરુને નમસ્કાર કરી, સ્થિર થઈ ધ્યાન કરે. ધ્યાન પૂરું થયે ગુરુને નમસ્કાર કરી, સ્તુતિમંગલ કરી,[2] સ્વાધ્યાયના કાળની રાહ જુએ. [૪૦-૩]

રાત્રે ઉપર જણાવ્યા પ્રમાણે પહેલી પૌરુષીમાં સ્વાધ્યાય કરવો, બીજીમાં ધ્યાન કરવું, ત્રીજીમાં નિદ્રાને અવકાશ આપવો, અને ચોથી પૌરુષીનો સમય થાય એટલે બીજાઓને

---

૧. મૂળ : કાયોત્સર્ગ. શરીરની પ્રવૃત્તિ બંધ કરી ધ્યાનસ્થ થવું તે. તેને માટે પણ મૂળમાં, 'સર્વ દુઃખમાંથી મુક્તિ અપાવનાર' એવું વિશેષણ છે. જુઓ પાન ૧૭૯, ૧૨મો ગુણ.

૨. અરિહંત, સિદ્ધ વગેરેને 'નમોત્થુણં' કહી નમસ્કાર કરવારૂપી સ્તુતિ.

નિદ્રામાં ગડબડ ન થાય તે રીતે સ્વાધ્યાય કરવો. જ્યારે તે પૌરુષીનો ચોથો ભાગ બાકી રહે, ત્યારે સ્વાધ્યાયના કાળથી નિવૃત્ત થઈ, ગુરુને નમસ્કાર કરી, સ્થિર થઈને બેસવું અને રાત દરમ્યાન જ્ઞાન, દર્શન અને ચારિત્રને લગતા જે કાંઈ દોષો થયા હોય, તેમને અનુક્રમે યાદ કરવા અને પછી ગુરુને નમસ્કાર કરી, તેમની આગળ તે બધા દોષોની કબૂલાત કરવી. [૪૪-૯]

એ વિધિ પૂરો થયા બાદ, ગુરુને નમસ્કાર કરી, ફરી સ્થિર થઈને બેસવું અને વિચારવું કે હવે હું કઈ જાતનું તપ અંગીકાર કરું. પછી, ગુરુને નમસ્કાર કરી, તથા તેમની પાસે તપનો નિયમ લઈ, સિદ્ધો વગેરેની સ્તુતિ કરવી. [૫૦-૨]

આ પ્રમાણે સાધુની ચર્યા ટૂંકમાં કહી. તેને આચરીને ઘણુ જીવો આ સંસારસાગરને તરી ગયા છે, એમ હું કહું છું. [૫૩]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** ભિક્ષુએ બધાં કાર્યો પૌરુષી પ્રમાણે કરવાનાં હોવાથી, તથા સૂર્યના તડકામાં ઊભા રહી છાયાની ઊંચાઈ ઉપરથી સમય જાણવો એ અપરિગ્રહી સાધુને વધુ અનુકૂળ થઈ પડે તેમ હોવાથી, મૂળમાં અનેક શ્લોકોમાં પૌરુષી કેવી રીતે માપવી તેની રીત બતાવી છે. તે આ પ્રમાણે:

ક. જમણો કાન સૂર્ય તરફ રાખી ઊભા રહેવું; અને પગના ઢીંચણની ઢાંકણીથી કાંઈક નીચેના ભાગ ઉપર (એટલે પગના અંગૂઠાની બાજુએ જમીન ઉપરથી પગના નળા ઉપર વેંત ભરતાં

બીજી રેતનો છેડો આવે તે જગ્યાએ) હાથની તર્જની આંગળી રાખવી. પછી, તે આંગળીની છાયા જ્યાં પડે, ત્યાં સુધી પોતે ઊભા હોય ત્યાંથી પગલાં માપવાં. અષાડ મહિનામાં બે પગલે પહેલી અને પાછલી પૌરુષી થાય; પોષ મહિને ચાર પગલે પહેલી અને પાછલી પૌરુષી થાય; અને ચૈત્ર તથા આસો મહિને ત્રણ પગલે પહેલી પૌરુષી થાય. બીજા આઠ મહિનાઓમાં શ્રાવણ વદિ પડવાથી પોષ સુદિ પૂનમ સુધી છાયા વધે; અને મહા વદિ પડવાથી અષાડ સુદિ પૂનમ સુધી છાયા ઘટે. તેનું પ્રમાણ આ પ્રમાણે: સાત દિવસે એક આંગળ વધે-ઘટે; પખવાડિયે બે બે આંગળ અને મહિને ચાર ચાર આંગળ. જ્યારે ૧૫ દિવસનું પખવાડિયું હોય ત્યારે, ૭½ દિવસે આંગળ વધે-ઘટે; પણ અષાડથી વૈશાખ સુધીના છ મહિનાના કૃષ્ણપક્ષમાં એકેક તિથિ ઘટે છે, એટલે ચૌદ દિવસનું પખવાડિયું થાય છે. એ છ મહિના ૨૯ દિવસના ગણવા અને બાકીના ૩૦ દિવસના ગણવા. એ હિસાબે ચાલુ વર્ષ ૩૫૪ દિવસનું થઈ રહે.

ख. દરેક પૌરુષીના પણ ચાર ભાગ પાડવાના હોય છે. પોણી પૌરુષી જાણવાની રીત આ પ્રમાણે છે:

જેઠ, અષાડ, શ્રાવણમાં પૌરુષીના માપમા છ આંગળ વધારવા.
ભાદરવો, આસો અને કાર્તિકમાં „ આઠ „ „
માગશર, પોષ, માહમાં „ દસ „ „
ફાગણ, ચૈત્ર, વૈશાખમાં „ આઠ „ „

ग. રાતની પૌરુષી જાણવાની રીત આ પ્રમાણે છે: જે કાળને વિષે જે નક્ષત્ર આખી રાત રહેતાં હોય – એટલે કે સૂર્યાસ્ત સમયે ઊગી સૂર્યોદયે અસ્ત થતાં હોય – તે નક્ષત્ર આકાશના ચોથે ભાગે પહોંચે, ત્યારે એક પૌરુષી થયેલી ગણવી. જેમકે શ્રાવણ મહિનામાં. ૧૪ દિવસ ઉત્તરાષાઢા, ૭ દિવસ અભિજિત, આઠ દિવસ શ્રવણ અને એક દિવસ (પૂનમે) ધનિષ્ઠા – એ પ્રમાણે.

## ૨૭

## ગળિયો બળદ

ગર્ગ નામે એક શાસ્ત્રજ્ઞ આચાર્ય[1] હતા. પોતાના કુશિષ્યોથી કંટાળી, તે એક વાર વિચાર કરવા લાગ્યા :

'(સારા બળદવાળા) વાહનમાં બેસીને જનાર વટેમાર્ગુ જેમ વિષમ જંગલ પણ પાર કરી જાય છે, તે પ્રમાણે (શુભ) યોગરૂપી વાહનમાં બેસનાર સંસારને ઓળંગી જાય છે. પરંતુ, જેના વાહનમાં ગળિયો બળદ જોડેલો હોય છે, તે તેને મારી મારીને થાકી જાય છે, અને તેનો પરોણો પણ ભાગી જાય છે — કેટલાક હાંકેડુ તો તેને પૂછડે બટકું

---

૧. મૂળમાં તેમને માટે સ્થવિર (વડીલ – વૃદ્ધ સાધુ), અને ગણધર (ગણ – ગચ્છનો અધિપતિ), એ વિશેષણો વધારે છે. ગર્ગ નામ ઘણું જૂનું છે. બ્રાહ્મણ ગ્રંથોના કાળમાં પણ તે સુપ્રસિદ્ધ હતું. જૈન ગ્રંથોમાં સામાન્ય રીતે ગર્ગ, કપિલ વગેરે નામો નથી આવતાં.

ભરે છે અથવા તેને વારંવાર પરોણા ગોચે છે—પરંતુ પરિણામમાં કાં તો તે બળદ સાંભેલ ભાગી નાખે છે, અવળે માર્ગે ચડી જાય છે, પાસાભેર પડી જાય છે, બેસી પડે છે, ગબડી જાય છે, ઊંચો ઊછળે છે, કેકડા મારે છે, શઠતાથી જુવાન ગાય તરફ દોડે છે, કપટથી માથું નીચે રાખી પડી જાય છે, ગુસ્સે થઈ પાછો વળે છે, મરી ગયો હોય તેમ સ્થિર ઊભો રહે છે, વેગપૂર્વક દોડે છે, રાશને[1] તોડી નાખે છે, ધૂંસરું ભાગી નાખે છે, કે ફૂંફાડા મારતો છૂટી જઈ પલાયન કરી જાય છે! [૧-૭]

'મારા કુશિષ્યો પણ આવા ગળિયા બળદ જેવા છે: ધર્મરૂપી વાહનને જોડતાં જ નિર્બળ ચિત્તવાળા તેઓ ભાગી પડે છે. તેમાંના કેટલાકને ઋદ્ધિનો ગર્વ છે; કેટલાક રસલોલુપ છે, કેટલાક એશઆરામી છે, તો કેટલાક ક્રોધી, કેટલાક ભિક્ષાના આળસુ, કેટલાક અપમાનભીરુ અને કેટલાક અકડાઈવાળા છે. કેટલાકને હું હેતુઓ અને કારણો સહિત શિખામણ આપું છું, ત્યારે તેઓ વચ્ચે બોલી ઊઠી વાંધા જ નાખે છે; અને મારા વચનને પાછું વાળે છે. જેમકે કોઈને ત્યાં કાંઈ માગવા મોકલું, તો કહે છે, 'એ મને ઓળખતી નથી;' 'મને નહિ, બીજા કોઈને મોકલો,' વગેરે. ક્યાંક સંદેશો લઈને મોકલું, તો તે કામ કરવાને બદલે, અન્યત્ર રખડ્યા કરે છે; અને જાણે રાજાની વેઠ

૧. અહીં મૂળમાં બળદને માટે 'છિન્નાલ' એવું વિશેષણ છે. 'દેશીનામમાલા'માં (૩,૨૭) હેમચંદ્ર છિણ્ણ, છિણ્ણાલ તથા છિણ્ણા, છિણ્ણાલી શબ્દો અનુક્રમે જાર પુરુષ અને સ્ત્રીના અર્થમાં આપ્યા છે.

કરવાની હોય તેમ ભરવાં ચડાવે છે. મેં તેમને ભણાવ્યા-ગણાવ્યા તથા સંભાળપૂર્વક ખાનપાનથી પોષ્યા છે; છતાં પાંખો આવ્યા પછી હંસ જેમ ચારે દિશામાં ચાલ્યા જાય, તેમ તેઓ ચાલ્યા જાય છે. એવા દુષ્ટ શિષ્યોનું મારે શું પ્રયોજન છે? હવે હું કંટાળ્યો છું. માટે, ગળિયા ગધેડા જેવા એ દુષ્ટ શિષ્યોને છોડી, હું દૃઢ તપસ્યા અંગીકાર કરું.' [૮-૧૬]

આમ વિચારી, મૃદુતા, ગંભીરતા અને સમાધિયુક્ત તે મહાત્મા ગર્ગ મુનિ શીલપરાયણ બની વિહરવા લાગ્યા. [૧૭]

## ૨૮

# મોક્ષગતિનો માર્ગ

હવે હું તમને, જિન ભગવાને કહેલો, મોક્ષગતિનો સાચો માર્ગ[1] કહી સંભળાવું છું. તે તમે સાંભળો. વસ્તુસ્વરૂપને જાણનારા જિનોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને [2] મોક્ષમાર્ગ કહ્યો છે. તેને અનુસરીને ઘણાય જીવો સદ્‌ગતિ પામ્યા છે. [૧-૩]

---

૧. મૂળ, 'મોક્ષમાર્ગગતિ.' આ અધ્યયનમાં જૈનદર્શનના પરિભાષિક શબ્દો તથા સિદ્ધાંતો અતિ સંક્ષેપમાં સંગ્રહરૂપે ખડકેલા છે. જૈન પરિભાષાથી છેક જ અણજાણ અભ્યાસીને એ રીતે આ અધ્યયન ઘણું મુશ્કેલ લાગવાનું. પ્રકરણને અંતે આપેલાં વિસ્તૃત ટિપ્પણોમાંથી, તેને કાંઈક મદદ મળી રહેશે એવી આશા છે.

૨. ચારિત્રમાં તપનો સમાવેશ થઈ જાય છે, છતાં કર્મક્ષય કરવામાં તેનું અસાધારણત્વ બતાવવા માટે તેને જુદું જણાવ્યું છે.–ટીકા.

૧. જ્ઞાન એટલે જીવ વગેરે દ્રવ્યોની યથાર્થ સમજ.[1] જ્ઞાની પુરુષોએ સર્વે દ્રવ્યો, તેમના સર્વે ગુણો અને તેમના સર્વે પર્યાયો (પરિણામો) નું યથાર્થ જ્ઞાન ઉપદેશ્યું છે. [૪-૫]

રૂપ, રસ, સ્પર્શ વગેરે ગુણો જેને આશ્રયે રહે છે, તે દ્રવ્ય કહેવાય; (આધારભૂત) એક દ્રવ્યને આશરીને રહેલા તે ગુણો કહેવાય; અને પર્યાયોનું લક્ષણ એ છે કે, તેઓ દ્રવ્ય તેમજ ગુણ બંનેને આશરેલા હોય છે.[2] [૬]

ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવ એ છ દ્રવ્યો છે. આ સમગ્ર લોક એ છ દ્રવ્યરૂપ છે, એમ જિનોએ કહ્યું છે.

ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્યો એકેક[3] છે; કાલ, પુદ્ગલ અને જીવ એ ત્રણ દ્રવ્યો અનંત છે. [૭-૮]

પદાર્થોની ગતિમાં નિમિત્ત — સહાયક — થવું એ ધર્મનું લક્ષણ છે; પદાર્થોની સ્થિતિમાં સહાયક થવું એ અધર્મનું લક્ષણ છે;[4] સર્વ દ્રવ્યને પોતામાં અવકાશ — સ્થાન — આપવું એ આકાશનું લક્ષણ છે; પોતાની મેળે વર્તતા પદાર્થોને વર્તવામાં સહાયક થવું; અથવા પોતપોતાના પર્યાયો — પરિણામો — ની ઉત્પત્તિમાં પ્રવર્તમાન બધાં દ્રવ્યોને

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૧૬૮.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૧૬૯.

૩. 'એકેક છે' એટલે કે એ અખંડ દ્રવ્યો છે. તેઓ કોઈ બીજાનાં કારણ નથી, તેમ કોઈ બીજું એમાંથી બનતી નથી.

૪. આવાં લક્ષણવાળાં ધર્મ અને અધર્મ દ્રવ્યો જૈન દર્શન સિવાય બીજું કોઈ માનતું નથી. તેમના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩, પા. ૧૬૯.

નિમિત્તરૂપે સહાયક થવું, એ કાળનું લક્ષણ છે;[1] જીવનું લક્ષણ 'ઉપયોગ' એટલે કે બોધવ્યાપાર અથવા ચેતના છે. જ્ઞાન, દર્શન, સુખ, દુઃખ વગેરેથી તે ઓળખાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને 'ઉપયોગ' (બોધવ્યાપાર) એ બધાં જીવનાં લક્ષણ છે. શબ્દ (ધ્વનિ), અંધકાર, ઉદ્યોત (રત્ન વગેરેનો પ્રકાશ), પ્રભા (ચંદ્રાદિનો પ્રકાશ), છાયા, આતપ (તડકો), વર્ણ, ગંધ, રસ, સ્પર્શ — એ બધાં પુદ્ગલનાં[2] લક્ષણ છે. [૭-૧૨]

એકત્વ, પૃથક્ત્વ, સંખ્યા, સંસ્થાન (આકૃતિ), સંયોગ અને વિભાગ એ પર્યાયોનું લક્ષણ છે. (એટલે કે, પર્યાયો પદાર્થોમાં એકત્વ વગેરે પ્રતીતિના હેતુ છે.) [૧૩]

જીવ, અજીવ, બંધ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ એ નવ તથ્યો એટલે કે તત્ત્વો[3] છે. [૧૪]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪, પા. ૧૭૦.

૨. આ સંજ્ઞા પણ જૈન શાસ્ત્રમાં જ પ્રસિદ્ધ છે. બીજાં દર્શનોમાં તેને સ્થાને પ્રકૃતિ, પરમાણુ વગેરે શબ્દ વપરાય છે. વિશેષ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫, પા. ૧૭૦.

૩. અજીવ એટલે જીવ વિનાના પાંચ દ્રવ્યો. બંધ એટલે જીવ અને કર્મનો સંબંધ. એ કર્મબંધના હેતુરૂપ હિંસા, અસત્ય, વગેરે પ્રવૃત્તિઓ તે આસ્રવ (પા. ૧૦૭, નોં. ૪). સંવર એટલે સમિતિ, ગુપ્તિ વગેરે વડે કર્મને આત્મામાં દાખલ થતું રોકવું તે. (જુઓ પા. ૪૬, ટિ૦ ૩.) નિર્જરા એટલે બંધાયેલાં કર્મોને તપ વગેરેથી ખંખેરી નાખવાં તે. મોક્ષ એટલે સકળ કર્મના ક્ષયથી સ્વસ્વરૂપે આત્માનું સ્થિત થવું તે. અહીં 'તત્ત્વનો અર્થ

૨. એ નવ તત્ત્વોના અસ્તિત્વમાં ભાવપૂર્વક શ્રદ્ધા અથવા રુચિ તેનું નામ સમ્યક્ત્વ અથવા દર્શન[1]. [૧૫]

તે નીચેનાં દશ કારણોથી ઉત્પન્ન થાય છે:

(૧) નિસર્ગ: પાપરહિત કોઈ પુરુષને કોઈના ઉપદેશ વિના, પોતાની નૈસર્ગિક બુદ્ધિથી[2] પાપપુણ્ય વગેરે તત્ત્વોમાં, 'એ સત્ય છે, એ એમ જ છે,' એવી શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૨) ઉપદેશ: કોઈ સંતે[3] કે કેવળજ્ઞાની જિને કરેલા ઉપદેશથી કોઈને એ તત્ત્વોમાં શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૩) આજ્ઞા: જેનાં રાગ, દ્વેષ અને અજ્ઞાન દૂર થઈ ગયાં છે, એવા કોઈ પુરુષને (આચાર્યાદિકની) આજ્ઞાથી શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૪) સૂત્ર: અંગ કે અંગબાહ્ય[4] સૂત્રગ્રંથોનું અધ્યયન કરતાં કરતાં કોઈને શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

---

અનાદિ, અનંત અને સ્વતંત્ર 'ભાવ' નથી; પણ મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી થાય તેવું 'જ્ઞેય' છે. મોક્ષના જિજ્ઞાસુને જે વસ્તુનું જ્ઞાન અત્યંત આવશ્યક છે, તેને જ અહીં તત્ત્વ તરીકે ગણાવી છે.

૧. જુઓ પા. ૭૯, નોં. ૨; તથા પા. ૧૦૮, નોં. ૨.

૨. મૂળ: સહસંમતિ.

૩. મૂળ: છદ્મસ્થ. જેને હજુ કેવળજ્ઞાન નથી થયું એવો સાધક અવસ્થાનો પુરુષ. જુઓ ટિપ્પણ નં. ૬, પા. ૧૭૨.

૪. જૈન આગમોના એ બે વિભાગો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭. પા. ૧૭૪.

(૫) બીજ: પાણીમાં તેલનું બિંદુ પ્રસરી જાય તેમ, (અથવા જેમ એક બીજ અનેક બીજોનું જનક થાય છે, તેમ) સિદ્ધાંતના એક ભાગમાં શ્રદ્ધા ઉત્પન્ન થતાં કોઈ અધિકારી પુરુષ સમગ્ર સિદ્ધાંતમાં શ્રદ્ધાવાન થાય છે.

(૬) અભિગમ (અર્થસહિત જ્ઞાન): અગિયાર અંગો, દૃષ્ટિવાદ,[૧] તથા બીજા પ્રકીર્ણ શાસ્ત્રગ્રંથોનું અર્થસહિત જ્ઞાન થતાં કોઈને શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૭) વિસ્તાર: કોઈ પુરુષને જીવ-અજીવ વગેરે દ્રવ્યોના સર્વે ભાવોનું (વિસ્તારપૂર્વક) સર્વ પ્રમાણો તથા નયોથી[૨] જ્ઞાન થતાં શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૮) ક્રિયા: દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, સમિતિ અને ગુપ્તિ વિષયક ધર્માનુષ્ઠાનો ભાવપૂર્વક આચરવાથી કોઈમાં શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૯) સંક્ષેપ: શાસ્ત્રગ્રંથોમાં પૂરી નિપુણતા ન હોવા છતાં, અન્ય કુમતો ન સ્વીકારનારા કોઈને શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે.

(૧૦) ધર્મ (સ્વભાવ): જિનોએ કહી બતાવેલા પદાર્થો[૩], શાસ્ત્રો અને ચારિત્રોના ધર્મો ઠીક લાગવાથી કોઈને શ્રદ્ધા અથવા રુચિ ઉત્પન્ન થાય છે. [૧૬-૨૭]

૧. બાર અંગોમાંનું ઘણા કાળ પૂર્વે લુપ્ત થઈ ગયેલું મનાતું ૧૨મું અંગ. જુઓ 'સંયમધર્મ' પા. ૬૧.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮, પા. ૧૭૪.

૩ મૂળ, 'અસ્તિકાય'. જુઓ ટિપ્પણ નં. ૯, પા. ૧૭૪.

જીવાદિ તત્ત્વોનો અભ્યાસ, તત્ત્વજ્ઞ પુરુષોનું સેવન; તથા માર્ગભ્રષ્ટ કે કુમાર્ગીઓનો ત્યાગ — એ સમ્યક્ત્વ કે સમ્યગ્ દર્શનનાં લક્ષણ છે. [૨૮]

સાચી શ્રદ્ધા વિના ચારિત્ર સંભવી શકતું નથી; અને શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે ચારિત્ર આવે જ. જ્યાં સમ્યક્ શ્રદ્ધા અને ચારિત્ર એકસાથે ઉત્પન્ન થયેલાં દેખાય છે, ત્યાં પણ પ્રથમ શ્રદ્ધા જ ઉત્પન્ન થઈ હોય છે. જેને શ્રદ્ધા નથી, તેને જ્ઞાન નથી; અને જ્ઞાન વિના ચારિત્રગુણ ક્યાંથી હોય? ગુણરહિતને મોક્ષ નથી;' અને અમુક્તને નિર્વાણ કે શાંતિ નથી. [૨૯-૩૦]

(પોતાના સિદ્ધાંતોમાં) શંકારહિતપણું; (અન્ય સિદ્ધાંતોમાં) કાંક્ષારહિતપણું; (પોતાની સાધનાના ફળમાં સંદેહરૂપી) વિચિકિત્સારહિતપણું; (બીજા તીર્થિકોની ઋદ્ધિ દેખીને પણ પોતાના મતમાં સ્થિરતારૂપી) અમૂઢદૃષ્ટિપણું; ગુણવાનની પ્રશંસા કરવી; (શિથિલ થતા સ્વધર્મીઓને) સ્થિર કરવા; (સ્વધર્મીઓને અન્નપાનાદિ આપી) વાત્સલ્ય કે ભક્તિ દાખવવાં; અને સ્વતીર્થની ઉન્નતિ કરવી — આ આઠ સાચી શ્રદ્ધાવાળાના આચાર છે. [૩૧]

૩. સર્વ કર્મોનો નાશ કરનારું એવું ચારિત્ર પાંચ પ્રકારનું છે[૧]:

---

૧. આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવાનો પ્રયત્ન કરવો તે ચારિત્ર. સમભાવમાં રહેવા માટે બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો તે સામાયિક ચારિત્ર. પછીના ચારે ભેદો પણ સામાયિક-રૂપ જ છે; પરંતુ કેટલીક આચાર અને ગુણની વિશેષતાને લીધે તેમને જુદા પાડ્યા છે.

(૧) 'ઇત્વરિક એટલે થોડા વખત માટે કે યાવત્કથિક એટલે આખી જિંદગી માટે જે પહેલવહેલી મુનિદીક્ષા લેવામાં આવે છે, તે'[1] — સામાયિક.

(૨) 'પ્રથમ દીક્ષા લીધા બાદ વિશિષ્ટ શ્રુતનો અભ્યાસ કરી, વિશેષ શુદ્ધિ ખાતર જે જીવનપર્યંતની ફરી દીક્ષા લેવામાં આવે છે તે, તેમજ પ્રથમ લીધેલ દીક્ષામાં દોષાપત્તિ આવવાથી તેનો છેદ કરી, ફરી નવેસર દીક્ષાનું જે આરોપણ કરવામાં આવે છે, તે'[2] — છેદોપસ્થાપન ચારિત્ર.

(૩) 'અમુક ખાસ તપ કરવા માટે ગચ્છનો પરિહાર — ત્યાગ — કરી, વિશુદ્ધિ પ્રાપ્ત કરવા રૂપ'[3] — પરિહાર-વિશુદ્ધિ ચારિત્ર.

(૪) 'જેમાં ક્રોધ આદિ કષાયો તો ઉદયમાન ન હોય; ફક્ત લોભનો અંશ અતિ સૂક્ષ્મપણે હોય, તે' — સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર.

---

૧. આ તથા પછીની ચાર – એમ પાંચેય વ્યાખ્યાઓમાં અવતરણોમાં મૂકેલો ભાગ અન્ય ગ્રંથમાંથી છે.

૨. પહેલું નિરતિચાર અને બીજું સાતિચાર છેદોપસ્થાપન કહેવાય છે.

૩. ટીકામાં જણાવ્યા પ્રમાણે, નવની સંખ્યામાં મુનિઓ ગચ્છની બહાર નીકળી આ તપ અંગીકાર કરે. નવમાંથી એક ગુરુસ્થાને રહે; ચાર (ઉપવાસાદિ) તપ કરે; અને બાકીના ચાર સેવાચાકરી કરે. છ મહિના બાદ સેવાચાકરી કરનારા તપ કરે, તપ કરનારા ચાકરી અને આંબેલ (પા. ૨૫૬, નોંધ ૩) કરે. એ પ્રમાણે પણ છ માસ ગયા બાદ તે આઠમાંથી એક ગુરુ થાય અને જે ગુરુ થયો હતો તે તપ કરે; બાકીના સાત ચાકરી કરે. આમ દોઢ વર્ષ પૂરું કરે.

*.(૫) 'જેમાં કોઈ પણ કષાય ઉદયમાન નથી જ હોતો, તે'—યથાખ્યાત ચારિત્ર. તેનો અધિકારી છદ્મસ્થ[1] પણ હોઈ શકે, તેમ જિન[1] પણ હોઈ શકે. [૩૨-૩]

૪. તપના બે પ્રકાર છે : બાહ્ય અને આંતર. તે બંનેના છ છ ભેદ છે.[2] [૩૪]

જ્ઞાનથી મનુષ્યો તત્ત્વોને જાણે છે; દર્શનથી તેમાં શ્રદ્ધા કે રુચિ કરે છે; ચારિત્રથી જાતનો નિગ્રહ કરે છે; અને તપથી વિશુદ્ધ થાય છે. [૩૫]

સર્વ દુઃખોનો નાશ કરવાને ઇચ્છતા મહર્ષિઓ સંયમ અને તપથી પૂર્વકર્મોનો ક્ષય કરી, મોક્ષગતિને પામે છે, એમ હું કહું છું. [૩૬]

## ટિપ્પણો

ટિપ્પણ નં. ૧. મૂળમાં જ્ઞાનના પાંચ પ્રકાર દર્શાવ્યા છે : (૧) આભિનિબોધિક (મતિ), એટલે કે ઇંદ્રિય-મનદ્વારા થતું મુખ્યત્વે વર્તમાન કાલિક વિષયોનું જ્ઞાન. (૨) શ્રુતજ્ઞાન એટલે કે શબ્દ-અર્થનો સંબંધ જેમાં ભાસિત થાય છે તેવું, મતિ-જ્ઞાન બાદ થતું જ્ઞાન. અવધિજ્ઞાન એટલે મન કે ઇંદ્રિયોની સહાયતા વિના આત્માની યોગ્યતાના બળથી થતું મૂર્ત દ્રવ્યોનું જ્ઞાન. મનઃપર્યાયજ્ઞાન એટલે સંજ્ઞાયુક્ત પ્રાણીઓના મનની અવસ્થાઓનું જ્ઞાન. કેવળજ્ઞાન એટલે સર્વ વસ્તુઓ અને ભાવોનું સંપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન. જુઓ આ માળાનું 'આચારધર્મ' પા. ૧૮૪ઇ૦.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬, પા. ૧૭૨.

૨. મૂળમાં તે ભેદો વર્ણવ્યા નથી. કારણ, ૩૦મા અધ્યયનમાં (પા. ૧૯૯) તેમનું સવિસ્તર વર્ણન છે.

દ્રવ્યને તે પોતામાં સર્વત્ર ગતિ અને સ્થિતિ કરતાં રોકી શકે નહીં. અને એમ થવાથી અનંતપરિમાણ વિસ્તૃત આકાશમાં તે એવા પૃથક્ થઈ જાય કે, એમનું ફરીથી મળવું અને નિયત સૃષ્ટિરૂપે નજરે પડવું અસંભવિત નહીં તો કઠિન તો જરૂર થઈ જાય. આ કારણથી ગતિશીલ દ્રવ્યોની ગતિમર્યાદાને નિયંત્રિત કરતા તત્ત્વનો જૈન દર્શન સ્વીકાર કરે છે; અને તેથી જ અનંત આકાશને લોકનું ક્ષેત્ર ન માનતાં, જે મર્યાદિત ભાગમાં ધર્મ અને અધર્મ તત્ત્વ વ્યાપેલાં છે, તેટલા ભાગને જ લોક અથવા લોકાકાશ કહે છે. તેની બહારના ખાલી આકાશને અલોક તથા અલોકાકાશ કહે છે.

અહીં એક વસ્તુની નોંધ લેવી આવશ્યક છે. ભગવતીસૂત્ર શ. ૨૦, ઉ. ૨ માં મહાવીર ભગવાન ગૌતમને ધર્મતત્ત્વના પર્યાયશબ્દો કહેતાં, "ધર્મ, ધર્માસ્તિકાય, અહિંસા, સત્ય . . . અપરિગ્રહ, અક્રોધ . . . મિથ્યાદર્શનશલ્યવિવેક, ઈર્યાસમિતિ . . . મનોગુપ્તિ . . . તથા તેવા પ્રકારનાં બીજા જે કોઈ છે, તે બધા ધર્માસ્તિકાયના પર્યાયશબ્દો છે' એમ કહે છે. અહીં ધર્મતત્ત્વનો અર્થ અહિંસા વગેરે જેવો કર્યો છે. જો કે, ઉપર જણાવેલી જડ દ્રવ્ય તરીકેની તેની વ્યાખ્યા પણ સર્વત્ર મળી આવે છે.

**ટિપ્પણ નં. ૪.** કાળ કોઈ પદાર્થનું નિર્વર્તક કે પરિણામી કારણ નથી; પરંતુ પોતાની મેળે પેદા થતા પદાર્થોનું અપેક્ષાકારણ છે. વર્તના, પરિણામ, ક્રિયા, અને પરત્વાપરત્વ (જ્યેષ્ઠત્વ-કનિષ્ઠત્વ) એ બધા કાળના 'ઉપકાર' છે; અથવા પદાર્થમાત્રમાં જણાઈ આવતી વર્તના વગેરે ક્રિયાઓ કાળની હયાતીની નિશાની છે. આમ દ્રવ્ય તરીકે તેની સાબિતીમાં ધર્મ, અધર્મ જેવી દલીલ આપવામાં આવે છે. વધુ માટે જુઓ અધ્યયન ૩૬, ટિપ્પણ નં. ૬, પા. ૨૬૭.

**ટિપ્પણ નં. ૫.** પુદ્ગલના બે પ્રકાર છે : પરમાણુરૂપ અને સ્કંધરૂપ. પરમાણુ-અંત્ય દ્રવ્ય છે, એટલે કે તેનો કોઈ વિભાગ નથી

અને થઈ શકતો પણ નથી; તેનું બીજું કોઈ દ્રવ્ય કારણ ન હોવાથી તે અંતિમ કારણ છે. તે નિત્ય છે, સૂક્ષ્મ છે, તથા તેનું જ્ઞાન ઇંદ્રિયોથી થઈ શકતું નથી. એનું જ્ઞાન આગમ અથવા અનુમાનથી સાધ્ય છે. પ્રત્યેક પરમાણુમાં પાંચ રસમાંનો કોઈ એક રસ, બે ગંધમાંનો કોઈ એક ગંધ, પાંચ વર્ણમાંનો કોઈ એક વર્ણ અને પરસ્પર અવિરુદ્ધ એવા બે સ્પર્શ હોય છે: અર્થાત્ ચીકાશદાર અને ઊનો; ચીકાશદાર અને ઠંડો; લૂખો અને ઠંડો તથા લૂખો અને ઊનો.

પરમાણુના જથાવાળા ભાગને સ્કંધ કહે છે. વૈશેષિકો માને છે કે, પૃથ્વી, પાણી, તેજ અને વાયુ એ ચારેના પરમાણુઓ જુદા જુદા છે; અર્થાત્ એ ચારેના પરમાણુમાં જુદા જુદા ગુણ રહેલા છે. પરંતુ જૈન સિદ્ધાંત પ્રમાણે બધા પરમાણુ એકસરખા છે; અને દરેક પરમાણુમાં એકસરખા ગુણો છે. પરમાણુઓમાં જે કાંઈ જુદાઈ છે, તે તેમના જુદા પ્રકારને લીધે નથી, પરંતુ એમાં થતા ફેરફારને લીધે છે.

વૈશેષિકો શબ્દને આકાશનો ગુણ કહે છે. પરંતુ જૈનો તેને પુદ્ગલનો જ ગુણ માને છે. દલીલ એ કરવામાં આવે છે કે: શબ્દ તો રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળો છે, ત્યારે આકાશ રૂપ-રસાદિ વિનાનું છે; માટે એ બે વચ્ચે ગુણગુણીભાવ ન સંભવે.

અંધકારનું પુદ્ગલપણું એ રીતે સાબિત કરવામાં આવે છે કે, ભીંત પુદ્ગલરૂપ છે, માટે આંખની જોવાની શક્તિને આડે આવી શકે છે; તેમ અંધકાર પણ આંખની જોવાની શક્તિને આડે આવતો હોવાથી પુદ્ગલરૂપ છે.

જેમ ઠંડો વાયુ પુદ્ગલરૂપ છે માટે આપણને ઠંડક આપી ખુશી કરે છે, તેમ છાંયો પણ આપણને ઠંડક આપી ખુશી કરતો હોવાથી પુદ્ગલરૂપ છે. છાંયો અને અંધારાની જેમ ચીજમાત્રનો પડછાયો કે પ્રતિબિંબ પણ પુદ્ગલરૂપ છે; કારણકે, એ પડછાયો કે પ્રતિબિંબ ઘડા વગેરેની પેઠે આકારવાળાં છે.

આતપ એટલે તડકો અને ચંદ્ર–સૂર્ય વગેરેનો પ્રકાશ ઠંડા પાણીની પેઠે આનંદ આપતા હોવાથી કે અગ્નિની પેઠે ઊના હોવાથી

પુદ્‌ગલરૂપ છે. પદ્મરાગ વગેરે મણિનો પ્રકાશ નહિ ઊનો કે નહિ ઠંડો એવો છે.

**ટિપ્પણ નં. ૬.** છદ્મસ્થ અને જિન એ બે શબ્દોનો અર્થ સમજવા માટે આધ્યાત્મિક વિકાસક્રમની જૈન દર્શને જે ૧૪ કોટિઓ–ગુણસ્થાન–ગણાવેલ છે, તે સમજવી જોઈએ; કારણકે, તે ક્રમમાં ૧૧ અને ૧૨ ગુણસ્થાને પહોંચેલાને છદ્મસ્થ કહે છે અને ૧૩ તથા ૧૪ ગુણસ્થાને પહોંચેલાને જિન કહે છે.

ગુણ એટલે આત્માની સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ શક્તિઓ; અને સ્થાન એટલે તે શક્તિઓની શુદ્ધતાની તરતમભાવવાળી અવસ્થાઓ. આત્માના સહજ ગુણો ઉપરથી આવરણો ઓછાં થતા જાય છે કે નાશ પામતાં જાય છે, તેમ તેમ તે સહજ ગુણો પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ થતા જાય છે. ગુણસ્થાનની કલ્પના મુખ્યત્વે મોહનીય[1] કર્મની વિરલતા અને ક્ષયને આધારે કરવામાં આવી છે. મોહનીય કર્મની બે શક્તિ છે: દર્શનમોહનીય, જેથી આત્મામાં તાત્ત્વિક–રુચિ કે સત્યદર્શન થવા પામતું નથી; અને ચારિત્ર-મોહનીય, જેથી આત્મા તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન પ્રાપ્ત કર્યાં છતાં તદનુસાર પ્રવૃત્તિ કરી સ્વરૂપલાભ કરી શકતો નથી.

૧. જે અવસ્થામાં દર્શનમોહનીયની[1] પ્રબળતાને લીધે આત્મામાં તત્ત્વરુચિ જ પ્રગટી શકતી નથી, તથા જેથી તેની દૃષ્ટિ મિથ્યા (સત્ય વિરુદ્ધ) હોય છે, તે અવસ્થા તે 'મિથ્યાદૃષ્ટિ.'

૨. અગિયારમે ગુણસ્થાને પહોંચ્યા છતાં પતિત થઈ પ્રથમ ગુણસ્થાન ઉપર આવતાં વચ્ચે બહુ થોડો વખત જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તે 'સાસ્વાદન.' તેમાં પતનોન્મુખ આત્માને તત્ત્વરુચિનો સ્વલ્પ પણ આસ્વાદ હોય છે.

૩. સત્ય-અસત્ય વચ્ચે દોલાયમાન સ્થિતિ તે 'સમ્યક્‌મિથ્યાદૃષ્ટિ'.

૪. જેમાં આત્મા અસંદિગ્ધપણે સત્યદર્શન–તત્ત્વરુચિ કરી શકે છે, તે 'અવિરતસમ્યક્‌દૃષ્ટિ.' તેને અવિરત કહેવાનું કારણ એ

---

૧. જુઓ પા. ૪૬, ટિ૦ નં. ૨.

છે કે, તેમા દર્શનમોહનીયનું બળ ગયા છતાં, ચારિત્રમોહનીયની સત્તા સવિશેષ હોવાથી વિરતિ ( ત્યાગવૃત્તિ ) ઉદય નથી પામતી.

૫. જે અવસ્થામાં રુચિ ઉપરાંત અલ્પાંશે પણ વિરતિ ( ત્યાગવૃત્તિ ) ઉત્પન્ન થાય છે, તે 'દેશવિરતિ.'

૬. જેમાં ત્યાગવૃત્તિ પૂર્ણ ઉદય પામવા છતાં વચ્ચે વચ્ચે પ્રમાદ – સ્ખલન સંભવે છે, તે 'પ્રમત્તસંયત'

૭ જેમા પ્રમાદનો સહેજે સંભવ નથી, તે 'અપ્રમત્તસંયત.'

૮. જેમાં પૂર્વે કદી નહિ અનુભવેલો આત્મશુદ્ધિનો અનુભવ થાય છે અને અપૂર્વ વીર્યોલ્લાસ – આત્મિક સામર્થ્ય – પ્રગટે છે, તે 'અપૂર્વકરણ'.

૯. જેમાં ચારિત્રમોહનીય કર્મના શેષ રહેલા અંશોને શમાવવાનું કે ક્ષીણ કરવાનું કામ ચાલતુ હોય છે, તે 'અનિવૃત્તિબાદર.'

૧૦. જેમાં મોહનીયનો અંશ લોભરૂપે જ ઉદયમાન હોય છે, પણ બહુ સૂક્ષ્મ પ્રમાણમાં, તે 'સૂક્ષ્મસંપરાય.'

૧૧. જેમાં સૂક્ષ્મ લોભ સુધ્ધાં શમી જાય છે, તે 'ઉપશાંતમોહનીય.' આ ગુણસ્થાનમા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સંભવે ખરો, પણ ચારિત્રમોહનીયનો તેવો ક્ષય નથી હોતો; માત્ર તેની સર્વાંશે ઉપશાંતિ હોય છે. આને લીધે જ મોહનો ફરી ઉદ્રેક થતા આ ગુણસ્થાનથી અવશ્ય પતન થાય છે અને પ્રથમ ગુણસ્થાન સુધી પાછા જવું પડે છે.

૧૨. જેમાં દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય થઈ જાય છે, તે 'ક્ષીણમોહનીય.' અહીં થી પતન સંભવી શકતું નથી.

૧૩. જેમાં મોહના આત્યંતિક અભાવને લીધે વીતરાગદશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે, તે 'સયોગગુણસ્થાન.' આ સ્થાનમાં શારીરિક–માનસિક–વાચિક વ્યાપારો હોય છે. તેને જીવન્મુક્તિ કહી શકાય.

૧૪. જેમા શારીરિક–માનસિક–વાચિક પ્રવૃત્તિનો પણ અભાવ થઈ જાય છે, તે 'અયોગગુણસ્થાન.' શરીરપાત થતાં જ

તેની સમાપ્તિ થાય છે અને પછી વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે.

ટિપ્પણ નં. ૭. તીર્થંકરો દ્વારા પ્રકાશિત જ્ઞાનને તેમના પરમ બુદ્ધિમાન સાક્ષાત્ શિષ્ય ગણધરોએ ગ્રહણ કરી, એ જ્ઞાનને બાર અંગગ્રંથોરૂપે સૂત્રબદ્ધ કર્યું. તે અંગપ્રવિષ્ટ કહેવાય છે. અને સમયના દોષથી બુદ્ધિબળ તેમ જ આયુષ ઘટતાં જોઈ, સર્વસાધારણના હિતને માટે એ દ્વાદશાંગીમાંથી ભિન્ન ભિન્ન વિષયો ઉપર ગણધરો પછીના શુદ્ધબુદ્ધિ આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યાં, તે અંગબાહ્ય. અર્થાત્ ગણધરરચિત ગ્રંથ તે અંગપ્રવિષ્ટ અને અન્ય આચાર્યોએ રચેલા તે અંગબાહ્ય.

ટિપ્પણ નં. ૮. તત્ત્વાર્થસૂત્ર ૧–૬માં જણાવ્યા પ્રમાણે પ્રમાણો અને નયોથી જ્ઞાન થાય છે. એ બેમાં તફાવત એ છે કે, નય વસ્તુના એક અંશનો બોધ કરે છે; અને પ્રમાણ અનેક અંશોનો વસ્તુમાં અનેક ધર્મ હોય છે; એમાંથી કોઈ એક ધર્મ દ્વારા વસ્તુનો નિશ્ચય કરવામાં આવે, ત્યારે તે નય કહેવાય છે; અને અનેક ધર્મ દ્વારા વસ્તુનો અનેકરૂપથી નિશ્ચય કરવામાં આવે, ત્યારે તે પ્રમાણ કહેવાય. નય વસ્તુને એક દૃષ્ટિએ ગ્રહણ કરે છે; અને પ્રમાણ અનેક દૃષ્ટિઓથી ગ્રહણ કરે છે. વધુ માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર (વિદ્યાપીઠ) પા. ૨૫ ઇ૦ તથા પા ૬૯ ઇ૦.

ટિપ્પણ નં. ૯. ધર્મ, અધર્મ, આકાશ, જીવ અને પુદ્ગલ એ પાંચ દ્રવ્યો 'અસ્તિકાય' કહેવાય છે. જેનો બીજો ભાગ ન થઈ શકે એવા અંશને — ખંડને 'અસ્તિ' અથવા 'પ્રદેશ' કહે છે; અને એના સમુદાયને 'કાય' કહે છે. અર્થાત્, અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ. એ દ્રવ્યો એવા એક અખંડ સ્કંધરૂપ છે, કે જેના અવિભાજ્ય સૂક્ષ્મ અંશ બુદ્ધિથી કલ્પિત કરી શકાય છે. પુદ્ગલ દ્રવ્યના પ્રદેશ પોતાના સ્કંધથી જુદા થઈ શકે છે; જ્યારે બીજાં ચાર દ્રવ્યોના પ્રદેશ તેમ થઈ શકતા નથી. કારણકે, તે ચારે અમૂર્ત છે. અમૂર્તના ખંડ ન થઈ શકે. કાલદ્રવ્ય પ્રદેશસમૂહરૂપ નથી. તેથી તેને અસ્તિકાય કહેવામાં નથી આવતું.

૨૯

## પરાક્રમ

શ્રી સુધર્મસ્વામી કહે છે : હે આયુષ્યમન્ (જંબુસ્વામી)! સમ્યક્ત્વ ( સમ્યક્ શ્રદ્ધા — દર્શન — ) પ્રાપ્ત થયા પછી, ઉત્તરોત્તર કયા કયા ગુણોને પ્રાપ્ત કરીને જીવે કર્મશત્રુને જીતવામાં પરાક્રમ દાખવવું જોઈએ, તેનું જે વર્ણન ભગવાન મહાવીરે કરેલું છે, તે હું તને કહી બતાવું છું. તે વર્ણન સમજીને તથા ગુરુના બતાવ્યા પ્રમાણે શ્રદ્ધાપૂર્વક તેને અનુસરીને કેટલાય જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ, તથા પરિનિર્વાણ પામી, સર્વ દુઃખોનો અંત કરી શક્યા છે.

પ્રથમ ગુણ તે 'સંવેગ' અથવા મોક્ષાભિલાષા. સંવેગથી જીવમાં તીવ્ર ધર્મશ્રદ્ધા જન્મે છે; તીવ્ર ધર્મશ્રદ્ધાથી તેની મોક્ષાભિલાષા વળી વૃદ્ધિંગત થાય છે. તેથી તે જીવ અનંત કાળ સંસારમાં રખડાવનાર[1] ક્રોધ, માન, માયા

---

૧. મૂળ : 'અનંતાનુબંધી.' વિશેષ માટે જુઓ પ્રકરણને અંતે ટિ૦ નં. ૧, પા. ૧૯૪.

અને લોભનો નાશ કરે છે; તથા નવાં કર્મ બાંધતો નથી. ક્રોધાદિના નાશથી તત્ત્વાર્થમાં તેની અશ્રદ્ધા દૂર થાય છે; અને વિશુદ્ધ શ્રદ્ધા જન્મે છે. વિશુદ્ધ શ્રદ્ધાથી[1] કેટલાક જીવો તે ભવે જ સિદ્ધિ પામે છે; અથવા ત્રીજે ભવે તો અવશ્ય પામે છે જ.

બીજો ગુણ તે 'નિર્વેદ' અથવા સંસારથી વિરક્તતા. તેનાથી જીવ દેવ, મનુષ્ય અને પશુપંખી (તિર્યંચ) સંબંધી કામભોગોમાં વિરક્ત થાય છે; વિરક્ત થયા બાદ, તે ભોગસાધનોની પ્રાપ્તિ માટે આરંભ તેમજ પરિગ્રહ કરવો તજી દે છે; અને એ રીતે સંસારમાર્ગનો[2] વિચ્છેદ કરી, સિદ્ધિમાર્ગને[3] પામે છે.

ત્રીજો ગુણ તે 'ધર્મશ્રદ્ધા.' તેનાથી જીવ પોતાને ગમતાં વિષયસુખોમાં વિરક્ત થાય છે અને ગૃહસ્થધર્મ તજી સાધુપણું સ્વીકારે છે. એ રીતે છેદન – ભેદન, સંયોગ – વિયોગ વગેરે શારીરિક અને માનસિક દુઃખોનો અંત લાવી, તે અવ્યાબાધ મોક્ષસુખ પ્રાપ્ત કરે છે.

ચોથો ગુણ તે ગુરુ તથા સાધર્મિકોની[4] 'સેવાશુશ્રૂષા.' તેનાથી મનુષ્યને વિનય પ્રાપ્ત થાય છે. વિનયવાળો જીવ

---

૧. મૂળમાં, 'દર્શનવિશુદ્ધિ' શબ્દ છે. પરિભાષામાં તેને ક્ષાયિક સમ્યક્ત્વ કહે છે. દર્શનમોહનીય કર્મોના સંપૂર્ણ ક્ષયથી પ્રગટ થયેલું સમ્યક્ત્વ તે ક્ષાયિક કહેવાય.

૨. 'મિથ્યાત્વ, અવિરતિ વગેરે રૂપી.' — ટીકા.

૩. 'શુદ્ધ ક્ષાયિક સમ્યક્ત્વરૂપી.' — ટીકા.

૪. સાધર્મિક એટલે સમાન ધર્મનો માણસ.

ગુરુની નિંદા, અવહેલા વગેરે વિરાધના[1] તજી, (ભવિષ્યમાં પોતાની) નરકયોનિનો, પશુયોનિનો તથા દેવ-મનુષ્ય યોનિમાં હલકી ગતિનો નિરોધ કરે છે; તેમજ ગુરુની પ્રશંસા, સ્તુતિ, ભક્તિ અને બહુમાનથી દેવ-મનુષ્યયોનિમાં (પોતાને માટે) સુગતિ નિર્માણ કરે છે; સિદ્ધિ-મોક્ષ-રૂપી સદ્ગતિને[2] વિશુદ્ધ કરે છે; પ્રશંસાપાત્ર તેમજ વિનયમૂલક સર્વ ધર્મકાર્યો સાધે છે; તેમજ બીજા પણ ઘણા જીવોને વિનય ગ્રહણ કરાવે છે.

પાંચમો ગુણ તે 'આલોચના' અથવા (ગુરુ આગળ) પોતાના દોષ કબૂલ કરી દેવા તે. તેનાથી જીવ મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનારાં તથા અનંત સંસાર વધારનારાં ત્રણ શલ્યો પોતામાંથી ખેંચી કાઢે છે, અને સરળતા પ્રાપ્ત કરી શકે છે. સરળતા પ્રાપ્ત કરનારો અમાયી જીવ સ્ત્રીભાવ, અને નપુંસકભાવની[3] વિકૃતિ પ્રાપ્ત કરાવનારાં કર્મ નથી બાંધતો; અને પૂર્વે બાંધ્યાં હોય તો ખંખેરી નાખે છે. ત્રણ શલ્યો તે આ: ૧. માયા — દંભ, ડોળ કે ઠગવાની વૃત્તિ. ૨.

---

૧. આરાધનાથી ઊલટી તે વિરાધના.

૨. એટલે કે, તે ગતિનાં જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ કારણોને.

૩. મૂળમાં 'સ્ત્રીવેદ' અને 'નપુંસકવેદ' એવા શબ્દો છે. પુરુષ સાથે વિષયાભિલાષા એ સ્ત્રીવેદ; અને સ્ત્રીપુરુષ ઉભયનો વિષયાભિલાષ તે નપુંસકવેદ. માયાવીપણું, ઠગવાની ટેવ, પરદોષદર્શન વગેરે સ્ત્રીવેદ બંધાવાનાં કારણો ગણાવાય છે. સરળ માણસ સ્ત્રીશરીર કે નપુંસકશરીર ન પામે — અર્થાત્ પુરુષશરીર જ પામે. દિગંબર પરંપરા સ્ત્રીશરીરે મોક્ષ નથી માનતી. એવો જ નિંદાનો ભાવ અહીં પણ છે.

નિદાન — ભોગોની લાલસા. ૩. મિથ્યાદર્શન — સત્ય ઉપર શ્રદ્ધા ન ચોટવી અથવા અસત્યનો આગ્રહ.

છઠ્ઠો ગુણ તે 'નિન્દના' અર્થાત્ પોતાની આગળ પોતાના દોષો કબૂલી જવા તે. તેનાથી જીવ પશ્ચાત્તાપ પ્રાપ્ત કરે છે; પશ્ચાત્તાપથી વૈરાગ્ય પ્રાપ્ત કરે છે; અને વૈરાગ્યથી અંતઃકરણશુદ્ધિ[1] પ્રાપ્ત કરી, ઉત્તરોત્તર આગળ વધી, મોહનીય કર્મોનો[2] ક્ષય કરે છે.

સાતમો ગુણ તે 'ગર્હણા' અર્થાત્ બીજાની આગળ પોતાના દોષ પ્રગટ કરવા તે. તેનાથી જીવ (પોતા પ્રત્યે) અનાદર પ્રાપ્ત કરે છે; અનુચિત પ્રવૃત્તિઓ[3] કરતો અટકે છે; અને ઉચિત પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થાય છે. એવો ભિક્ષુ આત્માના જ્ઞાનાદિ ગુણોનો નાશ કરનારાં ઘાતી કર્મોનો[4] નાશ કરી શકે છે.

---

૧. મૂળ, 'કરણગુણશ્રેણી.' તેનો પારિભાષિક શબ્દ 'અપૂર્વકરણ' છે. જુઓ પા. ૧૯૦-૮.

૨. જુઓ પા. ૪૬, ટિ૦ ૨.

૩. મૂળ : 'યોગ'.

૪. મૂળમાં 'અનંતઘાતિપર્યવ' છે. 'અનંત વિષય છે જેમનો તે જ્ઞાન (વિશેષ બોધ) અને દર્શન (સામાન્ય બોધ). તેમનો ઘાત કરનાર જ્ઞાનાવરણીય વગેરે કર્મો.' — ટીકા. કર્મોના આઠ પ્રકાર છે : જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, વેદનીય, આયુષ, નામ અને ગોત્ર (જુઓ અધ્ય૦ ૩૩ પા. ૨૨૬ ઇ૦. શરૂઆતમાં). તેમાંનાં પહેલાં ચાર ઘાતી કર્મ કહેવાય છે. કારણ કે તે આત્માના જ્ઞાનાદિ ગુણોનો સીધો ઘાત કરે છે. બાકીનાં અઘાતિક છે.

તેનાથી જીવ અતીત અને વર્તમાન દોષો ધોઈ નાખી શકે છે; અને પછી ભાર દૂર થવાથી સુખે વિચરતા મજૂરની પેઠે સ્વસ્થ હૃદયે પ્રશસ્ત ધ્યાનયુક્ત થઈ શકે છે.

૧૩મો ગુણ તે 'પ્રત્યાખ્યાન' અર્થાત્ (કશું) ત્યાગવાનો નિયમ. તેનાથી જીવ કર્મબંધનનાં દ્વારો (પાપપ્રવૃત્તિઓ) બંધ કરી શકે છે, તથા ઇચ્છાનિરોધ પ્રાપ્ત કરી શકે છે. તેમ કરનારો જીવ સર્વ પદાર્થોમાંથી તૃષ્ણા નિવૃત્ત કરી, બાહ્યાંતર સંતાપરહિત થઈ વિચરે છે.

૧૪મો ગુણ તે 'સ્તવસ્તુતિમંગળ.'[૧] સ્તવન અને સ્તુતિથી જીવ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી સદ્ધર્મ[૨] પ્રાપ્ત કરે છે; તથા પછી એવી આરાધના કરી શકે છે કે, જેથી તે સંસારનો અંત લાવી મુક્ત થાય છે કે ઉચ્ચ દેવગતિ[૩] પ્રાપ્ત કરે છે.

૧૫મો ગુણ તે 'કાલપ્રતિક્ષેખના' અર્થાત્ કાલનું નિરીક્ષણ: યોગ્ય વખતે યોગ્ય કામ કરવા કાલની બાબતમાં સાવધાની. તેનાથી જીવ જ્ઞાનને આવરણ કરનાર કર્મનો નાશ કરી શકે છે.

૧૬મો ગુણ તે 'પ્રાયશ્ચિત્તકરણ'. તેનાથી જીવ પાપકર્મ ધોઈ નાખી, દોષરહિત થઈ શકે છે. યોગ્ય રીતે

---

૧. 'શક્રસ્તવ' વગેરેનો પાઠ તે સ્તવમંગળ; અને 'નમોત્થુણં' વગેરે સ્તુતિનું ઓછામાં ઓછું આઠ વાર, અને વધારેમાં વધારે ૧૦૮ વાર રટન કરવું તે સ્તુતિમંગળ.

૨. મૂળ, 'બોધિ'. 'જૈનધર્મ' — ટીકા.

૩. મૂળ, 'કલ્પવિમાનોત્પત્તિકા'. કલ્પ અને વિમાન વગેરે માટે જુઓ અધ્ય. ૩૬, શ્લો ૨૦૯-૧૭, પા. ૨૬૨.

પ્રાયશ્ચિત્ત કરનારો જીવ માર્ગ અને માર્ગનું ફળ[1] તથા આચાર અને આચારનું ફળ પ્રાપ્ત કરી શકે છે.

૧૭ મો ગુણ તે 'ક્ષમાપના' અથવા અપરાધની ક્ષમા માગવી તે. તેનાથી જીવ ચિત્તની પ્રસન્નતા અને સર્વ ભૂત-પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ પ્રાપ્ત કરે છે. પછી તે રાગદ્વેષ-રહિત થઇ[2], નિર્ભય બની શકે છે.

૧૮ મો ગુણ તે 'સ્વાધ્યાય.' તેનાથી જ્ઞાનને આવરણ કરનારાં કર્મ નાશ પામે છે. તેના પાંચ પ્રકાર આ પ્રમાણે છે :

વાચના (ગુરુ પાસેથી સૂત્રપાઠ લેવો તે); પ્રતિપૃચ્છના (ગુરુને શંકા પૂછવી તે); પરિવર્તના (સૂત્રપાઠનું વારંવાર પરાવર્તન); અનુપ્રેક્ષા (સૂત્રનું ચિંતન-મનન); અને ધર્મકથા.

૧૯. વાચનાથી જીવ બંધાયેલાં કર્મ ખંખેરી નાખવારૂપી નિર્જરા પ્રાપ્ત કરી શકે છે; તથા શાસ્ત્રનો નિરાદર ન કરી, તીર્થંકરના ધર્મને અવલંબી તથા કર્મોનો સંપૂર્ણ ક્ષય કરી, મહાપર્યવસાન અર્થાત્ મુક્તિ પ્રાપ્ત કરે છે.

૨૦. પ્રતિપૃચ્છનાથી જીવ સૂત્ર અને અર્થના સંશય દૂર કરી શકે છે તથા સંદેહ અને મોહ પેદા કરનાર કર્મનો નાશ કરી શકે છે.

૨૧. પરાવર્તનથી તે ભૂલી ગયેલું યાદ લાવી શકે છે, તથા નવું યાદ કરી શકે છે.[3]

---

૧. સમ્યક્ત્વ – દર્શન એ માર્ગ, અને તેનું ફળ એટલે જ્ઞાન. – ટીકા.

૨. મૂળ, 'ભાવનાવિશુદ્ધિ પ્રાપ્ત કરી.'

૩. મૂળ, 'વ્યંજનલબ્ધિ પ્રાપ્ત કરે છે.'

૨૨. અનુપ્રેક્ષાથી જીવ આયુષકર્મ સિવાયનાં[1] બાકીનાં (સાત પ્રકારનાં) કર્મોનું ઘન બંધન શિથિલ કરી નાખે છે; તેમના તીવ્ર પ્રભાવને મંદ કરી નાખે છે; તથા તેમના પરિમાણને પણ અલ્પ કરી નાખે છે.[2] વળી તે (નવું) આયુષકર્મ પણ બાંધે કે ન બાંધે: બાંધે તો અશુભ ન જ બાંધે; તે ભવે મુક્ત થવાનો હોય તો ન જ બાંધે; શરીર વગેરેને દુઃખહેતુ થઈ પડનાર 'અસાતાવેદનીય' કર્મ ફરી બાંધે જ નહિ; તથા આ અનાદિ, અનંત, લાંબે કાળે ઓળંગી શકાય એવા તથા ચાર ગતિઓ[3]વાળા સંસારરૂપી અરણ્યને શીઘ્ર પાર કરી જાય.

૨૩. ધર્મકથાથી જીવ ભગવાનના સિદ્ધાંતોને પ્રકાશિત[4] કરે છે; અને તેમ કરી, શુભ કર્મ ઉપાર્જન કરે છે.

૨૪મો ગુણ તે 'શ્રુતારાધના' અથવા સિદ્ધાંતનું સેવન. સિદ્ધાંતની (શાસ્ત્રની) સેવનાથી જીવ અજ્ઞાનનો નાશ કરે છે અને રાગદ્વેષજનિત ક્લેશોમાંથી મુક્ત થાય છે.

૨૫મો ગુણ તે 'એકાગ્રમનસંનિવેશના' — અથવા એક ધ્યેય વસ્તુમાં ચિત્તની સ્થાપના. તેનાથી જીવ ચિત્ત-નિરોધ કરી શકે છે.

---

૧. આયુષકર્મ બાદ કરવાનું કારણ એ કે, કોઈ પણ ભવમાં આયુષકર્મ તો એક જ વાર બંધાય છે; અને તે પણ જીવિતનો ત્રીજો ભાગ કે તેનો પણ ત્રીજો ભાગ (ઇ૦) બાકી રહે ત્યારે. આ નિયમ અનુસાર ન બંધાય, તો અંતમાં આયુષ્ય અંતર્મુહૂર્ત બાકી રહે ત્યારે અવશ્ય બંધાય જ.

૨. જુઓ અધ્ય૦ ૩૩ ની શરૂઆતમાં, પા. ૨૨૬.

૩. દેવ, મનુષ્ય, તિર્યંચ (પશુપંખી ઇ૦), નારકી — એ ચાર.

૪. મૂળ, 'પ્રવચનની પ્રભાવના કરે છે.'

૨૬મો ગુણ તે 'સંયમ'. તેનાથી જીવ પાપનો નિરોધ કરી શકે છે.

૨૭મો ગુણ તે 'તપ'. તેનાથી જીવ વ્યવદાન — એટલે કે પૂર્વે બાંધેલાં કર્મનું દૂરીકરણ પ્રાપ્ત કરી શકે છે.

૨૮મો ગુણ તે 'વ્યવદાન'. તેનાથી જીવ સર્વ પ્રકારની ક્રિયાની ઉચ્છિન્નતારૂપી શુક્લધ્યાનની ચોથી પાયરી[1] પ્રાપ્ત કરી શકે છે; અને સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા પરિનિર્વૃત બની, સર્વ દુઃખોનો અંત લાવે છે.

૨૯મો ગુણ તે 'સુખશાતન' અથવા સુખની સ્પૃહાનું નિવારણ. તેનાથી જીવ વિષયસુખોમાં અનુત્સુકતા પ્રાપ્ત કરે છે. તેમ કર્યા પછી જ તે સાચી અનુકંપા, અભિમાન-રહિતતા, તથા શોકરહિતતા પ્રાપ્ત કરે છે અને ચારિત્ર-મોહનીય કર્મોનો[2] નાશ કરે છે.

૩૦મો ગુણ તે 'અપ્રતિબદ્ધતા' અર્થાત્ નીરાગતા. તેનાથી જીવ નિઃસંગતા પ્રાપ્ત કરે છે અને નિઃસંગતાથી રાગાદિરહિત[3] તથા દૃઢમનસ્ક થઈ, દિવસે યા રાત્રે સતત બાહ્ય સંગ તજી, અપ્રતિબદ્ધપણે વિહરે છે.

૩૧મો ગુણ તે 'વિવિક્તશય્યાસનસેવના' અર્થાત્ સ્ત્રી-પશુ-નપુંસક વગેરેથી રહિત શયન-આસન-મુકામ વગેરે સેવવાં તે. તેનાથી જીવ ચારિત્રની રક્ષા કરી શકે છે. ચારિત્રની

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૧૬૯
૨. જુઓ પા. ૪૬, ટિ૦ ૨.
૩. મૂળ, 'एकः'।

રક્ષા કરનારો જીવ, પુષ્ટિકારક અને ઉત્તેજક વસ્તુઓથી રહિત આહાર કરનારો, દૃઢચારિત્ર, માત્ર સંયમમાં જ રત તથા મોક્ષની ભાવનાવાળો બની, આઠ પ્રકારનાં કર્મોરૂપ ગાંઠ છેદી નાખે છે

૩૨મો ગુણ તે 'વિનિવર્તના' અર્થાત્ વિષયો તરફથી આત્માનું પરાઙ્મુખ થવું તે. તેનાથી જીવ પાપકર્મો ન કરવા માટે પ્રયત્નવાન થાય છે અને બાંધેલાં કર્મો દૂર કરી, આ ચાર ગતિવાળા ભવારણ્યને તરી જાય છે.

૩૩મો ગુણ તે 'સંભોગપ્રત્યાખ્યાન' અર્થાત્ મંડળીમાં બેસી ન જમતાં, જુદા જમવું તે. તેનાથી જીવ આલંબના દૂર કરી, નિરાલંબ બની શકે છે. નિરાલંબ મનુષ્યની જ પ્રવૃત્તિ મોક્ષરૂપી એક જ પ્રયોજનવાળી બની શકે છે. તેવો મનુષ્ય પોતાને મળે તેટલાથી જ સંતોષ પામે છે; પારકાને મળેલાનો સ્વાદ નથી કરતો; (તે મને આપશે? એવો) વિકલ્પ નથી કરતો; અભિલાષા નથી કરતો; તથા યાચના નથી કરતો; પરંતુ અલગ ઉતારો શોધી વિહરે છે.

૩૪મો ગુણ તે 'ઉપધિપ્રત્યાખ્યાન' અર્થાત્ સર્વ સાધનસામગ્રીનો ત્યાગ[1]. તેનાથી જીવ સ્વાધ્યાયાદિમાં નિર્વિઘ્નતા પામે છે; કાંક્ષારહિત બને છે તથા કાંઈ સાધન ન મળે, તો ક્લેશ નથી પામતો.

---

૧. 'રજોહરણ, મુમતી, પાત્ર વગેરે સાધુજીવનમાં ખાસ આવશ્યક વસ્તુઓ સિવાયની'— એવું ટીકાકાર સૂચવે છે; તેમજ ૩૫મા ગુણ 'આહારત્યાગ'ની બાબતમાં પણ, માત્ર 'સદોષ આહારનો ત્યાગ' એમ સૂચવે છે.

૩૫મો ગુણ તે આહારપ્રત્યાખ્યાન — અર્થાત્ આહારનો ત્યાગ. તેનાથી જીવની જીવિતેચ્છા દૂર થઈ જાય છે; અને આહાર ન મળવાથી તેને ક્લેશ થતો નથી.

૩૬મો ગુણ તે 'કષાયપ્રત્યાખ્યાન' અર્થાત્ ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ. તેનાથી જીવ વીતરાગભાવને પામે છે; તથા સુખદુઃખમાં સમભાવી થાય છે.

૩૭મો ગુણ તે 'યોગપ્રત્યાખ્યાન' અર્થાત્ મન, વાણી અને કાયાની પ્રવૃત્તિનો ત્યાગ. તેનાથી જીવ અક્રિય થાય છે. નવું કર્મ બાંધતો નથી અને જૂનું ખંખેરી નાંખે છે.

૩૮મો ગુણ તે 'શરીરપ્રત્યાખ્યાન' અર્થાત્ શરીરનો ત્યાગ. તેનાથી જીવ સિદ્ધોના ઉત્તમ ગુણો પ્રાપ્ત કરે છે, તથા લોકના ટોચભાગે જઈ પહોંચી[1] (મોક્ષ પામી), પરમ સુખી થાય છે.

૩૯મો ગુણ તે 'સાહાય્યપ્રત્યાખ્યાન' અર્થાત્ સાથીઓનો ત્યાગ. તેનાથી જીવ એકલાપણું પ્રાપ્ત કરે છે અને એકાગ્રપણાનો અભ્યાસ કરી, થોડું બોલનારો, થોડા ઝઘડાવાળો, થોડા ક્રોધવાળો, અધિક સંયમવાળો, અધિક સંવરવાળો[2] અને અધિક સમાધિવાળો બને છે.

૪૦મો ગુણ તે 'ભક્તપ્રત્યાખ્યાન' અર્થાત્ આહાર-ત્યાગ. તેનાથી જીવ હજારો જન્મ અટકાવે છે.

૪૧મો ગુણ તે 'સદ્ભાવપ્રત્યાખ્યાન' અર્થાત્ એવા પ્રકારનો સંપૂર્ણ ત્યાગ કે જેથી ફરી કદી કરવો ન પડે.

---

૧. જુઓ પા. ૧૩૮, નોંધ ૧.
૨. જુઓ પા. ૪૬, ટિ. ૩.

એવી અનુત્તમ ત્યાગની દશા 'શૈલેશી' (એટલે કે મેરુ પર્વત જેવી નિશ્ચલ, ચૌદમા ગુણસ્થાનની દશા)[1] કહેવાય છે. તે દશામાં વર્તવાથી જીવ શુક્લધ્યાનની ચરમ સ્થિતિને[2] પ્રાપ્ત થઈ, (કેવળજ્ઞાન થયા બાદ બાકી રહેતાં વેદનીય, આયુષ, નામ અને ગોત્ર એ) ચાર કર્મો[3] નષ્ટ કરી, સિદ્ધ, બુદ્ધ, મુક્ત અને પરિનિર્વૃત થાય છે તથા સર્વ દુઃખોનો અંત લાવે છે.

૪૨મો ગુણ તે 'પ્રતિરૂપતા' અર્થાત્ સાધુસંઘની આચારમર્યાદાઓને વેશ વગેરે બાબતોમાં અનુસરવું તે. તેનાથી (અન્ય જંજાળ ન રહેવાને લીધે) હલકાપણું–નિરાંત પ્રાપ્ત થાય છે. સાધુનાં પ્રશસ્ત ચિહ્નો ધારણ કરતો હોવાથી તેવો જીવ અપ્રમત્ત રહે છે; તેનાં શ્રદ્ધારુચિ નિર્મળ થાય છે; તે સત્ત્વવાન અને સદાચારયુક્ત[4] થાય છે; સર્વ ભૂત-પ્રાણીઓમાં વિશ્વાસ ઉપજાવે છે; તેની પાસે થોડી ચીજો હોવાથી તેને તપાસ (પ્રતિલેખના) પણ થોડી કરવી પડે છે;[5] વળી તે જિતેંદ્રિય થાય છે અને વિપુલ તપ અને સદાચરણવાળો થાય છે.

---

૧. જુઓ પા. ૧૭૩ (૧૪).

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૧૯૪.

૩. મૂળમાં, 'ચાર કેવલીકર્માંશો' છે. કેવળજ્ઞાન થયા બાદ પણ એ ચાર કર્મો બાકી રહે છે. તેમનો નાશ શરીરના નાશ સાથે જ થાય છે. તેઓ આત્માની વિશુદ્ધિનો ઘાત ન કરતાં હોવાથી અઘાતી કર્મો કહેવાય છે. જુઓ પા. ૧૭૮, નોં. ૪.

૪. મૂળ, 'સમિતિયુક્ત'. જુઓ પા. ૪૬, ટિ. ૩.

૫. જુઓ અધ્ય. ૨૬, પા. ૧૫૨.

૪૩મો ગુણ તે 'વૈયાવૃત્ય' અથવા (સાધુ વગેરેની) સેવા–શુશ્રૂષા. તેનાથી જીવ તીર્થંકર થવાનું કર્મ[1] પ્રાપ્ત કરે છે.

૪૪મો ગુણ તે સર્વગુણસંપન્નતા.'[2] તેનાથી જીવને અપુનરાવૃત્તિ અર્થાત્ મુક્તિ પ્રાપ્ત થાય છે. પછી તેને શારીરિક કે માનસિક દુઃખો ભોગવવાં પડતાં નથી.

૪૫મો ગુણ તે 'વીતરાગતા' અર્થાત્ રાગદ્વેષરહિતતા. તેનાથી જીવ સ્નેહના બંધો તેમજ તૃષ્ણાના બંધો છેદી શકે છે; અને મનગમતા કે ન ગમતા શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધરૂપી વિષયોમાં વિરક્ત થાય છે.

૪૬મો ગુણ તે 'ક્ષાંતિ.' તેનાથી જીવ પરિષહો અર્થાત્ મુસ્કેલીઓ જીતી શકે છે.

૪૭મો ગુણ તે 'મુક્તિ' અથવા નિર્લોભતા. તેનાથી જીવ નિષ્કિંચનતા પ્રાપ્ત કરી શકે છે. પછી અર્થલોભી મનુષ્યો તેની વાંછા કરતાં નથી.

૪૮મો ગુણ તે 'આર્જવ' અથવા સરળતા. તેનાથી જીવ મન. વચન અને કાયાની એકતા — વિશુદ્ધિ — પ્રાપ્ત કરે છે, કોઈને છેતરતો નથી અને ધર્મનો આરાધક થાય છે.

૪૯મો ગુણ તે 'મૃદુતા' અથવા અમાનીપણું. તેનાથી જીવ અહંકારરહિત થાય છે; નમ્ર[3] થાય છે અને જાતિ,

---

૧. મૂળ, 'તીર્થંકર નામકર્મ.' જે કર્મથી વિશિષ્ટ ગતિ, જાતિ આદિ પ્રાપ્ત થાય, તે 'નામકર્મ' કહેવાય છે. જુઓ પા. ૨૨૮ (૬).

૨. 'જ્ઞાન, દર્શન. ચારિત્ર એ ત્રણે ગુણો.'— ટીકા.

૩. મૂળ, 'મૃદુમાર્દવસંપન્ન.' પ્રસંગે નમી જવું તે મૃદુતા; હંમેશ કોમળપણું તે માર્દવ. – ટીકા.

કુળ, બળ, રૂપ, તપ, શ્રુત, લાભ અને ઐશ્વર્ય એ આઠ મદસ્થાનો દૂર કરી શકે છે.

૫૦મો ગુણ તે 'ભાવસત્ય' અર્થાત્ અંતરની સચ્ચાઈ. તેનાથી જીવ અંતઃકરણશુદ્ધિ પ્રાપ્ત કરે છે. તેવો જીવ પછી જ્ઞાની પુરુષે ઉપદેશેલા ધર્મની આરાધના માટે પ્રયત્નવાન થાય છે અને એમ કરી પારલૌકિક[1] ધર્મની આરાધના કરે છે.

૫૧મો ગુણ તે 'કરણસત્ય' અર્થાત્ આચારની[2] સચ્ચાઈ. તેનાથી જીવ ક્રિયાસામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે અને જેવું બોલે છે તેવું કરે છે.

૫૨મો ગુણ તે 'યોગસત્ય', અર્થાત્ મન, વાણી અને કાયાની સચ્ચાઈ. તેનાથી જીવ મન, વાણી અને કાયાની પ્રવૃત્તિઓને નિર્દોષ કરે છે.

૫૩મો ગુણ તે 'મનોગુપ્તતા' અર્થાત્ મનને અશુભ પદાર્થોમાંથી રક્ષવું તે. તેનાથી જીવ એકાગ્રચિત્તતા પ્રાપ્ત કરી, સંયમ આચરી શકે છે.

૫૪મો ગુણ તે 'વચોગુપ્તતા' અર્થાત્ વાણીને અશુભ પદાર્થોમાંથી રક્ષવી તે. તેનાથી જીવ નિર્વિકારીપણું પ્રાપ્ત કરી શકે છે.

૫૫મો ગુણ તે 'કાયગુપ્તતા' અર્થાત્ કાયાને અશુભ વ્યાપારમાંથી રક્ષવી તે. તેનાથી જીવ આત્મામાં પાપકર્મ દાખલ થતું અટકાવી શકે છે.

---

૧. પરલોક સુધારનારા ધર્મની. 'જોકે ટીકાકાર એવો અર્થ કરે છે કે, "સદ્ગતિ પ્રાપ્ત કરી પરલોકમાં પણ ધર્મની આરાધના કરે છે.'

૨. પ્રતિલેખના વગેરે વિધિપૂર્વક કરવાં તે — ટીકા.

૫૬મો ગુણ તે 'મનઃસમાધારણા' અર્થાત્ મનને (સિદ્ધાંતમાં જણાવેલે) શુભ સ્થાને સ્થિરતાપૂર્વક સ્થાપવું તે. તેનાથી જીવ એકાગ્રતા પ્રાપ્ત કરી, જ્ઞાનનો વિકાસ સાધી તથા શ્રદ્ધાની વિશુદ્ધિ સંપાદન કરી, મિથ્યાત્વનું[1] નિવારણ કરે છે.

૫૭મો ગુણ તે 'વચઃસમાધારણા' અર્થાત્ વાણીને (સ્વાધ્યાયાદિ) શુભ કાર્યમાં સ્થાપન કરવી તે. તેનાથી જીવ શ્રદ્ધા–રુચિ (દર્શન)નો વિકાસ સાધી શકે છે. તેથી તેને સદ્ધર્મની પ્રાપ્તિ સુલભ થાય છે અને. તેમાં પ્રતિબંધક વસ્તુઓ દૂર થાય છે.

૫૮મો ગુણ તે 'કાયસમાધારણા' અર્થાત્ કાયાને (સંયમરૂપી) શુભ માર્ગમાં સ્થાપવી તે. તેનાથી જીવ ચારિત્રનો વિકાસ સાધી તેની સંપૂર્ણતા[2] પ્રાપ્ત કરે છે; અને પછી આયુષ્ય[3] પૂરું થતાં સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

૫૯મો ગુણ તે 'જ્ઞાનસંપન્નતા' અર્થાત્ શાસ્ત્રજ્ઞાનમાં વિશારદતા. તેનાથી જીવને જીવ-અજીવ વગેરે તત્ત્વોનું જ્ઞાન[4] પ્રાપ્ત થાય છે. પછી તે જીવ દોરાવાળી સોયની પેઠે સંસારરૂપી અરણ્યમાં ખોવાઈ જતો નથી; પરંતુ જ્ઞાન,

---

૧. જુઓ પા. ૧૭, નોં. ૧.

૨. મૂળમાં, 'યથાખ્યાતચારિત્ર પ્રાપ્ત કરે છે' એમ છે.– જુઓ પા. ૧૬૮.

૩. 'ચાર કેવલીકર્માંશો.' જુઓ પા. ૧૮૬, નોં. ૩.

૪. જુઓ. અ. ૨૮, પા. ૧૬૨.

વિનય, તપ અને ચારિત્ર ભલે પ્રકારે પ્રાપ્ત કરી, સ્વસિદ્ધાંત અને પરસિદ્ધાંતમાં કુશળ બની, (વાદમાં) અજેય[1] બને છે.

૬૦મો ગુણ તે 'દર્શનસંપન્નતા' અર્થાત્ તત્ત્વાર્થમાં શ્રદ્ધા-સમ્યક્ શ્રદ્ધા. તેનાથી જીવ ભવના હેતુરૂપ મિથ્યાત્વનું છેદન કરે છે અને સત્યના પ્રકાશનું નિવારણ ન કરી, ઉત્તમ જ્ઞાન, દર્શન અને ચારિત્ર જોડે આત્માને યોજે છે તથા આત્માને ભલે પ્રકારે આત્મા વડે વાસિત[2] કરતો વિહરે છે.

૬૧મો ગુણ તે 'ચારિત્રસંપન્નતા' અર્થાત્ યથાખ્યાત-ચારિત્ર[3] પ્રાપ્ત કરવું તે. તેમ કરનારો જીવ (૧૪મા ગુણસ્થાનરૂપી) શૈલેશીભાવ અર્થાત્ મેરુપર્વત જેવી સ્થિરતા પ્રાપ્ત કરી, આયુષ્ય પૂરું થતાં સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

૬૨મો ગુણ તે 'શ્રોત્રેન્દ્રિયનિગ્રહ.' તેનાથી જીવ મનને ગમતા કે ન ગમતા શબ્દોમાં રાગદ્વેષનો નિરોધ કરી શકે છે અને તેવા રાગદ્વેષથી બંધાતું કર્મ અટકાવી, પૂર્વે બાંધેલું ખંખેરી નાખે છે.

૬૩. ૬૪. ૬૫. ૬૬. તે જ પ્રમાણે ચક્ષુ, ઘ્રાણ, જિહ્વા અને સ્પર્શ ઇંદ્રિયોના નિગ્રહનું સમજવું. (માત્ર તેમના વિષયો અનુક્રમે રૂપ, ગંધ, રસ અને સ્પર્શ સમજવા.)

---

૧. 'અસંઘાતનીય' પાઠ પ્રમાણે. 'સંઘાતનીય' પાઠ લઈ 'પંક્તિઓમાં મિલનીય-ગણનીય,' એવો અર્થ પણ લેવાય છે.

૨. મૂળ, 'ભાવિત.' ગુણયુક્ત કરતો અથવા ચિંતન કરતો એવો અર્થ થાય.

૩. જુઓ પા. ૧૬૮.

૬૭મો ગુણ તે 'ક્રોધવિજય.' તેનાથી જીવ શાંતિ પ્રાપ્ત કરે છે; અને ક્રોધના હેતુભૂત નવું કર્મ ન બાંધી, પૂર્વે બાંધેલું ખંખેરી નાખે છે.

૬૮. ૬૯. ૭૦. તે જ પ્રમાણે 'માનવિજય'થી માર્દવ, 'માયાવિજય'થી ઋજુભાવ – સરળતા, અને 'લોભવિજય'થી સંતોષ પ્રાપ્ત થાય છે તથા તે દરેકના હેતુભૂત નવું કર્મ ન બંધાતાં, પૂર્વે બાંધેલું ખંખેરી નંખાય છે.

૭૧મો ગુણ તે 'પ્રેય્ય-દ્વેષ-મિથ્યાદર્શન વિજય' — અર્થાત્ રાગ, દ્વેષ, અને મિથ્યાદર્શન અથવા મિથ્યાત્વનો વિજય. તેનાથી જીવ જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવા પ્રયત્નશીલ થઈ, આઠ પ્રકારના કર્મની ગાંઠ તોડવા તત્પર થાય છે. તે આ પ્રમાણે : પ્રથમ તો ૨૮ પ્રકારના મોહનીય કર્મનો[1] ક્ષય કરે છે; પછી પાંચ પ્રકારના જ્ઞાનાવરણીય કર્મનો[2], નવ પ્રકારના દર્શનાવરણીય કર્મનો[3] અને પાંચ પ્રકારના અંતરાયકર્મનો.[4] તેમાં પણ, મોહનીય કર્મ પ્રથમ ક્ષીણ થતાં, અંતર્મુહૂર્ત બાદ બાકીનાં ત્રણ સાથે ક્ષય પામે છે. ત્યાર બાદ, તેને અનંત, શ્રેષ્ઠ, સંપૂર્ણ, નિરાવરણ, સ્પષ્ટ, વિશુદ્ધ, અને લોક તથા અલોકનું પ્રકાશક એવું ઉત્તમ કેવલજ્ઞાનદર્શન[5] પ્રાપ્ત થાય છે; પછી જ્યાં સુધી

---

૧. જુઓ પા. ૪૬, ટિ૦ નં. ૨.
૨. જુઓ અધ્ય૦ ૩૩ (૧), પા. ૨૨૬.
૩. જુઓ અધ્ય૦ ૩૩ (૨), પા. ૨૨૭.
૪. જુઓ અધ્ય૦ ૩૩ (૮), પા. ૨૨૯.
૫. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૬, પા. ૧૯૭.

તે સયોગ દશામાં એટલે કે મન, વાણી અને કાયાના વ્યાપારો યુક્ત (૧૩મા ગુણસ્થાનમાં) હોય છે, ત્યાં સુધી, તેને (નિર્દોષ છતાં પાંપણના હાલવા ચાલવા જેવી ક્રિયાઓને કારણે) જે કર્મબંધન થાય છે, તે સુખકારી સ્પર્શવાળું હોય છે; માત્ર બે ક્ષણ ટકે છે; પહેલી ક્ષણે[1] બંધાય છે, બીજી ક્ષણે અનુભવાઈ જાય છે અને ત્રીજી ક્ષણે નાશ પામી જાય છે.[2] પછી તેટલા પૂરતો તે અકર્મ બની જાય છે.

૭૨મો ગુણ તે શૈલેશીપણું. (તેનું વર્ણન આ પ્રમાણે છે. ઉપર ૭૧મા ગુણમાં જણાવ્યા પ્રમાણે) કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી, મુહૂર્ત કરતાં પણ ઓછું આયુષ્ય બાકી રહે, ત્યારે તે ભિક્ષુ મન, વાણી અને કાયાના વ્યાપારોનો નિરોધ કરી, જેમાં માત્ર શ્વાસોચ્છ્વાસ જેવી સૂક્ષ્મ શરીરક્રિયાઓ બાકી રહેલી હોય છે, અને જેમાંથી પતન થવાનો પણ સંભવ નથી, એવી શુક્લધ્યાનની ત્રીજી પાયરીએ[3] સ્થિત થાય છે. પ્રથમ તો તે મનોવ્યાપારને રોકે છે; પછી વાણીવ્યાપારને રોકે છે; પછી કાયવ્યાપારને રોકે છે; પછી શ્વાસપ્રશ્વાસને રોકે છે; પછી અઇઉઋલ્ટ એટલા પાંચ હ્રસ્વ અક્ષરો બોલતાં જેટલો વખત થાય, તેટલા વખતમાં તે સ્થૂલ કે સૂક્ષ્મ એવી મન, વાણી કે કાયાની કોઈ પણ ક્રિયા વિનાની તથા જે સ્થિતિમાંથી પછી પાછા

---

૧. મૂળ, 'સમય': કાળનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવિભાજ્ય અંશ.

૨. મૂળમાં તે કર્મ માટે 'ઈર્યાપથિક' શબ્દ છે. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩, પા. ૧૯૫.

૩. તેથી તે 'સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતિ' કહેવાય છે. જુઓ પ્રકરણને અંતે ટિ૦ નં. ૨, પા. ૧૯૪.

ફેરવાપણું નથી એવી શુક્લધ્યાનની ચોથી પાયરીએ[1] સ્થિત થાય છે. અને ત્યાં સ્થિત થતાંની સાથે જ વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર બાકી રહેલા કર્માંશોનો[2] નાશ કરી નાખે છે.

૭૩મો ગુણ તે 'અકર્મતા.' ઉપર પ્રમાણે ચાર કર્મોનો ક્ષય થયા પછી ઔદારિક, કાર્મણ અને (અને તૈજસ એ ત્રણે) શરીરોનો[3] સર્વ પ્રકારે પરિત્યાગ કરી, તે જીવ સીધી લીટીમાં, પોતાના અવગાહ[4] માટે જેટલા આકાશપ્રદેશોને અડવા પડે, તે સિવાય બીજા પ્રદેશોને ન અડતો, ઊર્ધ્વ ગતિથી, એક સમયમાં જ, વાંકોચૂંકો ગયા વિના[5] તે (મોક્ષ) સ્થાને જાય છે અને જ્ઞાનરૂપી લક્ષણવાળો થઈ[6] સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

---

૧. તેથી તે 'સમુચ્છિન્નક્રિયા–અનિવૃત્તિ' કહેવાય છે.

૨. જુઓ પા. ૧૮૬, નોં. ૩.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪, પા. ૧૯૬.

૪. જીવનો અવગાહ (ફેલાવ) તેના શરીર જેટલો હોય છે; માત્ર અણુ કે માત્ર વિભુ નથી હોતો. દીવાના પ્રકાશની પેઠે, પ્રાપ્ત થયેલા શરીરના અવગાહ અનુસાર તેમાં વધઘટ થાય છે. છેલ્લા શરીરનો પોલાણનો ભાગ બાદ કરતાં ⅔ ભાગ જેટલો અવગાહ, દેહત્યાગ પછી જીવનો રહે છે.

૫. જુઓ પ્રકરણને અંતે ટિ૰ નં. ૫, પા. ૧૯૬.

૬. મૂળમાં 'સાકાર ઉપયોગયુક્ત બની' એમ છે. ઉપયોગ એટલે બોધરૂપ વ્યાપાર. એ જીવનું લક્ષણ છે. સાકાર ઉપયોગ એટલે જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશેષરૂપે જાણે તે; અને જે બોધ ગ્રાહ્ય વસ્તુને સામાન્યરૂપે જાણે તે નિરાકાર ઉપયોગ. સાકારને 'જ્ઞાન' અને નિરાકારને 'દર્શન' પણ કહે છે.

આ પ્રકારે આ અધ્યયનનો વિષય શ્રમણ ભગવાન મહાવીરે ઉપદેશ્યો છે તથા પ્રકાશિત કર્યો છે.

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** ક્રોધાદિ ચાર કષાયોની તીવ્રતાના ચાર પ્રકાર બતાવાય છે. જે ક્રોધાદિ એટલા બધા તીવ્ર હોય, જેથી જીવને અનંતકાળ સંસારમાં ભટકવું પડે તે 'અનંતાનુબંધી' કહેવાય છે. જે ક્રોધાદિ વિરતિ (ત્યાગવૃત્તિ) નો પ્રતિબંધ કરવા પૂરતા જ તીવ્ર હોય, તે 'અપ્રત્યાખ્યાનાવરણીય' કહેવાય છે. જે ક્રોધાદિ અમુક અંશે વિરતિ થવા દે, માત્ર સર્વવિરતિ ન થવા દે, તે 'પ્રત્યાખ્યાના-વરણીય' કહેવાય છે. અને જે ક્રોધાદિની તીવ્રતા સર્વવિરતિનો પ્રતિબંધ કરવા જેટલી નહિ, પણ તેમાં સ્ખલન અને માલિન્ય કરવા જેટલી જ હોય છે, તે 'સંજ્વલન' કહેવાય છે.

**ટિપ્પણ નં. ૨.** ધ્યાનના ચાર પ્રકાર માનવામાં આવ્યા છે. ૧. આર્તધ્યાન : એટલે કે અપ્રિયની પ્રાપ્તિથી કે પ્રિયની અપ્રાપ્તિ વગેરેથી થતી ચિંતાનું સાતત્ય. ૨. રૌદ્રધ્યાન : હિંસા, અસત્ય, ચોરી અને વિષયરક્ષણ માટે સતત ચિંતા. ૩. ધર્મધ્યાન : ભગવાનની આજ્ઞા શી છે, દોષનું સ્વરૂપ શું છે અને તેમાંથી કેમ છુટાય, વગેરે વિચારોમાં મનોયોગ. ૪. શુક્લધ્યાન : તેનો અર્થ એવો પણ કરવામાં આવે છે કે 'શુદ્ધ આત્મદ્રવ્યનું ધ્યાન-ચિંતન'. તે ૭ મા ગુણસ્થાનથી આગળ હોય છે. તેના ચાર ભેદ છે. તેમાંના પહેલા બે, અગિયારમા-બારમા ગુણસ્થાને પહોંચેલા અને 'પૂર્વ' નામનાં લુપ્ત થઈ ગયેલાં મનાતાં શાસ્ત્રો જાણનારને જ સંભવી શકે છે. 'પૂર્વ' ન જાણનારને તે ગુણસ્થાને ધર્મધ્યાન જ સંભવે છે. છેલ્લા બે પ્રકારો તેરમા-ચૌદમા ગુણસ્થાને કેવળજ્ઞાનીને સંભવે છે.

શાસ્ત્રજ્ઞાનને આધારે (વિતર્ક), આત્માદિ દ્રવ્યોનું ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ-અમૂર્તત્વ, ગુણ-પર્યાય, સ્વભાવ વિભાવ વગેરે દૃષ્ટિએ ભેદપ્રધાન (પૃથક્ત્વ) ચિંતન કરે; અને શ્રુતજ્ઞાનને જ અવલંબી, એક અર્થ ઉપરથી બીજા અર્થ ઉપર, એક શબ્દ ઉપરથી બીજા શબ્દ ઉપર, શબ્દ ઉપરથી અર્થ ઉપર, એક યોગ (વ્યાપાર) ઉપરથી બીજા યોગ ઉપર સંક્રમ-સંચાર (વિચાર) કરે, તો તે શુક્લધ્યાનની પ્રથમ પાયરી 'પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર' થઈ. તે ૮ થી ૧૧ ગુણસ્થાનો વચ્ચે હોય છે.

બીજી પાયરીમાં, શ્રુતજ્ઞાનને આધારે એકત્વ-અભેદ-પ્રધાન ચિંતન હોય છે; તેમજ અર્થ, શબ્દ કે યોગનું પરિવર્તન નથી હોતું. તે 'એકત્વ-વિતર્ક-અવિચાર' કહેવાય છે. તે ૧૨મા ગુણ-સ્થાનમાં સંભવે છે.

ત્રીજી પાયરીમાં, અસ્થિરપણે ભટકતું મન ધ્યાન વડે એક વિષય ઉપર સ્થિર થતાં છેવટે તદ્દન શાંત થઈ જાય છે. પરિણામે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી સર્વજ્ઞપણું પ્રગટે છે, વગેરે વિગતોનું તથા ચોથી પાયરીનું પણ મૂળમાં ૭૨મા ગુણમાં વર્ણન છે ત્યાં જોઈ લેવું. વધુ વિગત માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પા. ૧૨૬. ચાર ધ્યાનોની ગુણસ્થાનો દીઠ વહેંચણી આ પ્રમાણે છે: પહેલાં ત્રણ ગુણસ્થાનમાં આર્ત અને રૌદ્ર; ચોથા અને પાંચમામાં આર્ત, રૌદ્ર અને ધર્મ; છઠ્ઠામાં આર્ત અને ધર્મ; સાતમામાં ધર્મ; આઠથી બાર સુધીમાં ધર્મ અને શુક્લ; તથા ૧૩ અને ૧૪માં માત્ર શુક્લ.

**ટિપ્પણ નં. ૩.** કર્મના બે ભેદ છે: સાંપરાયિક અને ઈર્યાપથ. ૧. સાંપરાયિક: એટલે જે કર્મ આત્માનો સંપરાય-પરાભવ કરે છે તે. જેમ ભીના ચામડા ઉપર પડેલી રજ તેના ઉપર ચોંટી જાય છે, તેમ વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા ખેંચાયેલું કર્મ આત્મામાં ક્રોધ, લોભ આદિ કષાયો હોય તો આત્મા સાથે ચોંટી જાય છે. પરંતુ કષાય ન હોવાથી જે કર્મ આત્માની

સાથે લાગીને તરત છૂટી જાય છે – ભીંત ઉપર નાખેલા લાકડાના ગોળાની જેમ – તે ૨. ઈર્યાપથ કહેવાય છે. સૂત્રકૃતાંગ શ્રુત. ૨. અધ્ય. ૨ માં ૧૩ મા ઈર્યાપથિક ક્રિયાસ્થાનની ટીકામાં શ્રીશીલાંકદેવ જણાવે છે કે, કર્મ તો પ્રવૃત્તિ થઈ એટલે બંધાવાનું; પણ તેની સ્થિતિ કષાયને આધીન છે. જો કષાયનો ઉદય ન હોય, તો (કષાયરહિત સહજ) પ્રવૃત્તિથી બંધાતું કર્મ પહેલે સમયે બંધાઈ સંશ્લેષ પામે છે અને બીજે સમયે તેનો ફલાનુભવ થાય છે. પ્રકૃતિથી તે 'સાતાવેદનીય' (સુખકર) હોય છે; તેનો અનુભવ શુભ હોય છે અને ઉત્તમોત્તમ દેવસુખથી પણ ચડિયાતો હોય છે. પછી ત્રીજે સમયે તે કર્મ નાશ પામી જાય છે.

**ટિપ્પણ નં. ૪.** જીવનાં શરીર કુલ પાંચ છે. બહાર દેખાતું સ્થૂલ શરીર તે ઔદારિક શરીર. ખાધેલા આહારાદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત બનતું શરીર તે તૈજસ. જીવે બાંધેલો કર્મસમૂહ તે કાર્મણશરીર. આ ત્રણમાંથી તૈજસ અને કાર્મણ મોક્ષ થતા સુધી કાયમ રહે છે. ક્યારેક નાનું, ક્યારેક મોટું, પાતળું-જાડું, એક-અનેક એવાં વિવિધ રૂપોને — વિક્રિયાને — ધારણ કરી શકે તે વૈક્રિય શરીર. તે જન્મસિદ્ધ અને કૃત્રિમ એમ બે પ્રકારનું છે. અમુક દેવ વગેરેને તે શરીર જન્મથી પ્રાપ્ત હોય છે; જ્યારે કેટલાક મનુષ્ય વગેરે તપ વગેરેની શક્તિથી તેવું શરીર ઉત્પન્ન કરી શકે છે. ચૌદ પૂર્વગ્રંથો જાણનાર મુનિથી જ રચી શકાતું આહારક એ પાંચમું શરીર છે. તે મુનિઓને કાંઈ શંકા પડતાં અન્ય ક્ષેત્રોમાં રહેલા સર્વજ્ઞ પાસે જવા માટે તેઓ તેને ઉત્પન્ન કરે છે. તે હાથ જેટલું નાનું હોય છે, સુંદર હોય છે, નિર્દોષ હોય છે, તથા કોઈથી રોકાય તેવું કે કોઈને રોકે તેવું નથી હોતું.

**ટિપ્પણ નં. ૫.** પૂર્વ શરીર છોડી બીજે સ્થાને જતા જીવોના બે પ્રકાર હોય છે: (૧) સ્થૂલ તેમ જ સૂક્ષ્મ શરીરને સદાને માટે છોડી જતા મુચ્યમાન જીવો; અને (૨) એક સ્થૂલ શરીરને છોડી બીજા સ્થૂલ શરીરને પ્રાપ્ત કરતા સંસારી જીવો.

મુચ્યમાન જીવો મોક્ષના નિયત સ્થાન ઉપર ઋજુગતિથી જ એટલે કે એક પણ વાંક ન લેતાં સરળ રેખામાં જાય છે. પરંતુ, સંસારી જીવો જે નવે સ્થાને ઉત્પન્ન થવાના હોય છે, તે સ્થાન ક્યારેક પૂર્વસ્થાનની બિલકુલ સરળ રેખામાં હોય છે અને ક્યારેક વક્રરેખામાં પણ હોય છે. ઋજુગતિને ઇષુગતિ કહે છે અને વક્રગતિને વિગ્રહગતિ કહે છે.

**ટિપ્પણ નં. ૧.** જ્ઞાન એટલે વિશેષ બોધ; અને દર્શન એટલે સામાન્ય બોધ. સામાન્ય રીતે આપણને કોઈ વસ્તુનું જ્ઞાન થાય છે, ત્યારે પ્રથમ તેનો સામાન્ય બોધ થાય છે; અને પછી વિશેષ બોધ થાય છે. પરંતુ, કેવળજ્ઞાનીને પહેલું જ્ઞાન અને પછી દર્શન થાય છે એ તેની વિશેષતા છે. તેથી 'કેવળજ્ઞાનદર્શન' એવો શબ્દપ્રયોગ સંભવે છે. પરંતુ કેવળજ્ઞાનીને એ બંને હોવા વિષે અને હોય તો ક્રમશઃ હોવા વિશે કે એકસાથે હોવા વિશે પછીના આચાર્યોમાં બહુ મતભેદ છે. સિદ્ધાંતપક્ષ તે બંનેને ક્રમભાવી અને અલગ અલગ માને છે બીજો પક્ષ બંનેને અલગ માને છે, પણ તેમને સહભાવી — એક સાથે થનારાં — માને છે. કારણ કે,બોધરૂપી સ્વભાવવાળો શાશ્વત આત્મા જ્યારે નિરાવરણ થઈ જાય, ત્યારે તેને એ બંને ઉપયોગો (જ્ઞાન અને દર્શનરૂપી બોધવ્યાપારો) નિરંતર જ થવા જોઈએ. ત્રીજો પક્ષ એ બે ઉપયોગોનો ભેદ ન માનતાં ઐક્ય માને છે, અને દલીલ કરે છે કે, નિરાવરણ કેવલજ્ઞાન થયા પછી, જેમ આવરણદશાનાં મતિ વગેરે બીજાં જ્ઞાનો જુદાં નથી માનતા, તેમ કેવળદર્શનાવરણનો ક્ષય થઈ ગયા પછી કેવળદર્શનને કેવળજ્ઞાનથી અલગ માનવું ઠીક નથી. આ બાબતની વિસ્તૃત ચર્ચા માટે જુઓ પં. સુખલાલજી અનુવાદિત 'ચોથા કર્મગ્રંથ' પા. ૪૩.

## ૩૦

# તપોમાર્ગ

શ્રીસુધર્મસ્વામી કહે છે : હે આયુષ્યમન્ (જંબુસ્વામી)! હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ અને રાત્રીભોજન; ચાલવા બોલવા વગેરે પ્રવૃત્તિઓમાં અસાવધાની; મન-વાણી-કાયાનું અસત્પ્રવૃત્તિમાંથી અરક્ષણ; ક્રોધ, માન, માયા, અને લોભ; ઇંદ્રિયનિગ્રહનો અભાવ, ગર્વ, દંભવૃત્તિ, ભોગની લાલસા અને મિથ્યાત્વ — એ બધાં આત્મામાં પાપકર્મ દાખલ થવાનાં દ્વારો – આસ્રવો છે. તે બધાંથી રાગદ્વેષયુક્ત બનેલો જીવ પાપકર્મ બાંધે છે! [૨-૩]

જેમ કોઈ મોટા તળાવને સૂકવી નાખવું હોય, તો પ્રથમ તેમાં નવું પાણી દાખલ થવાના માર્ગો બંધ કરી, અંદરનું પાણી ઉલેચીને સૂકવી નાખવું જોઈએ; તેમ સંયમી ભિક્ષુએ પણ, પ્રથમ, નવાં પાપકર્મ દાખલ થવાનાં આસ્રવો રૂપી દ્વારો બંધ કરી, પછી કરોડો જન્મથી એકઠા થયેલા કર્મને તપ વડે દૂર કરવું જોઈએ. [૫-૬]

એ તપના બે પ્રકાર છે: બાહ્ય અને આભ્યંતર.

(૧) બાહ્ય તપના ૭ પ્રકાર છે: ૧. અનશન અર્થાત્ આહારનો ત્યાગ કરવો તે. ૨. ઊનોદરિકા અર્થાત્ ભૂખ કરતાં ઓછું ખાવું તે. ૩. ભિક્ષાચર્યા અર્થાત્ આહાર ઘેરઘેર માગીને મેળવવો તે. ૪. રસપરિત્યાગ અર્થાત્ ઘી, દૂધ, દારૂ વગેરે વિકારક રસોનો ત્યાગ. ૫. કાયક્લેશ અર્થાત્ ટાઢ–તડકામાં કે વિવિધ આસનાદિ વડે શરીરને કસવું તે. ૬. સંલીનતા[1] અર્થાત્ ઇંદ્રિયાદિને નિયમમાં રાખી એકાંતમાં રહેવું તે. [૭-૮]

૧. અનશન બે પ્રકારનું છે. અ. 'ઇત્વરિક' એટલે કે અલ્પકાલ — નિયતકાલ — માટેનું : એ કાલ પૂરો થયા બાદ ભોજનની આકાંક્ષા સાથેનું. અને આ. મરણકાલ[2] એટલે કે મરણ સુધીનું : ફરી ભોજનની આકાંક્ષા વિનાનું.

અ. ઇત્વરિક તપ મનવાંછિત (સ્વર્ગ, મોક્ષ વગેરે) વિવિધ હેતુથી કરવામાં આવે છે. તે 'શ્રેણી'[3] વગેરે નિયત રચના અનુસાર કરવામાં આવે છે, કે તેવી રચના વિના નિજ શક્તિ અનુસાર કરવામાં આવે છે. [૯-૧૧]

આ. મરણકાલ સુધીનું તપ શારીરિક હલનચલનની અપેક્ષાએ બે પ્રકારનું છે. જેમાં ઊભા થવું, બેસવું, પડખું

---

૧. આગળ શ્લોક ૨૮ તથા તત્ત્વાર્થસૂત્ર ૯-૨૦માં તેને માટે 'વિવિક્તશય્યાસન' શબ્દ છે. તત્ત્વાર્થમાં ભિક્ષાચર્યાને બદલે 'વૃત્તિ-પરિસંખ્યાન' – વિવિધ વસ્તુઓની લાલચ ટૂંકાવવી તે – એવો શબ્દ છે. બંનેનો અંતર્ગત ભાવ એક જ છે.

૨. તેને 'યાવત્કથિક' પણ કહે છે.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૨૦૫

બદલવું વગેરે ચેષ્ટાઓ કરવાની છૂટ હોય, તે સવિચાર; અને જેમાં તેવી છૂટ ન હોય, તે અવિચાર. તે બેને અનુક્રમે, સપરિકર્મ અને અપરિકર્મ[1] પણ કહે છે.

તે બંને પ્રકારનાં મરણો ગામમાં સ્વીકાર્યાં હોય કે ગામ બહાર સ્વીકાર્યાં હોય,[2] તો પણ તે બંનેમાં આહાર-ત્યાગ તો સમાન જ છે. [૧૨-૩]

૨. ભૂખ કરતાં ઓછું ખાવારૂપી ઊનોદરિકા તપ પાંચ પ્રકારનું છે. अ. દ્રવ્યની અપેક્ષાએ. आ. ક્ષેત્રની અપેક્ષાએ. इ. કાલની અપેક્ષાએ. ई. ભાવની અપેક્ષાએ. અને उ. પર્યાયની અપેક્ષાએ. [૧૪]

अ. જેનો જેટલો આહાર છે,[3] તેથી ઓછામાં ઓછો એક કોળિયો પણ ઓછો કરે, તો તે દ્રવ્યની અપેક્ષાએ ઊનોદરિકા તપ થયું કહેવાય.

आ. ગામ, નગર, શેરી, ઘર વગેરે સ્થળોએ[4] અમુક નિયતપ્રમાણ ક્ષેત્રમાં જ ભિક્ષા માટે ફરવું, એ ક્ષેત્રને

---

૧. 'વિચાર' એટલે વિચરણ–હાલવું ચાલવું તે; પરિકર્મ એટલે હાલવું ચાલવું વગેરે શારીરિક ચેષ્ટાઓ. સવિચારના ભક્તપ્રત્યાખ્યાન અને ઇંગિની (ઇત્વરિત) મરણ એવા બે વિભાગ છે. અવિચારને પાદપોપગમન પણ કહે છે. તે બધાની સમજ માટે જુઓ પા. ૨૫, નાં. ૨.

૨. મૂળમાં નિર્હારી અને અનિર્હારી શબ્દ છે. અંતક્રિયા કરવા શબને અન્ય સ્થળે લઈ જવું પડે એવે સ્થાને મરવું તે નિર્હારી; અને અંત્યક્રિયા થઈ શકે તેવે સ્થળે જ (બહાર) મરવું તે અનિર્હારી.

૩. પુરુષનો ૩૨ કોળિયા અને સ્ત્રીનો ૨૮.

૪. વિગતો માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૨, પા. ૨૦૫

આશરીને ઊનોદરિકા તપ થયું કહેવાય. વળી જુદાં જુદાં ઘરોમાં પેટીનો આકાર થાય તે પ્રમાણે,[1] અર્ધી પેટીને આકારે, ગોમૂત્રિકાને આકારે, તીડની પેઠે, શંખનાં કુંડાળાંની પેઠે કે સીધા જઈને પાછા વળવું[2] – એ પ્રમાણે ભિક્ષા માગવી, એ પણ ક્ષેત્રને આશરીને ઊનોદરિકા તપ થયું કહેવાય. [૧૫-૯]

ઙ. દિવસના ચાર પ્રહરમાંથી[3] જે સમય પોતે મુકરર કર્યો હોય, તે સમયમાં જ ભિક્ષા માગવી, તે કાલની અપેક્ષાએ ઊનોદરિકા તપ થયુ કહેવાય. અથવા ત્રીજા પ્રહરના કોઈ હિસ્સામાં કે ચોથા હિસ્સામાં ભિક્ષા માગે, તો પણ તે કાલની અપેક્ષાએ ઊનોદરિકા તપ થયું કહેવાય. [૨૦-૧]

ઈ. સ્ત્રી અથવા પુરુષ; આભરણયુક્ત કે આભરણરહિત; બાલ્ય–યૌવન વગેરેમાંથી અમુક અવસ્થા કે અમુક વસ્ત્રથી

---

૧. એક ઘરથી ભિક્ષા શરૂ કરી, ચોરસ પૂરો થાય તે ક્રમનાં ઘરોમાં જ ભિક્ષા માગવી તે (પેટી). શેરીની બે બાજુનાં ઘરોમાં વારાફરતી ડાબી તરફ તથા જમણી તરફ એક એક ઘર છોડી સળંગ ત્રિકોણોની હાર કરવી તે ગોમૂત્રિકા (બળદ ચાલતાં મૂતરે તો તેવી આકૃતિ થાય); તીડ થોડાં ઊડે, પાછાં બેસે તેમ વચ્ચે વચ્ચે ઘણાં ઘરો છોડતાં છોડતાં ફરવું તે (પતંગવીથિકા); અને કેન્દ્રમાંથી શંખની પેઠે બહાર ગોળ કુંડાળાં કરતા જવું અથવા બહારથી કુંડાળાં કરતા કરતા કેન્દ્રે આવવું, તે શંબૂકાવર્ત.

૨. મૂળ, 'આયતંગત્વા.' આ બધામાં ઊનોદરપણું એ રીતે કહેવાય કે, આવી આકૃતિઓ કરવા જતાં, ભિક્ષાનું ક્ષેત્ર નિયત થઈ, ભિક્ષાનું પ્રમાણ પણ આપોઆપ ઘટે છે.

૩. મૂળ: પોરુષી. જુઓ પા. ૧૫૬, ટિ. નં. ૧.

યુક્ત; અમુક વિશેષતા કે અમુક વર્ણયુક્ત — એ પ્રમાણે નક્કી કરેલ ભાવ (સ્વરૂપ)વાળો દાતા ભિક્ષા આપે, તો જ સ્વીકારવાનો નિયમ કરવો, એ ભાવની અપેક્ષાએ ઊનોદરિકા તપ થયુ કહેવાય. [૨૨-૩]

ઉ. ઉપર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને લગતી જે વિગતો કહી છે, તે બધી વડે જે ઊનોદરિકા તપ કરે, તે પર્યાયની અપેક્ષાએ ઊનોદરિકા થયું કહેવાય.[1] [૨૪]

૩. ભિક્ષાચર્યામાં, ભિક્ષા માગવાના આઠ મુખ્ય પ્રકારો,[2] સાત એષણાઓ,[3] અને બીજા પણ જાતે સ્વીકારેલા નિયમોનો સમાવેશ થાય છે. [૨૫]

૪. દૂધ, દહીં, ઘી વગેરે પુષ્ટિકારક અને ઉદ્દીપક અન્ન-પાનનો ત્યાગ કરવો તે રસવિવર્જન નામનું તપ કહેવાય છે. [૨૬]

---

૧. એટલે કે, માત્ર દ્રવ્યની અપેક્ષાએ કે માત્ર ક્ષેત્ર વગેરેની અપેક્ષાએ–એમ નહીં; પરંતુ તે બધાની કોઈ કોઈ વિગત લઈને. જેમકે, દ્રવ્યથી એક કોળિયો ઓછો કરે; ક્ષેત્રથી અમુક સ્થળમર્યાદા કરે ઇ૦.

૨. ઉપર (૧૫-૯) માં પેટી, અર્ધપેટી વગેરે જે છ ભેદો ગણાવ્યા છે, તેમાં શંખનાં કુંડાળાંના (નોંધમાં જણાવેલા) બે ભેદો જુદા ગણી તથા આઠમી 'ઋજ્વી' ઉમેરીને આઠ પ્રકાર થાય. ઋજ્વી એટલે માગતા માગતા સીધા ચાલ્યા જવું તે. કેટલાક ઋજ્વી ઉમેરવાને બદલે 'આયતંગત્વા પ્રત્યાગતા' ના બે ભેદ પાડે છે: એક તો, માગતા માગતા જ સીધા જવું તે; અને બીજો, પાછા આવતાં માગવું તે.

૩. સાત એષણાઓ માટે જુઓ 'આચારધર્મ,' પા. ૧૦૫. તેમાં અમુક પ્રકારની કે અમુક રીતે આપેલી ભિક્ષા લેવી એવા નિયમો છે.

૫. પરિણામે સુખકર પરંતુ શરૂઆતમાં કરવાં મુશ્કેલ એવાં વીરાસન[1] વગેરે આસનો ધારણ કરવાં, તે કાયક્લેશ નામનું તપ કહેવાય છે. [૨૭]

૬. નિર્જન તેમજ જ્યાં કોઈનો અવરજવર ન હોય તેવાં, તેમજ સ્ત્રી અને પશુ વિનાનાં સ્થળોએ શયન, આસન, મુકામ વગેરે કરવાં, તે વિવિક્તશય્યાસન નામનું તપ કહેવાય. [૨૮]

આ બહિરંગ તપના છ પ્રકાર થયા. આભ્યંતર તપના પણ છ પ્રકાર આ પ્રમાણે છે:

૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવૃત્ત્ય (શુશ્રૂષા), ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન, અને ૬. ઉત્સર્ગ (અહંત્વ-મમત્વનો ત્યાગ). [૨૯-૩૦]

૧. પ્રાયશ્ચિત્તના આલોચના વગેરે દશ પ્રકાર[2] છે. [૩૧]

૨. ગુરુને આવતા દેખી ઊભા થઈ જવું, હાથ જોડવા, આસન આપવું, તેમના પ્રત્યે ભક્તિભાવ રાખવો અને તેમની શુશ્રૂષા કરવી, એ વિનય કહેવાય. [૩૨]

૩. આચાર્યાદિ[3]ને યથાશક્તિ ખાનપાન વગેરે સાધનો પૂરાં પાડીને કે પોતાની જાતને તેમના કામમાં લાવીને તેમની સેવા–શુશ્રૂષા કરવી, તે વૈયાવૃત્ત્ય. [૩૩]

---

૧. હિંદુ યોગ ગ્રંથોના આસનથી આ જૈન આસન જુદા પ્રકારનું લાગે છે. ટીકામાં જણાવ્યું છે કે, સિંહાસન વિના, સિંહાસન ઉપર બેઠા હોઈએ એ રીતે બેસવું તે વીરાસન.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩, પા. ૨૦૬.

૩. મૂળમાં 'આચાર્યાદિ દશને' એમ છે. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૪, પા. ૨૦૭.

૪. સ્વાધ્યાય પાંચ પ્રકારનો છે : (૧) વાચના (શબ્દ કે અર્થનો પ્રથમ પાઠ લેવો તે). (૨) પૃચ્છના (શંકા દૂર કરવા કે ખાતરી કરવા પૃચ્છા કરવી તે). (૩) પરિવર્તના (શીખેલ વસ્તુનું પુનરાવર્તન). (૪) અનુપ્રેક્ષા (શબ્દપાઠ કે અર્થનું મનથી ચિંતન). (૫) ધર્મકથા (જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવું તે).[1] [૩૪]

૫. આર્ત અને રૌદ્ર એ બે પ્રકારનાં દુર્ધ્યાનો છોડી, ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં ભલે પ્રકારે સ્થિત થવું. તે ધ્યાન[2] નામનું તપ કહેવાય. [૩૫]

૬. આસને બેસીને, ઊભા રહીને કે સૂઈને શરીરની તમામ ચેષ્ટાઓનો ત્યાગ કરવો, તે કાયવ્યુત્સર્ગ નામનું[3] તપ કહેવાય. [૩૬]

આ પ્રમાણે બાહ્ય અને આભ્યંતર એવું બે પ્રકારનું તપ જે મુનિ આચરે છે, તે પંડિત શીઘ્ર સર્વ સંસારથી મુક્ત થાય છે, એમ હું કહું છું. [૩૭]

---

૧. જુઓ પા. ૧૮૧-૨.

૨. ધ્યાનના એ ચાર પ્રકારો માટે જુઓ પા. ૧૯૪, ટિ. ૨.

૩. અહીં માત્ર કાયોત્સર્ગ જેવો ભાવ છે. પરંતુ 'તત્ત્વાર્થ' ૯-૨૦ વગેરેમાં વ્યુત્સર્ગ શબ્દ છે. અને આંતરિક ભાવનો (અહંતાનો) ત્યાગ અને બાહ્ય પદાર્થોનો (મમતાનો) ત્યાગ—એમ તેના બે પ્રકાર ગણાવાય છે. ટીકાકાર અહીં કાયના વ્યુત્સર્ગને ઉપલક્ષણ ગણવાનું કહી, ઉપરનો વિસ્તૃત ભાવ સમજવાનું સૂચવે જ છે.

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** મૂળમાં શ્રેણી વગેરે રચનાના પાંચ પ્રકાર આપ્યા છે : શ્રેણી, પ્રતર, ઘન, વર્ગ, વર્ગવર્ગ. અને તેવી રચના વિનાનો છઠ્ઠો પ્રકાર 'પ્રકીર્ણ' નામથી જણાવ્યો છે.

શ્રેણી વગેરે રચનાઓ આ પ્રમાણે છે : એક ઉપવાસ કરીને પારણું કરવું; પછી તરત બે ઉપવાસ કરીને પારણું કરવું — એ એક શ્રેણી થઈ. પછી એક ઉપવાસ ને પારણું, બે ઉપવાસ ને પારણું અને ત્રણ ઉપવાસ ને પારણું એ બીજી શ્રેણી થઈ. એ રીતે એક ઉપવાસ ને પારણું, બે ઉપવાસ ને પારણું, ત્રણ ઉપવાસ ને પારણું અને ચાર ઉપવાસ ને પારણું એ ત્રીજી શ્રેણી થઈ. એમ શ્રેણી વધારતાં વધારતાં વધારેમાં વધારે છ માસના ઉપવાસ સુધી થઈ શકે છે. એ બધાં **શ્રેણી** તપ કહેવાય. શ્રેણી તપને શ્રેણીગણું કરવાથી **પ્રતર** તપ થાય. જેમ કે ઉપર જણાવેલી ચાર ઉપવાસવાળી શ્રેણી લઈએ, તો તેનો પ્રતર આ પ્રમાણે થાય :

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | દરેક શ્રેણી બદલાતાં શરૂઆતનો નંબર બદલાય છે, તે ધ્યાનમાં રાખવાનું છે. |
| ૨ | ૩ | ૪. | ૧ | |
| ૩ | ૪ | ૧ | ૨ | |
| ૪ | ૧ | ૨ | ૩ | |

પ્રતર તપ શ્રેણીગણું કરવાથી **ઘન** તપ થાય. ઘન તપ ઘનગણું કરવાથી **વર્ગ** તપ થાય. વર્ગ તપ વર્ગગણું કરવાથી **વર્ગવર્ગ** તપ થાય.

**ટિપ્પણ નં. ૨.** મૂળમાં ભિક્ષા માટે ફરવાનાં ક્ષેત્રોની યાદી આ પ્રમાણે છે : ગામ, નગર, રાજધાની, નિગમ ( વેપારીઓનું મથક ), આકર (ખાણ), પલ્લી ( વૃક્ષો વાંસ વગેરેની ઝાડીમાં વસેલું હલકું જનસ્થાન ), ખેટ ( ધૂળની દીવાલવાળું સ્થળ ), કર્બટ (નાનું નગર ), દ્રોણમુખ ( જળસ્થળ બંને માર્ગવાળું), પત્તન (મોટું શહેર—

'ભૃગુકચ્છ–ભરુચ વગેરે જેવું.' —ટીકા.), મડંબ (જેની આજુબાજુ અઢી યોજન સુધીમાં બીજું ગામ ન હોય તેવું સ્થળ), સંબાધ (જેમાં ચારે વર્ણના ઘણા લોકો રહેતા હોય તેવું સ્થળ), આશ્રમપદ (તાપસોના આશ્રમોનું સ્થાન), વિહાર (દેવગૃહ), સંનિવેશ (મેળા વગેરે અર્થે એકઠા થયેલા લોકોનો પડાવ), સમાજ (મુસાફરોનો પડાવ), ઘોષ (ગોવાળોનો નિવાસ – ગોકુળ), સ્થલી (ઉચ્ચ ભૂમિ પરનો નિવાસ), સેના, સ્કંધાવાર (સેનાનો પડાવ), સાર્થ (સોદાગરોનો કાફલો), સંવર્ત (ભયથી ત્રાસેલા લોકોનું નિવાસસ્થાન), કોટ, વાડા (વાટ), શેરીઓ, ઘર. તેમાંથી કૌટિલ્ય દ્રોણમુખને 'ચતુઃશતગ્રામ્યામધ્યે' આવેલું વર્ણવે છે. કલ્પસૂત્રની ટીકામાં મડંબને અર્ધયોજન આસપાસ ગામ ન હોય એમ કહ્યું છે; તથા સંવાહને 'સમભૂમિમાં ખેડ કરી, જે દુર્ગભૂમિમાં ખેડૂતો રક્ષાર્થે ધાન્યાદિ લઈ જાય તે સ્થળ' કહ્યું છે. ઔપપાતિક સૂત્ર અને કલ્પસૂત્રમાં કર્બટની વ્યાખ્યા 'કુનગર' એવી આપી છે. રાજપસેણીયની ટીકામાં તેને 'ક્ષુલ્લપ્રાકારવેષ્ટિત' કહ્યું છે. કૌટિલ્યે તેને ખાર્વટિક કહ્યું છે અને 'દ્વિશતગ્રામ્યામધ્યે આવેલું' જણાવ્યું છે

**ટિપ્પણ નં. ૩.** પ્રાયશ્ચિત્તના ૧૦ પ્રકાર: ગુરુ સમક્ષ ભૂલ પ્રગટ કરવી તે આલોચન; થયેલ ભૂલનો અનુતાપ કરી તેમાંથી નિવૃત્ત થવું અને નવી ભૂલ ન કરવા સાવધાન થવું તે પ્રતિક્રમણ; તે બંને સાથે કરવાં તે મિશ્ર; ખાનપાન વગેરેમાં જો અકલ્પનીય આવી જાય તો માલૂમ પડયે તેનો ત્યાગ કરવો તે વિવેક; એકાગ્રતાપૂર્વક શરીર અને વચનના વ્યાપારો છોડવા તે વ્યુત્સર્ગ; અનશનાદિ બાહ્ય તપ કરવું તે તપ; દોષ પ્રમાણે દિવસ, પક્ષ, માસ કે વર્ષની પ્રવ્રજ્યા ઘટાડવી તે છેદ; ચારિત્રપર્યાયનો સંપૂર્ણ છેદ કરી ફરીથી મૂળ વ્રતનું આરોપણ કરવું તે મૂળ; ફરી વ્રત આરોપવાને પણ નાલાયક હોવાથી ગુરુએ કહેલું તપ કરી દોષરહિત થયા બાદ વ્રતમાં સ્થાપના કરવી તે અનવસ્થાપ્ય; અને મોટા અપરાધનો તપ વગેરે વડે પાર પામવો તે પારાંચિક. 'તત્ત્વાર્થ' ૯–૨૩માં મૂળ,

અનવસ્થાપ્ય અને પારાંચિક એ ત્રણને બદલે, પરિહાર (દોષપાત્ર વ્યક્તિને અમુક સમય પર્યંત સંસર્ગની બહાર રાખવી તે) અને ઉપસ્થાપન (મહાવ્રતોનો ભંગ થવાથી ફરી પ્રથમથી જ આરોપણ કરવું તે) એ બે લઈ, કુલ સંખ્યા ૯ની ગણાવી છે.

**ટિપ્પણ નં. ૪.** આચાર્યાદિ દશ આ પ્રમાણે: (વ્રત અને આચાર ગ્રહણ કરાવનાર) આચાર્ય, ઉપાધ્યાય (અધ્યાપક), સ્થવિર (વૃદ્ધ-વડીલ-સાધુ), તપસ્વી, ગ્લાન (રોગી), શૈક્ષ (નવદીક્ષિત -શિક્ષણનો ઉમેદવાર), સાધર્મિક (જ્ઞાનાદિ ગુણો વડે સમાન), કુળ (એક ગુરુના શિષ્ય), ગણ (એક ગચ્છના મુનિ), અને સંઘ (ધર્મના અનુયાયી).

## ૩૧

# ચારિત્રવિધિ

શ્રી સુધર્મસ્વામી કહે છે, હે આયુષ્મન્ (જંબુ)! હવે હું મુમુક્ષુ જીવને કલ્યાણકારી એવો ચારિત્ર્યવિધિ (સંખ્યાનુક્રમે) કહી બતાવું છે, જેને સ્વીકારીને ઘણા જીવો સંસાર-સાગર તરી ગયા છે. [૧]

૧. સાધુને નિવૃત્ત થવાનું સ્થાન એક છે; અને પ્રવૃત્ત થવાનું સ્થાન પણ એક છે: અસંયમમાંથી નિવૃત્ત થવું અને સંયમમાં પ્રવૃત્તિ કરવી. [૨]

૨. રાગ અને દ્વેષ એ બે પાપ છે; તેઓ બધાં પાપ-કર્મનાં મૂળ છે. જે ભિક્ષુ તેમનો વિરોધ કરે છે, તે આ સંસારમંડળમાંથી નીકળી જાય છે. [૩]

૩. મન, વાણી અને કાયાની અસત્ પ્રવૃત્તિરૂપી ત્રણ દંડ છે; રિદ્ધિ, રસ અને સાતા (સુખ) એ ત્રણને લગતી ત્રણ બડાઈઓ (ગારવ) છે; દંભ, ભોગેચ્છા અને મિથ્યાત્વ-રૂપી ત્રણ શલ્ય છે. દેવ, તિર્યંચ અને મનુષ્યે કરેલાં એમ

વિઘ્નો (ઉપસર્ગો) પણ ત્રણ પ્રકારનાં છે. જે ભિક્ષુ એ દંડાદિ તજે છે અને વિઘ્નો સહન કરી લે છે, તે આ સંસારમંડળમાંથી નીકળી જાય છે. [૪-૫]

૪. વિકથા (અર્થાત્ અનુપયોગી કે હાનિકારક વાતચીત) ચાર પ્રકારની છે: રાજા, દેશ, ભોજન અને સ્ત્રી સંબંધી. કષાયો (એટલે કે જીવના શુદ્ધ સ્વરૂપને મલિન કરનાર તથા સંસારની વૃદ્ધિ કરનાર માનસિક વિકારો) ચાર છે: ક્રોધ, માન, માયા અને લોભ. સંજ્ઞા (એટલે કે વૃત્તિ) ચાર છે: આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન. જે ભિક્ષુ ઉપરનાં બધાંનો તથા ધ્યાનના પણ ચાર પ્રકારોમાંથી[1] પહેલા બેનો ત્યાગ કરે છે, (અને પછીના બે સેવે છે,) તે આ સંસારમંડળમાંથી નીકળી જાય છે. [૬]

૫. વ્રતો પાંચ છે: અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. રૂપ, રસ વગેરે ઇંદ્રિયોના વિષયો પાંચ છે. સમિતિઓ પાંચ છે.[2] ક્રિયાઓ પણ પાંચ છે, જેમકે: દુષ્ટ ભાવયુક્ત થઈ પ્રયત્ન કરવો અર્થાત્ કોઈ કામવાસના માટે તત્પર થવું તે 'કાયિકી' ક્રિયા; હિંસાકારી સાધનો ગ્રહણ કરવાં તે 'આધિકરણિકી' ક્રિયા; ક્રોધના આવેશથી થતી 'પ્રાદોષિકી' ક્રિયા; પ્રાણીઓને સતાવવારૂપી 'પારિતાપનિકી' ક્રિયા; અને પ્રાણીઓને પ્રાણથી[3] વિખૂટાં કરવારૂપી 'પ્રાણાતિપાતિકી' ક્રિયા.

---

૧. જુઓ પા. ૧૬૪, ટિ૦ નં. ૨.

૨. જુઓ પા. ૧૩૯.

૩. પાંચ ઇંદ્રિયો; મન, વચન અને કાય બળ; ઉચ્છ્વાસ-નિશ્વાસ અને આયુષ એ દશ પ્રાણ છે.

જે ભિક્ષુ એ પંચકો જાણે છે: તેમાંથી સ્વીકારવા યોગ્યને સ્વીકારે છે, ત્યાગવા યોગ્યને ત્યાગે છે, અને સાવધાન રહેવા યોગ્યથી સાવધાન રહે છે, તે આ સંસારમંડળમાંથી નીકળી જાય છે. [૭]

૬. લેશ્યાઓ[૧] ૭ છે; પ્રાણીઓના વર્ગો[૨] ૭ છે. આહારનાં કારણો[૩] ૭ છે. [૮]

૭. ભિક્ષા ગ્રહણ કરવાના નિયમો[૪] સાત છે; અને ભયનાં સ્થાનો[૫] પણ સાત છે. [૯]

૮-૧૦. મદના પ્રકાર આઠ[૬] છે; બ્રહ્મચર્યની વાડો નવ છે.[૭] તથા ભિક્ષુના ધર્મો દશ છે.[૮] [૧૦]

૧૧-૨. ઉપાસકની પ્રતિમાઓ[૯] અગિયાર છે; અને

---

૧. જુઓ આગળ અધ્ય. ૩૪, પા. ૨૩૩.

૨. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ (જંગમ), એ ૭.

૩. જુઓ પા. ૧૫૪.

૪. જુઓ પા. ૨૦૨, નોં. ૩.

૫. ઇહલોકભય, પરલોકભય, આદાનભય, અકસ્માત્ભય, આજીવિકાભય, મરણભય અને અપયશભય.

૬. જાતિ, કુલ, રૂપ, તપ, શ્રુત, લાભ, ઐશ્વર્ય અને પ્રજ્ઞા – એ આઠને લગતા.

૭. જુઓ પા. ૮૮ ઉપર ૧ થી ૯.

૮. જુઓ પા. ૪૭.

૯. અમુક વિશિષ્ટ તપોને પ્રતિમા કહે છે: સમ્યક્ત્વ, અણુવ્રતોનું પાલન, સામાયિક, પૌષધ, કાયોત્સર્ગ (ધ્યાન), બ્રહ્મચર્ય, સચિત્ત–આહાર-વર્જન, સપાપ પ્રવૃત્તિ જાતે કરવાનો ત્યાગ, ઉદ્દેશીને કરેલા આહારનો ત્યાગ, અને શ્રમણ–સાધુ જેવું જીવન, એ અગિયાર ઉપાસકની પ્રતિમાઓ માટે જુઓ આ માળાનું 'દશ ઉપાસકો,' પા. ૭૪.

ભિક્ષુની પ્રતિમાઓ બાર[1] છે. [૧૧]

૧૩-૫. ક્રિયાસ્થાનો[2] ૧૩ છે; પ્રાણીઓના વર્ગો[3] ૧૪ છે; અને પરમ-અધાર્મિક દેવો[4] પંદર છે. [૧૨]

૧૬-૭. સૂત્રકૃતાંગ ગ્રંથ[5](ના પહેલા ખંડ)નાં અધ્યયનો ૧૬ છે; અને અસંયમના પ્રકાર[6] ૧૭ છે. [૧૩]

૧૮-૨૦. બ્રહ્મચર્ય અઢાર પ્રકારનું[7] છે; જ્ઞાતાધર્મ-

---

૧. ભિક્ષુની પ્રતિમાઓ માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, પા. ૨૦૦-૧. તેમાં મુખ્યત્વે અમુક પ્રમાણમા આહાર લેવો, અમુક પ્રકારે રહેવું-બેસવું-સૂવું, વગેરે બાબતોનો સમાવેશ થાય છે.

૨. હિંસા, અસત્ય, ચોરી, માન, માયા, લોભ વગેરે કર્મબંધનનાં ૧૩ સ્થાનો ક્રિયાસ્થાનો કહેવાય છે. જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, પા. ૧૭૪-૮૧.

૩. પૃથ્વી, પાણી વગેરે એકેંદ્રિય જીવોના સૂક્ષ્મ અને બાદર એવા બે વર્ગો; બે ઇંદ્રિયવાળા; ત્રણ ઇંદ્રિયવાળા; ચાર ઇંદ્રિયવાળા; અને પાંચ ઇંદ્રિયવાળા દેવ મનુષ્ય વગેરેના સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે ભેદો — મળી કુલ સાત વર્ગો થાય. તે દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદો ગણતા કુલ ૧૪ થાય. વિશેષ સમજૂતી માટે જુઓ અધ્ય. ૩૬ : પા. ૨૪૮, નોં. ૩. પદાર્થના સ્વભાવનો પૂર્વાપર વિચાર અથવા અનુસંધાન કરી શકે તેવી માનસશક્તિ વાળા 'સંજ્ઞી' કહેવાય.

૪. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧, પા. ૨૧૩.

૫. આ માળામાં પ્રસિદ્ધ થયેલું 'સંયમધર્મ' પુસ્તક.

૬. સંયમથી ઊલટો તે અસંયમ. ૧૭ પ્રકારનો સંયમ આ પ્રમાણે : પાંચ મહાવ્રતોનું પાલન; પાંચ ઇંદ્રિયોનો જય; ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોનો જય; અને મન-વાણી-કાયાની અસત્ પ્રવૃત્તિરૂપ ત્રણ દંડોમાંથી નિવૃત્તિ.

૭. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૨, પા. ૨૧૪.

કથા ગ્રંથ(ના પ્રથમ ખંડ)નાં[1] અધ્યયનો ૧૯ છે; અને અસમાધિનાં સ્થાન[2] ૨૦ છે. [૧૪]

૨૧-૨. અશુભ ક્રિયાઓ[3] ૨૧ છે; અને પરિષહો[4] ૨૨ છે. [૧૫]

૨૩-૪. સૂત્રકૃતાંગ ગ્રંથના બંને ખંડોનાં અધ્યયનો ૨૩ છે; અને દેવોના વર્ગો ૨૪[5] છે. [૧૬]

૨૫-૬. પાંચ મહાવ્રતોની ભાવનાઓ[6] ૨૫ છે; અને દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પ તથા વ્યવહારસૂત્ર એ ગ્રંથોના ઉદ્દેશો ૨૬ છે. [૧૭]

૨૭-૮. સાધુના ગુણો[7] ૨૭ છે; અને આચારાંગનાં[8] અધ્યયનો ૨૮ છે. [૧૮]

---

૧. આ માળાનું 'ધર્મકથાઓ' નામનું પુસ્તક.

૨. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૩, પા. ૨૧૪.

૩. મૂળ, 'શબલ': ચારિત્રને મેલું કરે છે માટે. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૪, પા. ૨૧૪.

૪. જુઓ અધ્ય. ૨, પા. ૧૦.

૫. ૧૦ ભવનપતિ, ૮ વ્યંતર, પાંચ જ્યોતિષ્ક અને વૈમાનિક. જુઓ અધ્ય. ૩૬, ટિ. ૩, પા. ૨૬૧.

૬. દરેક મહાવ્રત જીવનમાં ઊંડું ઉતરે તે માટે તે દરેકને અનુકૂળ થઈ પડે તેવી ખાસ ગણાવેલી કેટલીક પ્રવૃત્તિઓ 'ભાવના' કહેવાય છે. જુઓ આ માળાનું 'આચારધર્મ,' પા. ૧૭૬–૮૪.

૭. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૫, પા. ૨૧૫.

૮. 'આચારધર્મ' નામે આ માળામાં પ્રસિદ્ધ થયેલું પુસ્તક. હાલ તો તેમાં ૨૪ અધ્યયનો ઉપલબ્ધ છે. મહાપરિજ્ઞા, ઉદ્ઘાય, અનુદ્ઘાય અને આરોવણા એ ચાર લુપ્ત થયાં ગણાય છે.

૨૯-૩૦. પાપશાસ્ત્રો[1] ૨૯ છે; અને મોહનાં સ્થાનો[2] ૩૦ છે. [૧૯]

૩૧-૩. સિદ્ધોના અતિશયવાળા ગુણો[3] ૩૧ છે; શરીર મન અને વાણીના શુભ વ્યાપારો રૂપ યોગો[4] ૩૨ છે; અને ગુરુ વગેરેની આમન્યાભંગના પ્રકારો[5] ૩૩ છે. [૨૦]

આ બધી બાબતોમાં જે ભિક્ષુ હંમેશ યત્નવાન રહે છે: જાણવા યોગ્યને જાણે છે, સ્વીકારવા યોગ્યને સ્વીકારે છે, અને ત્યાગવા યોગ્યને ત્યાગે છે; તે પંડિત, સર્વ સંસારમાંથી શીઘ્ર મુક્ત થાય છે, એમ હું કહું છું. [૨૧]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** પરમ અધાર્મિક દેવો એ, દેવોના ચાર વર્ગોમાંથી (જુઓ પા. ૨૬૧, ટિ. નં. ૩) ભવનપતિ દેવોમાંના અસુરકુમારવર્ગના દેવોની એક જાતિ છે. નરકની સાત ભૂમિઓમાંથી પહેલી ત્રણ સુધીમાં તેઓ હોય છે. તેઓ સ્વભાવે એટલા નિર્દય અને કુતૂહલી હોય છે કે, તેમને બીજાઓને સતાવવામાં જ આનંદ મળે છે. તેથી તેઓ નારકોને અનેક રીતે દુઃખ આપ્યા કરે છે.

---

૧. સાધુને ભણવાં નિષિદ્ધ એવાં નિમિત્ત, જ્યોતિષ, નાટ્ય, ધનુર્વેદ વગેરે શાસ્ત્રો. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૬, પા. ૨૧૫.

૨. જેનાથી મોહનીય કર્મ બંધાય એવાં પાપકર્મો. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૭, પા. ૨૧૫.

૩. અધ્યયન ૩૩માં (પા. ૨૨૬) ૧ થી ૮ સુધીનાં જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીનાં ૩૧ કર્મોથી રહિત હોવાપણારૂપી.

૪. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૮, પા. ૨૧૬.

૫. તેમાં ગુરુની આમન્યાનો ભંગ થાય એવી રીતે બેસવા, બોલવા, ચાલવા વગેરે પ્રકારોનો સમાવેશ થાય છે.

તેઓ દેવવર્ગના હોઈ, તેમને બીજાં પણ સુખસાધન છે; છતાં પૂર્વ-જન્મકૃત દોષને કારણે તેઓ બીજાને સતાવવામાં જ પ્રસન્ન રહે છે.

**ટિપ્પણ નં. ૨.** ૧૮ પ્રકારનું બ્રહ્મચર્ય : 'દિવ્ય' એટલે દેવશરીર અને મનુષ્ય, પશુ વગેરેનું સ્થૂલ 'ઔદારિક' શરીર, તે બંને શરીરો સાથે મૈથુનનો ત્યાગ એ બે મુખ્ય પ્રકાર છે. તે દરેકના, ન કરવું, ન કરાવવું અને ન અનુમતિ આપવી – એ ત્રણ ત્રણ પ્રકાર ગણતાં છ થયા. અને તે દરેકનો મન, વાણી અને કાયાથી એમ ત્રણ ત્રણ પ્રકારે ત્યાગ ગણતાં કુલ ૧૮ પ્રકાર થયા.

**ટિપ્પણ નં. ૩.** અસમાધિ એટલે કે ચિત્તની અસ્વસ્થતા થવાનાં ૨૦ સ્થાનો નીચે પ્રમાણે છે: ઉતાવળે ચાલવું (તેમ કરતાં પડી જઈએ તો પોતાને વાગે, અન્ય જીવને વાગે અને તે હિંસાજન્ય કર્મ બંધાવાથી પરલોકમાં પાછું દુઃખ ભોગવવું પડે, એમ ત્રણ પ્રકારે અસમાધિ પ્રાપ્ત થાય; એ રીતે પછીનાંમાં પણ સમજવું); પ્રમાર્જ્યા-સાફ કર્યા વિના બેસવું-સૂવું ઇ૦; બરાબર પ્રમાર્જ્યા વિના બેસવું-સૂવું ઇ૦; જરૂર કરતાં વધુ શય્યાસન રાખવાં કે મોટા મકાનમાં રહેવું; પોતાથી અધિક ગુણવાળાની સામું બોલવું; સ્થવિર એટલે વૃદ્ધ સાધુની આમન્યા ન રાખવી; પ્રમાદથી જીવનો ઘાત કરવો; વારંવાર ક્રોધ કરવો; ચિરકાળ ક્રોધ કરવો; પરોક્ષે પરની નિંદા કરવી; વારંવાર નિશ્ચયકારી ભાષા બોલવી; નવા નવા ઝઘડા ઉપાડવા; શાંત થયેલા ઝઘડા ઉખાડવા; અકાળે સ્વાધ્યાય કરવો; સજીવ પૃથ્વીની રજકણથી ખરડાયેલા હાથપગ વગેરે લૂછ્યા વિના ગ્રહણાદિ ક્રિયાઓ કરવી; વિકાળે (મોડી રાતે) મોટેથી બોલવું; જેની તેની સાથે કલહ કરવો; પોતાને તેમજ બીજાને અસમાધિ ઉપજાવવી અથવા ગચ્છનો ભેદ કરવો; સવારથી સાંજ સુધી ખા ખા કરવું; અને (જીવનયાત્રામાં આવશ્યક નિર્દોષ સાધનો મેળવવામાં સાવધાનતાથી પ્રવર્તવારૂપી) એષણાસમિતિ ન પાળવી.

**ટિપ્પણ નં. ૪.** ૨૧ અશુભ ક્રિયાઓ : હસ્તકર્મ; (અતિચાર-પૂર્વક) મૈથુન; રાત્રીભોજન; સાધુને ઉદ્દેશીને કરેલું અન્ન ખાવું;

રાજપિંડ લેવો; ખરીદેલો પિંડ લેવો; ઉધારે આણેલો લેવો; સામો આણીને આપેલો લેવો; ઝૂંટવી આણેલો લેવો; નિયમથી ત્યાગેલી વસ્તુ ખાવી; છ મહિનામાં વગર કારણે ગચ્છ બદલવો; એક માસમાં ત્રણ વાર નાભિપ્રમાણ પાણીવાળી નદી વગેરે ઓળંગવાં; જાણી જોઈને પૃથ્વી આદિ જીવ હણવા; જૂઠું બોલવું; ન આપેલી ચીજ લેવી; વ્યવધાન વિનાની સજીવ પૃથ્વી ઉપર બેસવું સૂવું; સચિત્ત રજકણ વગેરે વડે વ્યાપ્ત પૃથ્વી, શિલા વગેરે ઉપર સ્થાનાદિ કરવાં; જીવજંતુ, લીલ, ફૂગ વગેરે વાળા આસનાદિ ઉપર બેસવું ઇ૦; જાણી જોઈને કંદમૂળાદિ ખાવાં; એક વર્ષમાં દશ વાર નદી વગેરે ઊતરવાં; અને જાણી જોઈને સચિત્ત પાણી વગેરેથી વ્યાપ્ત હાથ વગેરેથી આહાર ગ્રહણ કરવો.

**ટિપ્પણ નં. ૫.** સાધુના ૨૭ ગુણો : પાંચ મહાવ્રતો; રાત્રીભોજનત્યાગ; પાંચ ઇંદ્રિયોનો નિરોધ; ભાવસત્ય [જુઓ પાન ૧૮૮, (૫૦ તથા ૫૧)]; કરણસત્ય; ક્ષમા; વિરાગતા; મન, વચન અને કાયાના એમ ત્રણ નિરોધ; છ જીવવર્ગોની રક્ષા એ છ; સંયમયોગની રક્ષા; પરિષહો (મુશ્કેલીઓ) સહન કરવા; ઉપસર્ગો (વિઘ્નો) સહન કરવા.

**ટિપ્પણ નં. ૬** : ૨૯ પાપશાસ્ત્રો : દિવ્ય, ઉત્પાત, અંતરિક્ષ, ભૌમ, આંગ, સ્વર, લક્ષણ અને વ્યંજન એ આઠ નિમિત્તશાસ્ત્રો અને તે દરેકના સૂત્ર, વૃત્તિ અને વાર્તિકરૂપે ત્રણ ભેદ ગણતાં ૨૪ થાય; તેમાં ગાંધર્વ, નાટ્ય, વાસ્તુ, ધનુર્વેદ અને આયુર્વેદ ઉમેરતાં ૨૯ ભેદ થયા.

**ટિપ્પણ નં. ૭.** મોહનાં ૩૦ સ્થાનો : ત્રસજીવોને પાણીમાં બોળીને, શ્વાસ રૂંધીને, વાધરી વગેરે વડે બાંધીને, મુદ્‌ગર વગેરે વડે મસ્તકમાં પ્રહાર કરીને હણે; ઘણા લોકોના નાયકને હણે; બીમાર વગેરેનું છતી શક્તિએ ઔષધાદિક ન કરે; ભિક્ષા માટે આવેલા સાધુને વિધર્મી હોવાથી હણે; ખોટી દલીલોથી પોતાને કે બીજાને ચારિત્રધર્મથી ભ્રષ્ટ કરે; જિનેશ્વરની નિંદા કરે; આચાર્યાદિકની

નિંદા કરે; તેમની સેવાચાકરી ન કરે; વારંવાર કલહ ઊભા કરી તીર્થનો ભેદ કરે; દોષ જાણવા છતાં વશીકરણાદિ કરે; કામભોગ ત્યાગવા છતાં વિષયોની પ્રાર્થના કરે; પોતે બહુશ્રુત; તપસી; કુમાર; કે બ્રહ્મચારી ન હોવા છતાં, 'છું' એમ કહે; માણસવાળા ઘરને સળગાવે; પોતે કરેલું અકાર્ય બીજાને ઓઢાડે; માયાથી લોકોને છેતરે; સત્ય બોલનારને અસત્ય બોલનારો કહી ખોટો પાડે; નિરંતર કલહ કર્યા કરે; લોકોને માર્ગમાં લઈ જઈ લૂંટી લે; અન્યને વિશ્વાસ ઉપજાવી તેની સ્ત્રી પ્રત્યે ગમન કરે; જેનાથી ઐશ્વર્ય પામ્યો હોય તેનું જ ધન હરે; કે તેના જ ભોગાદિકમાં અંતરાય કરે; સેનાપતિ, ઉપાધ્યાય, રાજા, શ્રેષ્ઠી વગેરેને હણે; દેવાદિ ન જોયા છતાં જોયાનું કહે; દેવોને વિષયાસક્ત કહી નિંદે.

ટિપ્પણ નં. ૮. ૩૨ યોગો: ગુરુ પાસે દોષનું નિવેદન કરવું; કોઈએ કરેલું નિવેદન બીજાને કહી ન દેવું; આપત્તિમાં પણ ધર્મમાં દૃઢ રહેવું; ફળની વાંછા વિના તપ કરવું; મળેલી શિક્ષા આચરવી; અને નવી ગ્રહણ કરવી; શરીરાદિની મમતાનો ત્યાગ કરવો; તપ ગુપ્ત રાખવું; લોભ ત્યાગવો; પરિષહ–ઉપસર્ગ (મુશ્કેલીઓ-વિઘ્નો) જીતવા; ચિત્ત સરળ રાખવું; સંયમ વિશુદ્ધપણે પાળવો; સમકિત શ્રદ્ધા-રુચિ) નિર્મળ રાખવું; ચિત્તની એકાગ્રતા–સમાધિ સાચવવાં; આચાર કપટરહિત રાખવો; વિનયી થવું; સંતોષ–ધૃતિ રાખવાં; વૈરાગ્યભાવના કેળવવી; માયારહિત થવું; શુદ્ધ કરણીમાં સાવધાન થવું; સંવર આદરવો (પાપ રોકવાં); પોતાના દોષ ટાળવા; સર્વ વિષયથી વિરક્ત રહેવું; મૂળ ગુણથી પાંચ મહાવ્રતો પાળવાં; ઉત્તર-ગુણથી મહાવ્રત પાળવાં (જુઓ પા. ૧૫૧ નોં. ૨); ઉત્સાહપૂર્વક આસન-ધ્યાન-કાયોત્સર્ગ કરવાં; પ્રમાદરહિતપણે વર્તવું; આત્મ-ચારિત્રમાં સૂક્ષ્મતાથી સાવધાન રહેવું; ધ્યાન એકાગ્રતાપૂર્વક કરવું; મરણાંત દુઃખથી ભય ન પામવો; સ્ત્રીઆદિકના સંગનો ત્યાગ કરવો; પ્રાયશ્ચિત્ત કરવું; મરણકાળે આરાધના કરવી.

## ૩૨

# પ્રમાદસ્થાનો

શ્રીસુધર્મસ્વામી કહે છે : અનાદિકાળથી ચાલતા આવેલા સર્વ પ્રકારના દુઃખમાંથી સમૂળગા છૂટવાનો ઉપાય હું તમને કહી સંભળાવું છું; તે તમે બધા પોતાનું હિત વિચારી પ્રતિપૂર્ણ ચિત્તે સાંભળો; કારણ કે, એ વસ્તુ અત્યંત હિતકર છે. [૧]

સર્વ પ્રકારના જ્ઞાનને નિર્મળ કરવાથી, અજ્ઞાન અને મોહને ત્યાગવાથી, તથા રાગ અને દ્વેષનો ક્ષય કરવાથી એકાંતિક સુખરૂપી મોક્ષ પ્રાપ્ત થાય છે. [૨]

તેનો માર્ગ આ પ્રમાણે છે : સદ્‌ગુરુ અને જ્ઞાનવૃદ્ધ પુરુષોની સેવા કરવી; અજ્ઞાનીઓનો સંગ દૂરથી જ ત્યાગવો; એકાગ્રચિત્તથી સતશાસ્ત્રનો અભ્યાસ કરવો; તેના અર્થનું ચિંતન કરવું; અને ધૃતિ એટલે કે ચિત્તની સ્વસ્થતા કેળવવી. [૩]

સમાધિની[1] કામનાવાળા તપસ્વી ભિક્ષુએ દોષરહિત અને પ્રમાણસર આહાર ઇચ્છવો; તત્ત્વજ્ઞાનમાં[2] પહોંચવાળો સાથી શોધવો; અને એકાંત રહેઠાણ મેળવવું. પોતાનાથી ગુણમાં અધિક કે સમાન એવો નિપુણ સાથી ન મળે, તો પોતે એકલા જ નિષ્પાપપણે અને ઇંદ્રિયસુખોમાં અનાસક્તપણે વિચરવું. [૪-૫]

જેમ બગલી ઈંડામાંથી પેદા થાય છે; અને ઈંડું બગલીમાંથી પેદા થાય છે; તેમ મોહનું ઉત્પત્તિસ્થાન તૃષ્ણા છે, અને તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન મોહ છે. રાગ અને દ્વેષ એ કર્મનાં બીજ છે; અને તેનું ઉત્પત્તિસ્થાન મોહ છે. કર્મ જ જન્મમરણનું મૂળ છે; અને જન્મમરણ એ જ દુઃખ છે. જેને મોહ નથી, તેનું દુઃખ ગયું; જેને તૃષ્ણા નથી, તેનો મોહ ગયો; જેનામાં લોભ નથી, તેની તૃષ્ણા ગઈ; અને જેને લોભ નથી, તેને કાંઈ નથી.[3] [૬-૮]

એ રાગ, દ્વેષ અને મોહને નિર્મૂળ કરવાના ઉપાયો આ પ્રમાણે છે :

૧. દૂધ, દહીં વગેરે દીપ્તિકર રસો યથેચ્છ ન સેવવા; કેમકે, જેમ સ્વાદુ ફળવાળા વૃક્ષ તરફ પક્ષીઓ ટોળાબંધ

૧. 'જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી'.–ટીકા.

૨. મૂળ, 'નિપુણાર્થ'. '—જીવાદિ તત્ત્વો'.–ટીકા.

૩. 'જેને કાંઈ નથી તેને લોભ નથી' —એવો અર્થ પણ લેવાય છે.

દોડી આવે છે, તેમ દીપ્ત[1] મનુષ્ય તરફ કામવાસનાઓ દોડી આવે છે. જેમ બહુ કાષ્ઠવાળા વનમાં પવન સહિત સળગેલો દાવાગ્નિ શાંત થતો નથી, તેમ યથેચ્છ આહાર કરનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયાગ્નિ શાંત થતો નથી. અતિ આહાર કોઈને હિતકર નથી. એકાંતમાં રહેનારા, ઓછું ખાનારા, અને ઇંદ્રિયોનું દમન કરનારા પુરુષોને જ રાગરૂપી શત્રુ નથી નમાવી શકતો; પરંતુ ઔષધોથી વ્યાધિની પેઠે જાતે હારી જાય છે. [૮-૧૨]

૨. બિલાડીના રહેઠાણ પાસે ઉંદરોએ રહેવું એ જેમ ડહાપણ ભરેલું નથી, તેમ સ્ત્રીઓવાળા મકાનમાં બ્રહ્મચારીએ રહેવું સલામતી ભરેલું નથી.

બ્રહ્મચારીએ સ્ત્રીઓનાં રૂપ, લાવણ્ય, વિલાસ, હાસ્ય, મંજુલ વચન, અંગમરોડ અને કટાક્ષ વગેરેનું મનમાં ચિંતન ન કરવું; તેમનું કીર્તન ન કરવું; તેમની અભિલાષા ન કરવી; તેમજ તેમને રાગપૂર્વક નીરખવાં નહીં. સદા બ્રહ્મચર્યમાં રત રહેવા ઇચ્છતા પુરુષોને એ નિયમ હિતકર છે તથા ઉત્તમ ધ્યાન પ્રાપ્ત કરવામાં મદદરૂપ છે.

ભલેને, મન, વાણી અને કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો. સંસારથી ડરી, ધર્મમાર્ગમાં

---

૧. ધાતુ-બલ-વીર્યાદિ યુક્ત.-ટીકા.

સ્થિત થયેલા અને મોક્ષની જ ઇચ્છા રાખનારા સાધુને યુવાન અને મનોહર[1] સ્ત્રી જેવી દુસ્તર વસ્તુ બીજી કોઈ નથી.

જેઓ સ્ત્રીની કામના છોડી શકયા છે, તેઓને બધી કામનાઓ છોડવી સહેલી છે. મહાસાગર તરી જનારાને ગંગા જેવી મોટી નદીનો પણ શો હિસાબ! દેવો સહિત સમગ્ર લોકના દુઃખનું મૂળ કામભોગોની કામના છે. જે માણસ તે બાબતમાં વીતરાગ થઈ શકે છે, તે શારીરિક કે માનસિક તમામ દુઃખોમાંથી છૂટી શકે છે. શરૂઆતમાં મનોહર લાગતા કામભોગો અંતે તો રસ અને વર્ણમાં મનોહર લાગતાં કિંપાકફળોની જેમ તે માણસનો નાશ જ કરે છે. માટે સમાધિની ઇચ્છાવાળા તપસ્વી ભિક્ષુએ ઇંદ્રિયોને પ્રિય લાગતા કે અપ્રિય લાગતા વિષયોમાં રાગદ્વેષ ન કરવા. [૧૩-૨૧]

૩. ઇંદ્રિયોનો સ્વભાવ છે કે, સામે આવેલા વિષયને ગ્રહણ કરવો; અને વિષયોનો સ્વભાવ છે કે, ઇંદ્રિયો વડે ગ્રાહ્ય થવું. તેમાં પોતાના રાગદ્વેષ ઉમેરી જીવ પ્રિય–અપ્રિયનો ભેદ ઊભો કરે છે અને દુઃખી થાય છે. જુદા જુદા વિષયોમાં તીવ્ર આસક્તિ રાખનારાં પ્રાણીઓ કેવો અકાલ વિનાશ પામે છે, તે જુઓ. દીવાના રૂપમાં ખેંચાઈ, પતંગિયું સળગી મરે છે; પારધીના મધુર સંગીતમાં લોભાઈ, હરણ વીંધાઈ જાય છે; જડીબુટ્ટીના પ્રિય ગંધમાં લોભાઈ, સાપ દરમાંથી બહાર નીકળતાં પકડાઈ જાય છે; માછલું આંકડા

---

૧. મૂળ : 'બાલમનોહર'. 'બાલ એટલે અવિવેકી-મૂર્ખનું મન હરનારી.'–ટીકા.

ઉપર ભરવેલા માંસના સ્વાદમાં લોભાઈ નાશ પામે છે; પાડો પાણીના શીતળ સ્પર્શથી લોભાઈ મગરનો ભોગ બને છે; અને હાથી તીવ્ર કામાભિલાષથી હાથણીવાળે માર્ગે જઈ ખાડામાં પડે છે.[૧] આમ, ઇંદ્રિય અને મનના વિષયો રાગી મનુષ્યને દુઃખના હેતુ થઈ પડે છે; પરંતુ નીરાગીને જરા પણ દુઃખકર થતા નથી.

વળી જે મનુષ્ય પોતાને મનોહર લાગતા રૂપ વગેરેમાં અતિ આસક્ત થાય છે, તે બાકીનાં બધાં રૂપોનો દ્વેષ જ કરવાનો. અપ્રિય માનેલા વિષય ઉપર દ્વેષ કરનાર તે ક્ષણે જ દુઃખ પામતો હોય છે! પોતાના પ્રદુષ્ટ ચિત્તથી તે એવાં કર્મ બાંધે છે, કે જે પરિણામે દુઃખરૂપ થઈ પડે છે. આમ જીવ પોતાના દુર્દાન્તપણારૂપી દોષથી દુઃખી થાય છે; તેમાં વિષયો વગેરેનો કાંઈ અપરાધ નથી. કામભોગ પોતે કંઈ મનુષ્યોમાં રાગ, દ્વેષ કે સમતા ઉત્પન્ન કરતા નથી; પરંતુ તેમના પ્રત્યે રાગદ્વેષવાળો મનુષ્ય જ પોતે પોતાના મોહથી વિકૃતિ પામે છે.[૨]

વળી, વિષયોમાં આસક્તિ બીજાં અનેક મહાપાપોનું કારણ થઈ પડે છે, જેમના ફળરૂપે તેને પાછાં અનેક દુઃખો ભોગવ્યા કરવાં પડે છે. જેમકે, પોતાને પ્રિય લાગતા

---

૧. હાથી સિવાયના ઉપરના બધા દાખલા અનુક્રમે રૂપ, શબ્દ, ગંધ, રસ અને સ્પર્શ એ પાંચ બાહ્ય ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિના છે. હાથીનો દાખલો (આંતર ઇન્દ્રિય) મનના વિષયનો છે. મૂળમાં મનનો વિષય 'ભાવ' કહ્યો છે. પ્રિય અથવા અપ્રિય વિષયનું ચિંતન કે અભિલાષા તે ભાવ.

૨. શ્લોક : ૨૨-૬;૩૩,૩૭,૫૦,૬૩,૭૬,૮૯,૧૦૦-૧.

વિષયમાં આસક્તિવાળો જીવ પોતાના સુખ ખાતર બીજા જીવોને પીડા કરવી પડે કે તેમનો નાશ કરવો પડે તો પણ પાછું નહિ જુએ. વળી તે પોતાને ગમતા વિષયોનો પરિગ્રહ — સંગ્રહ — કરવા તત્પર થશે. તેમાંય પ્રથમ તો તે વિષયો મેળવવામાં દુઃખી થવાનો; મળ્યા બાદ તેમનું રક્ષણ કરવામાં દુઃખી થવાનો; પછી તેમનો ઉપયોગ કરતાં દુઃખી થવાનો; અને અંતે તેમનો વ્યય અને વિયોગ થતાં દુઃખી થવાનો. દુઃખની વાત તો એ છે કે, એ વિષયોના સંભોગકાળમાં પણ તેને અતૃપ્તિ જ રહે છે. એ અતૃપ્તિ પાછી તેને વધુ ને વધુ વિષયોનો પરિગ્રહ કરવા પ્રેરે છે. આમ તે હંમેશ અસંતુષ્ટ જ રહે છે. એ અસંતોષને પરિણામે, લોભથી કલુષિત થયેલા ચિત્તવાળો તે જીવ, પછી બીજાના વિષયો ચોરી લેવા તત્પર થાય છે. હંમેશાં અતૃપ્ત રહેતા, તૃષ્ણાથી અભિભૂત થયેલા, અને બીજાના વિષયો ચોરવામાં તત્પર થયેલા તે મનુષ્યને પછી છળ અને જૂઠનો આશ્રય લેવો પડે છે. તેમ છતાં તેનાં દુઃખ તો વધતાં જ જાય છે. કારણ કે, જૂઠ, ચોરી વગેરે દરેક પાપકર્મમાં તેની પહેલાં, પછી, તેમજ કરતી વેળાએ દુઃખ જ રહે છે, અને અંતે પણ તેનું પરિણામ માઠું જ આવે છે. આમ તે મનુષ્ય હંમેશાં અસહાય અવસ્થામાં દુઃખ ભોગવ્યાં કરે છે. [૨૭-૩૨]

તે ઉપરાંત, કામગુણોમાં આસક્ત મનુષ્ય ક્રોધ, માન, માયા, લોભ, જુગુપ્સા, અરતિ, રતિ, હાસ્ય, ભય, શોક, સ્ત્રીની ઇચ્છા, પુરુષની ઇચ્છા કે બંનેની ઇચ્છા વગેરે વિવિધ ભાવો યુક્ત બને છે. અને પરિણામે પરિતાપ, દુર્ગતિ

વગેરે પામે છે. તેની સ્થિતિ કરુણાજનક અને દીન બની જાય છે; તે શરમીંદો થઈ જાય છે; અને બધે અપ્રીતિકર થઈ પડે છે. [૧૦૨-૩]

ઇંદ્રિયોને વશીભૂત થયેલા મનુષ્યને મોહરૂપી મહાસાગરમાં ડૂબવા માટે અનેક પ્રયોજન ઊભાં થાય છે. કારણ કે, પોતાની આસક્તિથી ઊભાં થયેલાં દુઃખો દૂર કરવા તે બીજા બીજા અનેક ઉદ્યમો કર્યા કરે છે.[1] [૧૦૫]

પરંતુ, જે મનુષ્ય વીતરાગી છે, તે શોકરહિત છે. જેમ કમળની પાંખડી પાણીથી લેપાતી નથી, તેમ સંસારની મધ્યે રહેવા છતાં તે દુઃખપ્રવાહથી અલિપ્ત રહે છે. તેનાં મનને ગમે તેવા શબ્દાદિ વિષયો, જરા પણ ભેદી શકતા નથી કે વિકૃત કરી શકતા નથી. [૩૪,૧૦૬]

પોતાના રાગ, દ્વેષ અને મોહરૂપી સંકલ્પોનું સ્વરૂપ વિચારવામાં ઉદ્યમવંત થયેલા તે મનુષ્યને ક્રમે ક્રમે સમતા પ્રાપ્ત થાય છે; પછી વિષયોના સંકલ્પો દૂર થતાં તેની કામગુણોની તૃષ્ણા પણ ચાલી જાય છે. આમ વીતરાગ થઈ, કૃત્યકૃત્ય થયેલા તે મનુષ્યનાં જ્ઞાન અને દર્શનને આવરણ કરનારાં તથા બીજાં અંતરાયક કર્મો ક્ષણ વારમાં

---

1. આની પહેલાં જે શ્લોક છે, તેનો અર્થ સ્પષ્ટ નથી. તેનો આવો કાંઈક અર્થ કાઢી શકાય છે : ઇંદ્રિયોરૂપી ચોરોને વશ થયેલો ભિક્ષુ આચારની (કલ્પની) ઇચ્છા નથી કરતો, જેટલી સેવા કરનાર સહાયકની કરે છે; અને તપની વૃદ્ધિ નથી ઇચ્છતો, જેટલો ભિક્ષુ થયાનો પશ્ચાત્તાપ કરે છે. આમ તે અનેક વિકૃતિઓ પામે છે. [૧૦૪]

ક્ષય પામી જાય છે, અને તે બધું જાણનારો તથા જોનારો બને છે. મોહરહિત, અંતરાયરહિત, આસ્રવરહિત (નિષ્પાપ), ધ્યાન અને સમાધિયુક્ત તથા વિશુદ્ધ બનેલો તે પુરુષ આયુષ્યનો ક્ષય થતાં મોક્ષ પામે છે. સંસારી મનુષ્યોને બાધા કરતાં સર્વ દુઃખોમાંથી તે મુક્ત થાય છે. લાંબા કાળના રોગમાંથી છૂટેલો અને સર્વનો સ્તુતિપાત્ર બનેલો તે આત્મા અત્યંત સુખી તથા કૃતાર્થ થાય છે. [૧૦૮-૧૦]

અનાદિ કાળથી ઉત્પન્ન થયેલા સર્વ દુઃખમાંથી છૂટવાનો આ માર્ગ જ્ઞાની પુરુષોએ ઉપદેશ્યો છે. તેને અનુસરનારાં પ્રાણીઓ યથાકાળે અત્યંત સુખનાં ભાગી થશે, એમ હું કહું છું. [૧૧૧]

૩૩

## કર્મવિચાર

"'મિથ્યાત્વ' એટલે કે યથાર્થ વસ્તુમાં શ્રદ્ધાને અભાવે કે અયથાર્થ વસ્તુમાં શ્રદ્ધાને કારણે; 'અવિરતિ' એટલે કે દોષોથી ન વિરમવાને કારણે; 'પ્રમાદ'ને કારણે અને રાગ-દ્વેષાદિ 'કષાય' પૂર્વક કરાતી મન, વાણી તથા કાયાની પ્રવૃત્તિ એટલે કે 'યોગ'ને કારણે, જીવ કર્મપરમાણુઓ ગ્રહણ કરે છે. જેમ દીવો વાટ દ્વારા તેલને ગ્રહણ કરી, પોતાની ઉષ્ણતાથી તેને જ્વાળારૂપે પરિણમાવે છે, તેમ જીવ કાષાયિક વિકારથી કર્મરૂપે પરિણમવાને યોગ્ય પરમાણુઓ ગ્રહણ કરી, તેમને કર્મભાવે પરિણમવામાં નિમિત્ત થાય છે. આત્માના પ્રદેશો સાથે એ કર્મપરમાણુઓનો સંબંધ તેનું નામ જ બંધ. જીવ સ્વભાવે અમૂર્ત છતાં અનાદિ કાળથી કર્મસંબંધવાળો હોવાને લીધે, મૂર્ત જેવો થઈ જવાથી, મૂર્ત કર્મપરમાણુઓ ગ્રહણ કરે છે.

"જીવ કર્મપરમાણુઓ ગ્રહણ કરે છે, તે વખતે જ તેઓમાં નીચેના ચાર અંશોનું નિર્માણ થાય છે : (૧) જ્ઞાનને આવૃત્ત કરવાનો, કે દર્શન અટકાવવાનો કે સુખદુઃખ અનુભવાવવાનો વગેરે સ્વભાવ. તેને 'પ્રકૃતિબંધ' કહે છે. (૨) તે સ્વભાવથી અમુક વખત સુધી ચ્યુત ન થવાની કાલમર્યાદા. તેને 'સ્થિતિબંધ' કહે છે. (૩) સ્વભાવનું નિર્માણ થવા સાથે જ તેમાં તીવ્રતા મંદતા આદિપણે ફલાનુભવ કરાવનારી વિશેષતાઓ બંધાય છે, તેને 'અનુભાવબંધ' કહે છે. (૪) અને સ્વભાવ દીઠ તે પરમાણુઓ અમુક અમુક પરિમાણમાં વહેંચાઈ જાય છે, તે પરિમાણવિભાગને 'પ્રદેશબંધ' કહે છે.

"આ ચારમાંથી પહેલો અને છેલ્લો યોગ (પ્રવૃત્તિ) ની તરતમતાને આભારી છે; અને બીજો તથા ત્રીજો કષાય (રાગદ્વેષ)ની તરતમતાને આભારી છે."

પ્રકૃતિબંધ આઠ પ્રકારનો છે. તે આ પ્રમાણે : ૧. જ્ઞાનાવરણીય, ૨. દર્શનાવરણીય, ૩. વેદનીય, ૪. મોહનીય, ૫. આયુષ, ૬. નામ, ૭. ગોત્ર, ૮. અંતરાય. [૧-૩]

૧. જ્ઞાનાવરણીય : વસ્તુમાત્રનો પ્રથમ દર્શને 'સામાન્ય બોધ' થાય છે; અને પછી 'વિશેષ બોધ' થાય છે. વિશેષ બોધ એટલે જ્ઞાન; અને સામાન્ય બોધ એટલે દર્શન. તે વિશેષ બોધરૂપી જ્ઞાનને આવરનાર — ન પ્રગટ થવા દેનાર કર્મ તે જ્ઞાનાવરણીય કર્મ કહેવાય. જ્ઞાનના પાંચ પ્રકારો[1] અનુસાર તેના મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય,

૧. જુઓ પા. ૧૬૮, ટિ. નં. ૧. વધુ વિસ્તાર માટે જુઓ આ માળાનું 'આચારધર્મ' પુસ્તક : પૃ. ૫-૬. જ્ઞાનાવરણીયકર્મ

અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યાયજ્ઞાનાવરણીય અને કેવળજ્ઞાનાવરણીય — એમ પાંચ પ્રકારો છે. [૪]

૨. દર્શનાવરણીય: એટલે કે વસ્તુના 'સામાન્ય બોધ'રૂપ દર્શનને આવરનાર કર્મ. તેના નવ પ્રકાર છે: નેત્રજન્ય સામાન્ય બોધને આવરનાર 'ચક્ષુર્દર્શનાવરણીય;' નેત્ર સિવાયની ઇંદ્રિય કે મનથી થતા સામાન્ય બોધને આવરનાર 'અચક્ષુર્દર્શનાવરણીય;' અવધિલબ્ધિથી થતા સામાન્ય બોધને આવરનાર તે 'અવધિદર્શનાવરણીય;' અને કેવળ-લબ્ધિથી થતા સમસ્ત પદાર્થના સામાન્ય બોધને આવરનાર તે 'કેવળદર્શનાવરણીય.' જે કર્મથી સહેલાઈથી જાગી શકાય એવી નિદ્રા આવે, તે 'નિદ્રાવેદનીયદર્શનાવરણીય;' જેનાથી નિદ્રામાંથી જાગવું વધારે મુશ્કેલ બને, તે નિદ્રાનિદ્રા-વેદનીય૦;' જેનાથી બેઠાબેઠા કે ઊભા ઊભા ઊંઘ આવે, તે 'પ્રચલાવેદનીય૦;' જેનાથી ચાલતાં પણ નિદ્રા આવે, તે 'પ્રચલાપ્રચલાવેદનીય૦;' અને જેનાથી' જાગૃત અવસ્થામાં ચિંતવેલ કાર્ય નિદ્રાવસ્થામાં સાધવાનું બળ પ્રગટે, તે 'સ્ત્યાનગૃદ્ધિ.' [૫-૬]

---

શું શું કરવાથી બંધાય તે માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર અ. ૬-૧૧. જેમકે: જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનાં સાધનો પ્રત્યે દ્વેષ ધારણ કરવો; કલુષિત ભાવથી જ્ઞાન છુપાવવું; બીજો જ્ઞાન લઈ ન જાય તેવો મત્સર રાખવો; કોઈને જ્ઞાન મેળવવામાં અંતરાય નાખવો; બીજો કોઈ આપતો હોય તો તેનો નિષેધ કરવો; બીજાએ વાજબી કહ્યું હોય છતાં અવળી મતિથી તેના દોષ બતાવવા — એ બધાં દુષ્કૃત્યોથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

૩. વેદનીય : તેના બે પ્રકાર છે. જેનાથી પ્રાણીને સુખનો અનુભવ થાય તે 'સાતવેદનીય'; અને જેનાથી દુઃખનો અનુભવ થાય, તે 'અસાતવેદનીય.'[1] [૭]

૪. મોહનીય : તેના બે પ્રકાર છે, દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય.[2] [૮-૧૧]

૫. આયુષ : જેના ઉદયથી દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકગતિનું જીવન ગાળવું પડે, તે આયુષ કર્મ તે જ ક્રમથી ચાર પ્રકારનું છે.[3] [૧૨]

૬. નામકર્મ : એટલે કે ગતિ, શરીર, આકૃતિ, વર્ણ, વગેરે નક્કી કરનારું કર્મ. તેના બે પ્રકાર છે : શુભ અને અશુભ.[4] તે દરેકના પાછા અનેક પ્રકાર છે. [૧૩]

---

૧. અનુકંપા, દાન, સરાગી અવસ્થાનો સંયમ, સંયમાસંયમ, પરાણે કરેલો ભોગત્યાગ, યથાર્થ જ્ઞાન વિનાનું તપ, શાંતિ, શૌચ વગેરેથી સાતવેદનીય કર્મ બંધાય છે; અને દુઃખ, શોક, તાપ, આક્રંદન, વધ, પરિદેવન તથા તાડન, તર્જન વગેરે પોતામાં કે બીજામાં ઉત્પન્ન કરવાથી અસાતવેદનીય કર્મ બંધાય છે.

૨. તે દરેકના પ્રકારો વગેરે વિવરણ માટે જુઓ પા. ૪૬, ટિ. નં. ૨.

૩. આરંભ–પરિગ્રહમાં તીવ્ર સતત પ્રવૃત્તિ, અને ભોગાસક્તિ એ નરકઆયુષનાં કારણ છે; માયા એ તિર્યંચનું; આરંભ–પરિગ્રહની વૃત્તિનો ઘટાડો, મૃદુતા, સરળતા એ મનુષ્યનાં; અને સરાગસંયમ, વગેરે ઉપર જણાવેલ સાતવેદનીય કર્મના હેતુઓ એ દેવઆયુષ કર્મનાં કારણ છે.

૪. મન, વચન અને કાયાની કુટિલતા તથા બીજા પાસે અન્યથા પ્રવૃત્તિ કરાવવી વગેરે અશુભ નામકર્મના હેતુઓ છે; અને તેમનાથી ઊલટું કરવું એ શુભ નામકર્મના.

૭. ગોત્રકર્મ : તેના બે પ્રકાર છે. પ્રતિષ્ઠા પમાય એવા કુળમાં જન્મ અપાવનાર તે ઉચ્ચ ગોત્રકર્મ; અને શક્તિ છતાં પ્રતિષ્ઠા ન પમાય તેવા કુળમાં જન્માવનાર તે નીચ ગોત્રકર્મ.[1] [૧૪]

૮. અંતરાયકર્મ : તેના પાંચ પ્રકાર છે : કંઈ પણ દેવામાં, લેવામાં, એક વાર ભોગવવામાં, વારંવાર ભોગવવામાં અને સામર્થ્ય ફોરવવામાં અંતરાય ઊભા કરે, તે અનુક્રમે દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય કર્મ કહેવાય છે. [૧૫]

આ પ્રમાણે કર્મના આઠ સ્વભાવો વર્ણવી બતાવ્યા. તેમના વડે બંધાઈને જીવ આ સંસારમાં રખડે છે. હવે તે આઠેની કાલમર્યાદા વર્ણવવામાં આવે છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની વધુમાં વધુ સ્થિતિ[2] ત્રીસ સાગરોપમ વર્ષ[3] જેટલી છે; મોહનીયની સિત્તેર કોટી કોટી સાગરોપમ વર્ષની છે; આયુષ કર્મની ૩૩ સાગરોપમ વર્ષની છે; તથા નામ અને ગોત્ર કર્મની વીસ કોટી કોટી સાગરોપમ વર્ષની છે. નામ

---

૧. પરનિંદા, આત્મપ્રશંસા, બીજાના સદ્ગુણનું આચ્છાદન, અને પોતામાં ન હોય એવા ગુણોનું ઉદ્ભાવન—એ નીચગોત્રકર્મના હેતુઓ છે; અને તેમનાથી ઊલટું કરવું એ ઉચ્ચ ગોત્રકર્મના.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧, પા. ૨૩૨.

૩. સાગર વર્ષની ગણતરી માટે જુઓ પા. ૨૪૩, ટિ૦ ૪.

અને ગોત્રની ઓછામાં ઓછી સ્થિતિ આઠ મુહૂર્તની છે; બીજાં બધાંની અંતર્મુહૂર્તની[1] છે.

એ આઠે કર્મોના પરમાણુઓનું[2] પરિમાણ અનંત છે: કદી મુક્ત નથી થવાના એવા જીવો[3]ની સંખ્યાથી વધારે; પરંતુ મુક્ત થયેલા જીવોની સંખ્યાની અંદર. [૧૭]

સર્વ જીવો[4] પોતાની આજુબાજુ છયે દિશામાં રહેલા કર્મપરમાણુઓને ગ્રહણ કરે છે અને પોતાના સર્વ પ્રદેશોની

---

૧. નવ સમયથી માંડી બે ઘડીથી કાંઈક ઓછો – એટલામાંથી કોઈ પણ કાળ અંતર્મુહૂર્ત કહેવાય. સમય એ કાળનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ છે. આંખ મીંચતાં, ટચાકો ફોડતાં, જૂનું વસ્ત્ર ફાડતાં, કે કોઈ જુવાન પુરુષ ભાલાથી કમળપત્ર વીંધે એટલામાં તો અસંખ્ય સમયો વ્યતીત થઈ જાય. તેવા અસંખ્ય સમયો=૧ આવલિકા; અને ૧૬,૭૭૭,૨૧૬ આવલિકા=૧ મુહૂર્ત =૪૮ મિનિટ. 'તત્ત્વાર્થ' ૮-૧૯માં વેદનીયની ઓછામાં ઓછી સ્થિતિ ૧૨ મુહૂર્તની કહી છે.

૨. આઠે પ્રકારનાં કર્મોના તમામ પરમાણુની ગણતરી અહીં વિવક્ષિત નથી; પરંતુ એક જીવ એક સમયમાં આઠે પ્રકારના કર્મમાંથી જેટલાં બાંધે, તેની અહીં ગણતરી છે.–ટીકા.

૩. મૂળમાં 'ગ્રંથિતસત્ત્વ' એવો શબ્દ છે. તેનો અર્થ બદ્ધ—મુક્ત નહિ તેવો—એવો થાય; પરંતુ બધી ટીકાઓ તેનો અર્થ 'અભવ્ય'—કદી મોક્ષ ન પામનાર એવો લે છે.

૪. ટીકાકાર એમ કહેવા માગે છે કે, એકેન્દ્રિય જીવો નિયમથી છયે દિશાનાં કર્માણુઓ નથી ગ્રહણ કરતા; પરંતુ કદાચિત્ ત્રણ ચાર, પાંચ કે છ દિશાનાં પણ ગ્રહણ કરે છે.

સાથે સર્વ કર્મો[1] સર્વ પ્રકારે બાંધે છે. [૧૮][2] એટલે કે ઊંચે, નીચે, તીરછે એમ બધી દિશામાં રહેલા આત્મપ્રદેશો વડે કર્મસ્કંધો ગ્રહણ થાય છે; કોઈ એક જ દિશામાં રહેલા આત્મપ્રદેશો વડે નહિ. જીવોનો માનસિક, વાચિક અને કાયિક યોગ — વ્યાપાર — એકસરખો ન હોવાથી તેના તરતમભાવ પ્રમાણે પ્રદેશબંધમાં પણ તરતમભાવ આવે છે. જીવપ્રદેશના ક્ષેત્રમાં જ રહેલા કર્મસ્કંધો બંધાય છે; તેની બહારના ક્ષેત્રમાં રહેલા નહિ. અને પ્રત્યેક કર્મના અનંત સ્કંધો બધાય આત્મપ્રદેશોમાં બંધાય છે; થોડા ઘણામાં નહિ. બંધ પામતા તે દરેક કર્મસ્કંધ અનંતાનંત પરમાણુના બનેલા હોય છે.

જીવ એક સમયે મુક્ત જીવોના અનંત ભાગ જેટલા અનંત કર્માણુઓના સ્કંધો ભોગવી નાખે છે. પરંતુ તે સ્કંધોના છૂટા પરમાણુઓ ગણીએ તો, સર્વે જીવો કરતાં તેમની સંખ્યા વધુ થાય. [૨૪]

આમ, કર્મોનો જુદો જુદો સ્વભાવ, સ્થિતિ, ફળ દેવાની શક્તિ વગેરે સમજીને બુદ્ધિમાન મનુષ્ય તેમને બંધાતાં રોકવામાં અને બંધાયેલાંને દૂર કરવામાં યત્નવાન થાય. [૨૫]

---

૧. એટલે કે આઠે કર્મ. સામાન્ય નિયમ એવો છે કે, આયુષ કર્મ છોડી (જુઓ પા. ૧૯૨) સાતે કર્મનો બંધ એકસાથે થાય છે. જુદાં જુદાં કર્મો બંધાવાનાં જુદાં જુદાં કારણો ગણાય છે; તે પણ મુખ્યપણાની અપેક્ષાએ જ સમજવું. બાકી તો અમુક કર્મપ્રકૃતિ-જનક પાપ વખતે બીજી કર્મપ્રકૃતિઓ પણ બંધાય છે જ.

૨. અહીંથી ફકરાના અંત સુધીનો ભાગ અન્ય ગ્રંથમાંથી લીધેલું વિવરણ છે.

## ટિપ્પણો

ટિપ્પણ નં. ૧. મોહનીય વગેરે કર્મોની જે અસંખ્ય વર્ષોની જુદી જુદી સ્થિતિ–મર્યાદા ગણાવી છે, તેની પાછળ શો મુદ્દો રહ્યો છે તે સમજવા માટે, શ્રીમદ્‌રાજચંદ્રનું નીચેનું અવતરણ મદદરૂપ થશે. "ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ એક જીવને મોહનીય કર્મનું બંધન થાય, તો સિત્તેર કોડાકોડી સાગરોપમનું થાય, એમ જિને કહ્યું છે. તેનો હેતુ સ્પષ્ટ છે કે, જો અનંતકાળનું બંધન થતું હોય, તો પછી જીવને મોક્ષ ન થાય . . . . તે તે કર્મોની સ્થિતિ ગમે તેટલી વિટંબનારૂપ છતાં, અનંત દુઃખ અને ભવનો હેતુ છતાં પણ, જેમાં જીવ તેથી નિવૃત્ત થાય એટલો, અમુક પ્રકાર બાધ કરતાં, સાવ અવકાશ છે. આ પ્રકાર જિને ઘણો સૂક્ષ્મપણે કહ્યો છે; તે વિચારવા યોગ્ય છે,– જેમાં જીવને મોક્ષનો અવકાશ કહી કર્મબંધ કહ્યો છે."

૩૪

# લેશ્યા

"સ્ફટિકની નજીક રંગીન વસ્તુ આવતાં જેમ તેનામાં તેવા રંગનો ફેરફાર થાય છે, તેમ પોતે બાંધેલાં વિવિધ કર્મોના સાન્નિધ્યથી આત્મામાં થયેલા ફેરફારનું નામ લેશ્યા." *

લેશ્યાઓ છ છે : કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા. [૩]

કૃષ્ણ લેશ્યાનો રંગ પાણીવાળી વાદળી જેવો, પાડાના શીંગડા જેવો, અરીઠાના ફળ[1] જેવો, મળી જેવો, કાજળ જેવો અને આંખની કીકી જેવો કાળો છે. નીલ લેશ્યાનો રંગ નીલ અશોકવૃક્ષ જેવો, ચાસ પક્ષીની પાંખ જેવો તથા

---

* આ વાક્ય મૂળનું નથી. લેશ્યાના વધુ વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧ તથા ૨, પા. ૨૩૮.

૧. મૂળ શબ્દના અર્થમાં બહુ મતભેદ છે. અરિષ્ટફલ, અરિષ્ટરત્ન, કે રિષ્ટગ (કાગડો) એવા જુદા અર્થ સૂચવાયા છે.

સ્નિગ્ધ વૈદૂર્યરત્ન જેવો છે. કાપોત લેશ્યાનો રંગ અતસી (અળસી ?)ના ફૂલ જેવો, કોયલનાં પીછાં[1] જેવો અને કબૂતરની ડોક જેવો છે. તેજોલેશ્યાનો રંગ હિંગળોક જેવો, ઊગતા સૂર્ય જેવો, પોપટની ચાંચ જેવો અને દીવાની જ્યોત જેવો છે. પદ્મલેશ્યાનો રંગ હરિતાલ કે હળદરના ટુકડા જેવો, અને શણ[2] તથા અસનના[3] ફૂલ જેવો છે. શુકલલેશ્યાનો રંગ શંખ જેવો, અંક નામના મણિ જેવો, કુંદ પુષ્પ જેવો, દૂધની ધારા જેવો, રૂપા જેવો તથા મોતીની માળા જેવો છે. [૪-૯]

કૃષ્ણ લેશ્યાનો સ્વાદ કડવા તુંબડા કરતાં, લીમડા કરતાં અને કડવી રોહિણી કરતાં પણ અનંતગણો વધારે કડવો છે. નીલ લેશ્યાનો સ્વાદ સૂંઠ, મરી અને પીપર એ ત્રણના કરતાં તેમજ ગજપીપર કરતાં પણ અનંતગુણ તીખો છે. કાપોત લેશ્યાનો સ્વાદ કાચી કેરી, તેમજ કાચા કોઠા કરતાં પણ વધારે ખાટો છે. તેજોલેશ્યાનો સ્વાદ પાકી કેરી કે પાકા કોઠા કરતાં અનંતગણો ખટમધુરો છે. પદ્મ લેશ્યાનો સ્વાદ ઉત્તમ વારુણી (મદિરા), વિવિધ આસવો (પુષ્પ મદ્ય), મધુ (મદ્ય) અને મૈરેય (સરકો) કરતાં અનંતગણો ખાટો–તુરો–મધુરો છે. શુક્લલેશ્યાનો સ્વાદ ખજૂર, દ્રાક્ષ, ક્ષીર, ખાંડ અને સાકર કરતાં અનંતગણો મધુર છે. [૧૦-૫]

---

૧. એનો અર્થ પણ સમજાતો નથી: તૈલકણ્ટક, કોકિલકણ્ટક એવા અર્થ સૂચવાય છે.

૨. 'ધાન્યવિશેષ.' –ટીકા.

૩. 'બીજક વૃક્ષ.' –ટીકા.

પહેલી ત્રણ લેશ્યાઓનો ગંધ ગાય, કૂતરા, કે સાપના મડદા કરતાં અનંતગણો ખરાબ છે. પછીની ત્રણનો ગંધ સુગંધીદાર પુષ્પો અને સુગંધી દ્રવ્યો કરતાં અનંતગણો ઉત્તમ છે. [૧૬-૭]

પહેલી ત્રણનો સ્પર્શ કરવત, ગાયની જીભ અને સાગના પાન કરતાં પણ અનંતગણો કકરો છે. પછીની ત્રણનો સ્પર્શ રૂ, માખણ અને શિરીષ ફૂલ કરતાં પણ અનંતગણો કોમળ છે. [૧૮-૯]

છયે લેશ્યાનાં પરિણામ (મુખ્યત્વે) ત્રણ પ્રકારનાં છે : ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. પછી તે દરેકના પાછા ત્રણ ત્રણ પ્રકાર ગણતાં ૯, ૨૭, ૮૧ અને ૨૪૩ પ્રકાર થાય. [૨૦]

હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ — એ પાંચ આસ્રવોયુક્ત; મન, વાણી અને કાયાનું સંગોપન ન કરનારો, પૃથ્વી પાણી વગેરે છ જીવવર્ગોમાં અવિરત,[૧] ઉત્કટ દોષપ્રવૃત્તિઓમાં મચેલો રહેતો, ક્ષુદ્ર (બધાંનું અહિત વાંછનારો), સાહસિક (વિના વિચારે ચોરી વ્યભિચાર વગેરે અપકૃત્યો કરનારો), આ લોક કે પરલોક કશાની પરવા ન કરનારો, નૃશંસ. અને અજિતેંદ્રિય — માણસ કૃષ્ણ લેશ્યા પામે છે. [૨૧-૨]

ઈર્ષ્યા, અમર્ષ, તપનો અભાવ, અવિદ્યા, માયા, નિર્લજ્જતા, વિષયલંપટતા અને પ્રદ્વેષથી યુક્ત; શઠ, પ્રમત્ત, રસલોલુપ, ઇંદ્રિયસુખાભિલાષી, વિવિધ પાપપ્રવૃત્તિઓમાંથી

૧. એટલે કે પોતાના સુખ માટે તેમનો ઉપયોગ કે તેમની હિંસા કરનારો.

વિરત ન થયેલો, ક્ષુદ્ર અને સાહસિક — એવો માણસ નીલ લેશ્યા પામે છે. [૨૩-૪]

વાંકું બોલનારો, વાંકું આચરનારો, શઠ,[1] અસરલ, પોતાના દોષ ઢાંકનાર, કપટયુક્ત, વિપરીત શ્રદ્ધાવાળો, અનાર્ય,[2] બીજાનું મર્મ ચિરાઈ જાય એવું દુષ્ટ બોલનારો, ચોર અને મત્સર યુક્ત — એવો માણસ કાપોત લેશ્યા પામે છે. [૨૫-૬]

નમ્ર, અચપલ, અમાયી, અકુતૂહલી, વિનયી, ઇંદ્રિયનિગ્રહી, યોગવાન,[3] ઉપધાનવાન (સ્વાધ્યાય માટે વિહિત તપ કરનારો), ધર્મપ્રિય, દૃઢધર્મી, પાપભીરુ અને સર્વનો હિતૈષી — એવો માણસ તેજોલેશ્યા પામે છે. [૨૭-૮]

જેનાં ક્રોધ, માન, માયા અને લોભ બહુ ઓછાં થઈ ગયાં છે તેવો, પ્રશાંતચિત્ત, આત્માનું દમન કરનારો, યોગવાન, ઉપધાનવાન, સ્વલ્પભાષી, ઉપશાંત તથા જિતેંદ્રિય — એવો માણસ પદ્મ લેશ્યા પામે છે. [૨૯-૩૦]

આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બેને છોડીને ધર્મધ્યાન અને શુક્લધ્યાન[4] ધ્યાનારો, પ્રશાંતચિત્ત, આત્માનું દમન કરનારો, પાંચ સત્પ્રવૃત્તિઓ (સમિતિઓ)[5] વાળો, મન, વાણી

૧. મૂળ, 'નિકૃતિમાન.'
૨. 'સારાં લક્ષણ વિનાનો.' —ટીકા.
૩. જુઓ પા. ૨૬૬, ટિ. ૮.
૪. જુઓ પા. ૧૯૪, ટિ. નં. ૨.
૫. જુઓ પા. ૧૩૯.

અને કાયાનું સંગોપન કરનારો, તથા સરાગી[1] કે વીતરાગી હોવા છતાં જે ઉપશાંત અને જિતેંદ્રિય છે — એવો માણસ શુક્લલેશ્યા પામે છે.[2] [૩૧-૨]

(કાળના મોટા મોટા યુગો રૂપી) અસંખ્ય અવસર્પિણીઓ અને ઉત્સર્પિણીઓના,[3] (નાનામાં નાના અવિભાજ્ય અંશરૂપ) જેટલા સમયો હોઈ શકે; તેમ જ લોકાકાશના[4] (નાનામાં નાના અવિભાજ્ય અંશરૂપ) જેટલા પ્રદેશો હોઈ શકે; તેટલાં અશુભ લેશ્યાનાં સંક્લેશરૂપી અને શુભ લેશ્યાનાં વિશુદ્ધિરૂપી સ્થાનો છે.[5] [૩૩]

કૃષ્ણ, નીલ, કાપોત એ ત્રણ અધર્મલેશ્યાઓ છે: તે ત્રણથી જીવ દુર્ગતિ પામે છે. તેજ, પદ્મ અને શુક્લ એ ધર્મલેશ્યાઓ છે: તે ત્રણથી જીવ સદ્ગતિ પામે છે. [૫૬-૫૭]

મરણ વખતે અંતર્મુહૂર્ત આયુષ બાકી રહે છે, ત્યારે પછીના ભવની લેશ્યા પરિણમવા લાગે છે. તે ક્રિયાના ત્રણ વિભાગ પાડીએ, તો પરિણમવાનો પહેલો સમય વીત્યા પછી અને પરિણમવાનો છેલ્લો સમય બાકી હોય ત્યારે, જીવ

---

૧. 'સરાગી' શબ્દનો અર્થ અહીં 'રાગયુક્ત' એમ નથી સમજવાનો; પરંતુ, જેનામાં રાગ દબાયેલો કે શાંત પડેલો હોવા છતાં, નિર્મૂળ નથી થયો, તેવો.

૨. આ જુદી જુદી લેશ્યાવાળાઓની જુદી જુદી મનોવૃત્તિઓનાં ટીકામાં આપેલાં ઉદાહરણ માટે જુઓ ટિ. નં. ૨, પા. ૨૩૯.

૩. જુઓ ટિપ્પણ નં. ૪, પા. ૨૪૩.

૪. પા. ૧૬૯, ટિ. નં. ૩. મૂળમાં 'લોક' શબ્દ જ છે.

૫. એટલે કે લેશ્યાના ચડતાઊતરતા પ્રકારો અસંખ્ય છે.

પરલોકમાં કે પરભવમાં જાય છે; પરિણમવાને પહેલે કે છેલ્લે સમયે નહિ.[1] [૫૮-૬૦]

લેશ્યાઓનું આ સ્વરૂપ વિચારીને માણસે અધર્મ-લેશ્યાઓનો ત્યાગ કરવો અને ધર્મલેશ્યાઓનો સ્વીકાર કરવો, એમ હું કહું છું.[2] [૬૧]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** લેશ્યા શબ્દથી બે ભિન્ન બાબતો સમજવામાં આવે છે. એક તો કર્મોના સાન્નિધ્યથી આત્મામાં થતો વૃત્તિઓનો ફેરફાર અથવા વિશિષ્ટ વૃત્તિ. અને બીજું, તે ફેરફાર કે વૃત્તિ ઉત્પન્ન કરનાર દ્રવ્ય-પદાર્થ. પહેલીને ભાવલેશ્યા કહે છે, અને બીજીને દ્રવ્યલેશ્યા. દ્રવ્યલેશ્યાની બાબતમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક એમ માને છે કે, લેશ્યાદ્રવ્ય કર્મપરમાણુઓનું બનેલ હોય છે; તો કે તે આઠ પ્રકારના કર્મઅણુઓથી ભિન્ન હોય છે. બીજા એવું

૧. 'આથી કરીને જીવના મરણ સમયે આગામી ભવની લેશ્યા અંતર્મુહૂર્ત જેટલો સમય અવશ્ય હોય છે; તથા જીવના ઉત્પત્તિકાળે અતીતભવની લેશ્યા પણ અંતર્મુહૂર્ત અવશ્ય હોય છે. નહિ તો મનુષ્ય અને તિર્યંચને દેવ કે નારકી તરીકે ઉત્પન્ન થતી વખતે મૃત્યુકાળે અંતર્મુહૂર્ત પર્યંત ઉત્તરભવની લેશ્યા કેમ કરીને સંભવે ? તેમજ દેવ અને નારકોને ચ્યવન પામ્યા બાદ મનુષ્ય કે તિર્યંચ તરીકે ઉત્પન્ન થાય ત્યારે પ્રાગ્ભવની લેશ્યા અંતર્મુહૂર્ત સુધી કેમ કરીને સંભવે ? તેથી આયુષ્ય અંતર્મુહૂર્ત બાકી રહે ત્યારે પરભવની લેશ્યા પરિણમે છે, એમ સમજવું જોઈએ. તેથી જ દેવો અને નારકીઓની લેશ્યાની સ્થિતિ પણ પોતાના આયુષ્યકાળ ઉપરાંત પહેલા અને પછીના જન્મનાં એમ બે અંતર્મુહૂર્ત ઉમેરીને ગણાય છે.'—ટીકા.

૨. લેશ્યાઓની સ્થિતિમર્યાદા માટે મૂળમાં જે શ્લોકો છે, તે માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૩, પા. ૨૪૦.

માને છે કે, લેશ્યાદ્રવ્ય બધ્યમાન કર્મપ્રવાહ (નિષ્યન્દ) રૂપ જ છે. ત્રીજા તેને સ્વતંત્ર દ્રવ્ય માને છે.

**ટિપ્પણ નં. ૨.** જુદી જુદી લેશ્યાવાળાઓની જુદી જુદી વૃત્તિઓનું ઉદાહરણ ટીકાકાર નીચે પ્રમાણે આપે છે : છ પુરુષોએ માર્ગમાં એક ફળેલું જાંબુડાનું ઝાડ જોયું. તે જોઈ કૃષ્ણ લેશ્યાવાળો બોલ્યો, 'ચાલો, એને મૂળમાંથી કાપી નાખી એનાં જાંબુડાં ખાઈએ.' ત્યારે નીલવાળો બોલ્યો, 'આખું ઝાડ કાપવાની જરૂર નથી; એક ડાળખું જ બસ છે.' તેજોલેશ્યાવાળો બોલ્યો, 'ડાળ કાપવાની પણ જરૂર નથી, એક ઝૂમખું પણ આપણે છયેને બહુ છે.' પદ્મવાળો બોલ્યો, 'ઝૂમખું કાપવા જતાં અંદર કાચાં પણ બહુ આવી જાય. માટે પાકાં તોડીને જ લઈએ.' ત્યારે શુક્લવાળો બોલ્યો, 'ઝાડને લાગેલાં તોડવાની શી જરૂર છે? અહીં પાકીને નીચે પડેલાં જ બસ છે.'

જે માણસ પોતાનાં સુખસગવડ માટે હજારો પ્રાણીઓને વિવશ રાખે, અને તેમના સુખની પરવા પણ ન કરે, તેવા માણસની મનોવૃત્તિ કૃષ્ણ લેશ્યા કહી શકાય.

જે માણસ પોતાના આરામમાં કસર આવવા દીધા વિના, જે પ્રાણીઓ વડે પોતાને સુખસગવડ મળે છે, તેમની પણ સારસંભાળ કરતો રહે, તેની મનોવૃત્તિ નીલ લેશ્યા કહેવાય.

જે માણસ પોતાનાં સુખસંપાદક પ્રાણીઓની જરા વધારે સંભાળ લે, તેવા સુખૈષી મનુષ્યની મનોવૃત્તિ કાપોત લેશ્યા કહેવાય.

આ ત્રણ વૃત્તિઓમાં પ્રાણીઓ પ્રત્યે અકારણ મૈત્રીની કલ્પના સુધ્ધાં નથી હોતી, પરંતુ કેવળ સ્વાર્થનું જ સામ્રાજ્ય વ્યાપેલું હોય છે. પરંતુ જે માણસ પોતાના આરામને કમી કરી, તેમાં સહાય કરનારાં પ્રાણીઓની પણ ઉચિત રીતે સારસંભાળ રાખે, તેની વૃત્તિ તેજોલેશ્યા કહેવાય.

જે માણસ પોતાની સુખસગવડોને વળી કમતી કરી અને પોતાનાં આશ્રિત તથા સંસર્ગમાં આવનારાં અન્ય પણ બધાં

પ્રાણીઓની ખેદ, મોહ, કે ભય વિના ભલે પ્રકારે સારસંભાળ રાખે, તેની વૃત્તિ પદ્મલેશ્યા કહેવાય.

જે શાતાત્મા પુરુષ પોતાનાં સુખસાધનોને સર્વથા ન્યૂન કરી, પોતાના શરીરનિર્વાહ યોગ્ય સાધારણ સામગ્રી માટે પણ કોઈ પ્રાણીને લેશમાત્ર દુઃખ ન પહોંચાડે, તથા જેને કશી વસ્તુ ઉપર લોલુપતા ન હોય, તથા જે માત્ર આત્મભાનથી જ સંતુષ્ટ રહેતો હોય, તેવા માણસની વિશુદ્ધ વૃત્તિ શુક્લલેશ્યા કહેવાય. (પં. બેચરદાસજી, 'जीनागमकथासंग्रह' – टिप्पण.) લેશ્યાના જૈન સિદ્ધાંતને મળતા આજીવિકોના છ જાતિઓના સિદ્ધાંત માટે જુઓ 'दीघनिकाय–सामञ्ञफलसुत्त.' મહાભારતમાં (१२,२८६) છ જીવવર્ણો જણાવ્યા છે; તથા યોગદર્શન ४,७ માં કર્મના ચાર વિભાગ કરી જીવોના ભાવોની શુદ્ધિ અશુદ્ધિનું પૃથક્કરણ કર્યું છે, તે પણ લેશ્યાના જૈન સિદ્ધાંત સાથે સરખાવવા જેવું છે.

ટિપ્પણ નં. ૩. કૃષ્ણલેશ્યાની સ્થિતિ, વધારેમાં વધારે ૩૩ સાગર[1] વર્ષો અને ઉપરાંત એક મુહૂર્ત[2] છે (સાતમા નરકમાં). નીલલેશ્યાની વધારેમાં વધારે દસ સાગર વર્ષો ઉપરાંત પલ્યોપમનો[1] અસંખ્યાતમો ભાગ છે (પાંચમા નરકમાં). કાપોત લેશ્યાની ત્રણ સાગર વર્ષો ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે (ત્રીજા નરકના ઉપરના પ્રસ્તરમાં). તેજોલેશ્યાની બે સાગર વર્ષો ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે (ઈશાન દેવલોકમાં). પદ્મલેશ્યાની

---

१. 'સાગર', 'પલ્યોપમ' વગેરેના અર્થ માટે જુઓ ટિ૦ નં. ૪, પા. ૨૪૩.

२. ટીકાકારનું એમ કહેવું છે કે, સંપ્રદાય અનુસાર મુહૂર્ત એટલે બધે જ અંતર્મુહૂર્ત જ ગણવું. તથા એ વધારાનું મુહૂર્ત ઉમેરવાનું કારણ એ છે કે, પરલોકમાં જે લેશ્યા મળવાની હોય, તે મરણ પામતાં પહેલાં એક અંતર્મુહૂર્ત વહેલી આવે છે.

દશ સાગરવર્ષો ઉપરાંત એક મુહૂર્ત છે (બ્રહ્મદેવલોકમાં). અને શુક્લ લેશ્યાની તેત્રીસ સાગર વર્ષો ઉપરાંત એક મુહૂર્ત છે (અનુત્તરવિમાનમાં).

તે બધાની ઓછામાં ઓછી સ્થિતિ અર્ધું મુહૂર્ત[1] છે. [૩૪-૯]

આ તો બધી લેશ્યાઓની સામાન્ય પ્રકારે સ્થિતિ થઈ. દેવ, મનુષ્ય, નરક અને તિર્યંચ એ ચાર ગતિઓ અનુસાર જુદી જુદી લેશ્યાઓની સ્થિતિ નીચે પ્રમાણે છે: [૪૦]

નરકગતિમાં કાપોત લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ દશ હજાર વર્ષની છે (પહેલા નરકના ઉપલા થરમાં); અને વધારેમાં વધારે ત્રણ સાગર વર્ષ ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે (ત્રીજા નરકના પહેલા થરમાં). તે જ પાછી નીલ લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ છે (ત્રીજા નરકમાં); અને વધારેમાં વધારે દશ સાગર વર્ષ ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે (પાંચમા નરકને પહેલે થરે). એ જ પાછી કૃષ્ણ લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ છે (પાંચમાં નરકમાં); અને વધારેમાં વધારે ૩૩ સાગર વર્ષ છે (સાતમા નરકમાં). [૪૧-૩]

તિર્યંચ અને મનુષ્ય ગતિમાં શુક્લ લેશ્યા બાદ કરતાં બાકીની પાંચ લેશ્યાઓની ઓછામાં ઓછી તેમજ વધારેમાં વધારે સ્થિતિ અંતર્મુહૂર્ત છે.[2] [૪૫]

---

૧. ટીકાકારના કહ્યા પ્રમાણે આ ઓછામાં ઓછી સ્થિતિ તિર્યંચ અને મનુષ્યગતિમાં જ હોય છે.

૨. પૃથ્વી, પાણી અને વનસ્પતિ કાયોને વિષે પહેલી ચાર સંભવે છે; તેજ, વાયુ, (૨-૩-૪ ઇંદ્રિયવાળાં) વિકલેંદ્રિય, સંમૂર્છિમ, તિર્યંચ, મનુષ્ય અને નારકો વિષે પહેલી ત્રણ સંભવે છે; બાકીનાં બીજાંને વિષે (એટલે કે જરાયુજ, અંડજ, પોતજ–ગર્ભજ–અને દેવ વિષે) છયે સંભવે છે. સ્ત્રીપુરુષના સંબંધ વિના ઉત્પત્તિસ્થાનમાં સ્થિત

શુક્લ લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ અંતર્મુહૂર્ત છે; અને વધારેમાં વધારે નવ વર્ષ ઓછાં એવાં એક કરોડ પૂર્વ[1] વર્ષની છે. [૪૬]

દેવોમાં કૃષ્ણલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ દશહજાર વર્ષની તથા વધારેમા વધારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે (ભવનપતિ-વ્યંતરમા). [૪૮] કૃષ્ણલેશ્યાની જે વધારેમાં વધારે સ્થિતિ તેમાં એક સમય અધિક ઉમેરતાં નીલલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ થાય; તથા પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ એ વધારેમાં વધારે સ્થિતિ જાણવી (ભવનપતિ, વ્યંતરમાં). [૪૯] નીલની વધારેમાં વધારે સ્થિતિમાં એક સમય ઉમેરતાં કાપોતની ઓછામાં ઓછી થાય; અને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ એ તેની વધારેમાં વધારે સ્થિતિ જાણવી (ભવનપતિ, વ્યંતરમાં). [૫૦] તેજોલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ દશહજાર વર્ષની (ભવનપતિ અને વ્યંતરોમાં), તેમજ એક પલ્યોપમ વર્ષની (વૈમાનિકોમાં સૌધર્મ કલ્પમાં) છે; અને વધારેમાં વધારે બે સાગર વર્ષો ઉપરાંત પલ્યોપમનો અસંખ્યા-

---

ઔદારિક પુદ્ગલોને શરીરરૂપે પરિણત કરવાં એ સંમૂર્છિમ જન્મ છે. પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, અને અગર્ભજ પંચેંદ્રિય તિર્યંચ તથા મનુષ્યને સંમૂર્છિમજન્મ હોય છે. ગર્ભજ મનુષ્યના મળ, મૂત્ર કફ વગેરે બધા અશુદ્ધ પદાર્થોમાં તે ઉત્પન્ન થાય છે. તેમના દેહનું પરિમાણ આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું હોય છે. તેઓ અસંયમી, મિથ્યાત્વી તથા અજ્ઞાની હોય છે અને અપર્યાપ્ત દશામાં જ, અંતર્મુહૂર્ત માત્રમાં મરી જાય છે.

૧. 'પૂર્વ' એટલે ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષ. નવ વર્ષ બાદ કરવાનું કારણ એ છે કે, એટલા મોટા આયુષ્યવાળો કોઈ મનુષ્ય આઠમે વર્ષે ચારિત્ર ગ્રહણ કરે; પછી ઓછામાં ઓછું ૧ વર્ષ વીતે ત્યારે તેને શુક્લલેશ્યા અને કેવલજ્ઞાન થવાનો સંભવ છે. પછી જીવન પર્યંત તે રહે.

ત્રમો ભાગ (ઈશાન દેવલોકમાં) છે. [૫૨-૩] તેજોલેશ્યાની જે વધારેમાં વધારે સ્થિતિ છે, તેમાં એક સમય ઉમેરતાં પદ્મલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ થાય (સાનત્કુમાર દેવલોકમાં). અને વધારેમાં વધારે દશ (સાગર વર્ષ ઉપરાંત એક)[1] અંતર્મુહૂર્ત જેટલી જાણવી (પંચમ બ્રહ્મલોકમાં). [૫૪] પદ્મલેશ્યાની જે વધારેમાં વધારે સ્થિતિ છે, તેમાં એક સમય ઉમેરતાં શુક્લલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ થાય (લાંતક દેવલોકમાં); અને તેની વધારેમાં વધારે સ્થિતિ ૩૩ સાગર વર્ષ ઉપરાંત અંતર્મુહૂર્ત જેટલી છે (અનુત્તર વિમાનમાં). [૫૫]

**ટિપ્પણ નં. ૪.** સંખ્યાથી નહિ પણ ઉપમાથી જ સમજી શકાય એવી વર્ષોની એક ગણતરીને 'પલ્યોપમ' કહેવામાં આવે છે. (જેમકે, અમુક કદના ખાડાને ઝીણામાં ઝીણા વાળના ટુકડાઓથી ઠાંસીને ભરે અને તેમાંથી દર સો વર્ષે એક એક ટુકડો કાઢે. એ રીતે તે ખાડો ખાલી થતાં જે વખત લાગે તે.)

તેવાં ૧૦×(૧ કરોડ×૧ કરોડ) 'પલ્યોપમ' વર્ષો=૧ સાગર વર્ષ.

જૈનો કાળચક્રના ઊંચે ચડતો અને નીચે ઊતરતો એવા બે ભાગ પાડે છે. ઊંચે ચડતો ભાગ તે 'ઉત્સર્પિણી' કહેવાય અને નીચે ઊતરતો તે 'અવસર્પિણી' કહેવાય. ઉપર જણાવેલ ૧૦× (કરોડ×કરોડ) સાગર વર્ષોની એક ઉત્સર્પિણી થાય અને તેટલાં જ બીજાં વર્ષોની એક અવસર્પિણી થાય.

---

૧. કૌંસમાં મૂકેલ વધારો ટીકાકારનો છે.

## ૩૫

# ઘર વિનાનો ભિક્ષુ

શ્રીસુધર્મસ્વામી કહે છે, તીર્થંકરોએ ઉપદેશેલો ગુણવાન સાધુનો માર્ગ મારી પાસેથી તમે એકાગ્ર મને સાંભળો. તે માર્ગને અનુસરીને ભિક્ષુ દુઃખોનો અંત લાવી શકે છે. [૧]

ગૃહવાસ તજીને પ્રવ્રજ્યા લેનારા મુનિએ અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, ઇચ્છા, કામ તથા લોભથી નિવૃત્ત થવું જોઈએ; તેમજ નીચે જણાવેલાં બંધનનાં સ્થાનો, કે જેમાં સંસારીઓ બંધાય છે, તે જાણવાં જોઈએ તથા ત્યાગવાં જોઈએ. [૨-૩]

સંયમીએ માલ્ય અને ગંધથી સુવાસિત, બારીબારણાં યુક્ત, તથા સફેદ ચંદરવાઓવાળા મનોહર અને સુશોભિત ઘરની મનથી પણ ઇચ્છા નહીં કરવી. કારણ કે, કામરાગની વૃદ્ધિ કરનાર તેવા ઘરમાં ભિક્ષુની ઇંદ્રિયો વિષયોમાંથી પાછી વાળવી દુષ્કર થઈ જાય છે. [૪-૫]

સંયમી સાધુએ સ્મશાનમાં, નિર્જન ઘરમાં, ઝાડ નીચે એકાંતમાં તથા બીજાએ પોતાને માટે બનાવેલા સ્થાનમાં એકલા રહેવાની ઇચ્છા કરવી. જ્યાં લોકોનો બહુ અવરજવર ન હોય, તથા ખાસ કરીને સ્ત્રીઓ ન હોય, એવા નિર્દોષ સ્થળમાં તેણે રહેવું. તેણે જાતે કદી પોતાને માટે ઘર ન બાંધવું, કે બીજા પાસે ન બંધાવવું. કારણ કે, ઘર બંધાવવામાં સ્થાવર–જંગમ, સ્થૂલ–સૂક્ષ્મ એમ અનેક પ્રાણીઓનો દેખીતો નાશ થાય છે. [૬-૯]

તે જ પ્રમાણે અન્નપાણી રાંધવા–રંધાવવામાં પણ પાણી, ધાન્ય, જમીન કે લાકડાં વગેરેમાં રહેલા ઘણા જીવોનો નાશ થાય છે. માટે પ્રાણીઓ ઉપર દયા લાવીને તે પ્રવૃત્તિ પણ તેણે ન કરવી–કરાવવી. સાધુએ અગ્નિ પણ ન સળગાવવો, કારણકે તેના જેવું દૂર પ્રસરનારું તથા ચારેબાજુનાં પ્રાણીઓનો નાશ કરનારું બીજું કોઈ નથી. [૧૦-૨]

સાધુએ સોનારૂપાને તો મનથી પણ ન ચિંતવવું. સોનામાં અને ઢેફામાં સમબુદ્ધિવાળા ભિક્ષુએ વાણિયાની પેઠે કે સંસારીની પેઠે વેચવા–ખરીદવાની પ્રવૃત્તિ ન કરવી. તે મહા દોષનું સ્થાન છે. તેણે તો ભિક્ષાવૃત્તિથી જ જીવનનિર્વાહ કરવો. તે જ સુખકર છે. [૧૩-૫]

મુનિએ શાસ્ત્રોક્ત રીતે, દોષરહિત વસ્તુઓ થોડી થોડી ઘણી જગાએથી માગીને મેળવવી; અને મળે કે ન મળે તેમાં સંતોષ રાખી, ભિક્ષા માટે ફરવું. તે રીતે મેળવેલો આહાર પણ તેણે સંયમના નિર્વાહાર્થે ખાવો; રસને અર્થે

નહિ. તેણે સ્વાદલોલુપ કે રસલોલુપ ન થતાં, જીભને નિગ્રહમાં રાખવી તથા આસક્તિરહિત થવું. [૧૬-૭]

સાધુએ અર્ચન, સેવા, વંદન, પૂજન, ઋદ્ધિ, સત્કાર, અને સન્માનની મનથી પણ ઇચ્છા ન કરવી. તેણે શુક્લધ્યાનમાં લીન રહેવું, પાપકર્મરહિત થવું, અકિંચન થવું અને શરીરની મમતા છોડી મરણકાળ સુધી વિચરવું. [૧૮-૯]

મરણકાળ નજીક આવ્યે તે પ્રભુ, આહાર છોડી દે. એ રીતે મનુષ્યશરીરનો ત્યાગ કરીને દુઃખથી મુક્ત થવાય છે. નિર્મમ, નિરહંકાર, વીતરાગ, હિંસાદિ દોષરહિત, અને કેવલજ્ઞાન પામેલો તે યતિ અમર બની પરિનિર્વાણ પામે છે, એમ હું કહું છું. [૨૦-૧]

## ૩૬

## જીવ-અજીવ તત્ત્વ

### ૧

પ્રથમ જ્ઞાન અને પછી સંયમ! જે જીવનું સ્વરૂપ જાણતો નથી, કે અજીવનું સ્વરૂપ જાણતો નથી, તે સંયમની વાત ક્યાંથી જાણે? કે ધર્મમાર્ગમાં પ્રયત્નપૂર્વક પ્રવૃત્તિ પણ કેવી રીતે કરે? માટે જીવ અને અજીવ એ તત્ત્વોનું સવિસ્તર વર્ણન અત્રે કરવામાં આવે છે. [૧]

પ્રથમ જીવ તત્ત્વ વર્ણવવામાં આવે છે. જીવના બે વર્ગો છે: ૧: સંસારી અને ૨. સિદ્ધ (મુક્ત). [૪-૮]

### ૧. સંસારી જીવો

સંસારી જીવોના બે પ્રકાર છે: (૧) ત્રસ (જંગમ) અને (૨) સ્થાવર. [૬-૮]

(૧) ત્રસ જીવો ત્રણ પ્રકારના છે: અગ્નિકાય,

વાયુકાય[1] અને બીજા (બે ઇંદ્રિયોથી માંડી પાંચ ઇંદ્રિયોવાળાં) મોટાં શરીરવાળા. [૧૦૬-૭]

તેમાંથી અગ્નિકાય અને વાયુકાય એ દરેકના સ્થૂલ અને સૂક્ષ્મ[2] એવા બે બે વિભાગ છે.[3] અને મોટા શરીરવાળાના બે, ત્રણ, ચાર[4] અને પાંચ ઇંદ્રિયવાળા — એમ ચાર વિભાગ છે. [૧૨૬]

પાંચ ઇંદ્રિયવાળા જીવોના ચાર પ્રકાર છે: નારકી તિર્યંચ, મનુષ્ય અને દેવ. [૧૫૫]

નરકો સાત[5] હોવાથી નારકીઓ સાત પ્રકારના છે. [૧૫૬-૭]

---

૧. અગ્નિ અને વાયુ વાસ્તવિક રીતે સ્થાવર કોટીના છે. પણ તેમનામાં ગતિ હોવાથી તેમને જંગમમાં ગણ્યા છે. — ટીકા.

૨. સૂક્ષ્મ જીવો સર્વ લોકમાં વ્યાપેલા હોય છે અને સ્થૂલ-જીવો લોકના અમુક ભાગમાં જ હોય છે, એમ મૂળમાં જણાવ્યું છે. [૧૧૧-૩] સૂક્ષ્મ જીવોનો એક.જ પ્રકાર હોય છે; સ્થૂલ જીવોના અનેક પ્રકાર હોય છે. તેમના નામ માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧, પા. ૨૫૯.

૩. તે દરેકના પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ મૂળમાં પાડ્યા છે. [૧૦૮] આહાર, એટલે કે નવું શરીર બાંધવા માટે પરમાણુઓનું ગ્રહણ, શરીર, ઇંદ્રિય, પ્રાણાપાન, ભાષા અને મન એ છ પર્યાપ્તિઓમાંથી પોતાની યોનિને અનુરૂપ પર્યાપ્તિઓ પૂરી પ્રાપ્ત કરે તે પર્યાપ્ત કહેવાય અને એક અંતર્મુહૂર્તમાં તે પ્રાપ્ત કર્યા વિના મરી જાય, તે અપર્યાપ્ત કહેવાય.

૪. તે દરેકનાં નામ, પ્રકાર વગેરે માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧, પા. ૨૫૯.

૫. રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા, અને તમસ્તમસપ્રભા એ સાત. [૧૫૬-૭]

તિર્યંચ[1]ના બે પ્રકાર છે: ગર્ભજ અને સંમૂર્છિમ.[2] તે બંનેના પાછા ત્રણ ત્રણ ભેદ છે: જલચર સ્થલચર અને ખેચર. તેમાંથી સ્થલચરના બે ભેદ છે: ચોપગા અને પરિસર્પ. પરિસર્પના પાછા બે વિભાગ છે: હાથ ઉપર ચાલનારા ઘો વગેરે ભુજપરિસર્પ; અને પેટ ઉપર ચાલનારા સાપ વગેરે ઉરપરિસર્પ. તે દરેકના અનેક પ્રકાર હોય છે. [૧૭૦-૧,૧૭૮,૧૮૦]

મનુષ્યના બે પ્રકાર છે: ગર્ભજ અને સંમૂર્છિમ. તેમાંથી ગર્ભજ મનુષ્યો ત્રણ પ્રકારના છે: કર્મભૂમિના, અકર્મભૂમિના, અને અંતર્દ્વીપોના.[3] સંમૂર્છિમ મનુષ્યોના પણ તે જ ભેદ છે. [૧૯૬-૯]

દેવોના ચાર પ્રકાર છે: ભવનવાસી, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક. તેમાંથી વૈમાનિકના પાછા બે પ્રકાર છે: કલ્પવાસી અને કલ્પાતીત. કલ્પાતીતના પણ બે પ્રકાર છે: ગ્રૈવેયક અને અનુત્તર.[4] [૨૦૫,૨૧૦,૨૧૩]

(૨) સ્થાવર જીવોના ત્રણ ભેદો છે: પૃથ્વીકાય, જળકાય અને વનસ્પતિકાય[5]. તેમાંથી વનસ્પતિકાયના બે

---

૧. પ્રકરણ અનુસાર પાંચ ઇંદ્રિયોવાળા તિર્યંચ જ સમજવા

૨. જુઓ. પા. ૨૪૧, નોધ ૨.

૩. તે ત્રણેની માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૨૬૦.

૪. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૩, પા ૨૬૧.

૫. તે દરેકના સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે ભેદો પાડવામાં આવે છે. જુઓ પા. ૨૪૮, નોં. ૨. આ ચારના પેટાવિભાગો માટે જુઓ ટિ. નં. ૪, પા. ૨૬૨.

ભેદો છે: પ્રત્યેક શરીરવાળા અને સાધારણ શરીરવાળા;[1] જીવ દીઠ સ્વતંત્ર શરીર હોય એ પ્રત્યેક શરીરવાળા કહેવાય; અને એક જ સામાન્ય શરીરમાં અનેક જીવ રહેતા હોય, તો તે સાધારણ શરીરવાળા કહેવાય.[2] [૬૯-૭૦-૯૪]

## ૨. મુક્ત જીવો

મુક્ત અથવા સિદ્ધ જીવોના તેમના છેલ્લા જન્મની અપેક્ષાએ[3] વિવિધ ભેદો પાડવામાં આવે છે: જેમકે, સ્ત્રી-શરીરથી સિદ્ધ થયેલા, પુરુષશરીરથી સિદ્ધ થયેલા, નપુંસક-શરીરથી સિદ્ધ થયેલા,[4] જૈન સાધુ થઈને સિદ્ધ થયેલા, અન્ય સંપ્રદાયના સાધુ થઈને સિદ્ધ થયેલા કે ગૃહસ્થાશ્રમ-માંથી જ સિદ્ધ થયેલા. [૪૯]

સિદ્ધો વધારેમાં વધારે (પાંચસો ધનુષ પ્રમાણ) ઊંચાઈ-વાળા શરીરમાંથી સિદ્ધ થાય છે,[5] કે ઓછામાં ઓછી (બે હાથ જેટલી ઊંચાઈએથી સિદ્ધ થાય છે, કે મધ્યમ ઊંચાઈ-એથી પણ સિદ્ધ થાય છે. વળી ઊર્ધ્વ લોકમાંથી, અધો-

---

૧. તેમની વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪ નો છેવટનો ભાગ, પા. ૨૬૩.

૨ મૂળમાં આ બધા જીવોના આયુષ્યનું સવિસ્તર વર્ણન છે. તે માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૫, પા. ૨૬૩.

૩. કારણ કે સિદ્ધ થયેલ સમગ્ર જીવોમાં ગતિ, લિંગ આદિ સાંસારિક ભાવો ન હોવાથી, કોઈ ખાસ ભેદ જ નથી હોતો.

૪. જન્મથી નહીં, પણ કૃત્રિમ.—ટીકા.

૫. પહેલા તીર્થંકરના વખતમાં તેટલી ઊંચાઈ હતી, પછી તે ઘટતી ચાલી છે, એવી માન્યતા છે.

લોકમાંથી, મનુષ્યલોક વગેરે વાળા તીરછા (મધ્યમ) લોકમાંથી કે સમુદ્રમાંથી કે બીજા જળસ્થાનમાંથી સિદ્ધ થાય છે. [૫૦]

એક સમયે[1] નપુંસકમાંથી દશ જ જણુ સિદ્ધ થઈ શકે; સ્ત્રીઓમાંથી ૨૦ અને પુરુષોમાંથી ૧૦૮. ગૃહસ્થાશ્રમમાંથી એક સમયે વધારેમાં વધારે ચાર સિદ્ધ થાય; જૈનેતર સાધુમાંથી ૧૦ થાય અને જૈન સાધુમાંથી ૧૦૮ થાય. વધારેમાં વધારે ઊંચાઈવાળા શરીરમાંથી એક સાથે બે સિદ્ધ થાય છે; ઓછામાં ઓછીએ ચાર અને મધ્યમ ઊંચાઈએ ૧૦૮. એક સમયે ઊર્ધ્વ લોકમાંથી ચાર સિદ્ધ થાય છે; સમુદ્રમાંથી ૨; બીજાં જળસ્થાનમાંથી ૩; અધોલોકમાંથી ૨૦ અને મનુષ્યલોકવાળા તીરછા લોકમાંથી ૧૦૮. [૫૧-૪]

સિદ્ધો આ લોકને વિષે શરીર તજી, સ્વાભાવિક ઊર્ધ્વગતિથી લોકના અગ્ર ભાગને વિષે જઈને અટકે છે; આગળ અલોકમાં ( ગતિ સહાયક ધર્માદિ તત્ત્વ ન હોવાથી )[2] જઈ શકતા નથી. [૫૬]

સર્વાર્થસિદ્ધ નામના છેલ્લા અનુત્તર દેવવિમાનની[3] ઉપર બાર યોજન જઈએ, ત્યારે છત્રાકાર ઈષત્પ્રાગ્ભાર નામની પૃથ્વી આવે છે. તે ૪૫ લાખ યોજન લાંબી છે, અને તેટલી જ પહોળી છે. તેનો પરિધ તેનાથી ત્રણગણો ( થી વધારે એટલે ૧,૪૨,૩૦,૨૪૯ યોજન ) જેટલો છે. તે પૃથ્વી મધ્યમાં આઠ યોજન જાડી છે, અને પછી પાતળી થતી

૧. જુઓ પા. ૨૩૦, નોં. ૧.
૨. જુઓ પા. ૧૬૯, ટિ. નં. ૩.
૩. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૩, પા. ૨૬૧.

ચતી છેડે માખની પાંખ કરતાં પાતળી છે. તે પૃથ્વી સ્વભાવથી જ નિર્મળ, શ્વેત સુવર્ણમય તથા ચતા રાખેલા છત્ર જેવા આકારની જિનેશ્વરોએ કહી છે. તે શંખ, અંકરત્ન, અને કુંદ પુષ્પ જેવી પાંડુર, નિર્મળ અને શુભ છે. તેનું બીજું નામ શીતા છે. તેનાથી એક યોજન ઊંચે લોકનો છેડો છે, તે યોજનનો જે છેલ્લો કોસ છે, તેના છઠ્ઠા ભાગ સુધી સિદ્ધો રહેલા છે. [૫૭-૬૨]

સિદ્ધિ નામની ઉત્તમ ગતિને પામેલા, મહાભાગ્યવંત તે સિદ્ધો ભવપ્રપંચમાંથી મુક્ત થઈ ત્યાં લોકની ટોચે સ્થિર રહેલા છે. પોતાના છેલ્લા જન્મમાં જેનું જે કદ હોય, તેનાથી ત્રીજે ભાગ ઓછું એવું તેમનું કદ હોય છે.[૧] તેઓ અરૂપી છે, જીવઘન[૨] છે, જ્ઞાન અને દર્શન એટલી જ તેમની સંજ્ઞા (સ્વરૂપ) છે. જેની ઉપમા નથી એવા અતુલ સુખને તેઓ પામેલા છે. [૬૩-૬]

૨

હવે અજીવ તત્ત્વ વર્ણવવામાં આવે છે.

અજીવ તત્ત્વના બે ભેદ છે: (૧) રૂપી — એટલે કે ઇંદ્રિયગ્રાહ્ય ગુણોયુક્ત — મૂર્ત; અને (૨) અરૂપી એટલે કે અમૂર્ત. [૪]

(૧) રૂપીદ્રવ્યો :— પરમાણુઓ અને તેમના બનેલા સ્કંધો એ રૂપી દ્રવ્ય છે. તેમના નીચે પ્રમાણે ચાર પ્રકાર

---

૧. જુઓ. પા. ૧૯૩, નોં. ૪.

૨. છેલ્લા શરીરનો પોલાણનો ભાગ નીકળી ગયો હોવાથી. જુઓ ઉપર નોંધ ૧.

છે : સ્કંધ ( એટલે કે વિભાગ ); દેશ ( એટલે કે સ્કંધમાં કલ્પેલો વિભાગ ); પ્રદેશ (સ્કંધનો કલ્પી શકાય તેવો સૌથી નાનો વિભાગ ); અને પરમાણુ ( એટલે કે સ્કંધથી છૂટો એવો નાનામાં નાનો અંશ ). [૧૦]

પરમાણુ તો લોકના એક જ પ્રદેશમાં રહી શકે છે; પરંતુ સ્કંધ તો એક અંશમાં તેમ જ સમગ્ર લોકમાં પણ વ્યાપેલો હોય.[૧] [૧૧]

પ્રવાહની દૃષ્ટિએ તો તે સ્કંધો અને પરમાણુઓ અનાદિ અને અનંત છે. માત્ર એક સ્થળે સ્થિતિની અપેક્ષાએ તેમને સાદિ કે સાંત કહી શકાય. તે દૃષ્ટિએ જ તેમની સ્થિતિ પણ ઓછામાં ઓછી એક સમયની અને વધારેમાં વધારે અસંખ્ય કાળ સુધીની કહી શકાય. અમુક ક્ષેત્રથી ચ્યુત થઈ ફરી તે ક્ષેત્રે આવવાનું અંતર ઓછામાં ઓછું એક સમય જેટલું અને વધુમાં વધુ અનંત કાળ સુધીનું હોઈ શકે. [૧૨-૪]

વર્ણથી, ગંધથી, રસથી, સ્પર્શથી અને સંસ્થાન (આકૃતિ)થી એ રીતે એમનો પરિણામ પાંચ પ્રકારનો છે. વર્ણની બાબતમાં તેમનો પરિણામ પાંચ પ્રકારનો છે : કાળો, નીલો, લાલ, પીળો અને સફેદ. ગંધની બાબતમાં તેમનો પરિણામ બે પ્રકારનો છે : સુગંધી અને દુર્ગંધી. રસની

૧. એટલે કે, એક પરમાણુ તો એક જ પ્રદેશમાં રહે; પરંતુ સ્કંધો ગમે તેટલા પરમાણુના બન્યા હોય તો પણ માત્ર એક પ્રદેશમાં પણ સમાઈ શકે, કે બેમાં ત્રણમાં – એમ પોતાનાં પરમાણુની સંખ્યા બરાબર પ્રદેશોમાં પણ રહી શકે.

બાબતમાં તેમનો પરિણામ પાંચ પ્રકારનો છે: તીખો, કડવો, તૂરો, ખાટો અને મધુર. સ્પર્શની બાબતમાં તેમનો પરિણામ આઠ પ્રકારનો છે : કર્કશ, મૃદુ, ભારે, હલકો, શીતળ, ઊનો, સ્નિગ્ધ અને લૂખો. સંસ્થાનની બાબતમાં તેમનો પરિણામ પાંચ પ્રકારનો છે : મંડળાકાર (ચૂડીની પેઠે), ગોળ ( દડાની કે ઝાલરની પેઠે ), ત્રણ ખૂણિયો, ચાર ખૂણિયો અને લાંબો. [૧૫-૨૧]

પ્રત્યેક પરમાણુમાં પાંચ રસમાંનો કોઈ એક રસ; બે ગંધમાંનો કોઈ એક ગંધ; પાંચ વર્ણમાંનો કોઈ એક વર્ણ; અને આઠ સ્પર્શમાંથી પરસ્પર અવિરુદ્ધ એવા બે સ્પર્શ હોય છે : અર્થાત્ સ્નિગ્ધ અને ઊનો, સ્નિગ્ધ અને ટાઢો, લૂખો અને ટાઢો, તથા લૂખો અને ઊનો — એ ચાર જોડકાંમાંથી કોઈને કોઈ એક. મોટા સ્કંધોમાં તો આઠે સ્પર્શો યથોચિતપણે હોઈ શકે.

પરમાણુ, પરમાણુત્વની અપેક્ષાએ નિત્ય છે; અને એના પલટાતા રસ, ગંધાદિની અપેક્ષાએ અનિત્ય છે.

(૨) અરૂપી દ્રવ્ય : ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય,[૧] આકાશ અને કાળ[૨] એ અરૂપી દ્રવ્યો છે. તેમાંના પ્રથમ ત્રણના સ્કંધ, દેશ અને પ્રદેશ એમ ત્રણ ત્રણ ભાગ ગણતાં તેમની કુલ સંખ્યા દશ થાય.

---

૧. જૈન દર્શનમાં જ જુદા અર્થમાં સ્વીકારાતાં એ દ્રવ્યોની સમજ માટે જુઓ પા. ૧૬૯, ટિ. નં. ૩.

૨. મૂળમાં 'અદ્ધાસમય' શબ્દ છે.

અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ. જેનો બીજો ભાગ ન થઈ શકે તેવા ખંડને 'અસ્તિ' અથવા પ્રદેશ કહે છે. ધર્મ, અધર્મ, અને આકાશ માત્ર એક પ્રદેશરૂપ અથવા એક અવયવરૂપ નથી; પરંતુ પ્રચય એટલે કે સમૂહરૂપ છે. તેથી તે અસ્તિકાય કહેવાય છે. પરંતુ, કાળ એક સમયરૂપ — વર્તમાન ક્ષણરૂપ — છે. તેથી તે અસ્તિકાય નથી કહેવાતો અને તેના સ્કંધ, દેશ અને પ્રદેશ એવા પ્રકાર પણ નથી.

આકાશ લોક તેમજ અલોકમાં વ્યાપેલું છે. તેમાં ધર્મ વગેરે દ્રવ્યો રહેલાં છે; પણ તે સમગ્ર આકાશમાં નહીં; પરંતુ અમુક પરિમિત ભાગમાં જ. જેટલા ભાગમાં તે રહેલાં છે, તેટલો ભાગ જ લોક કહેવાય છે; બાકીનો અલોક કહેવાય છે. લોકમાં પણ કાળ, મનુષ્યલોકમાં (અઢી દ્વીપ અને બે સમુદ્રમાં)[1] જ રહેલો છે.[2]

ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે દ્રવ્યો અનાદિ અને અનંત છે. કાળ પણ નિરંતર પ્રવાહની અપેક્ષાએ અનાદિ-અનંત જ છે. પરંતુ, કોઈ કાર્યના આરંભની અપેક્ષાએ સાદિ અને સાંત પણ છે. [૯]

આ પ્રમાણે જીવ તથા અજીવના સ્વરૂપને ગુરુમુખે સાંભળીને, તથા તેના ઉપર શ્રદ્ધા કરીને, મુનિ જ્ઞાન અને

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨, પા. ૨૬૦.

૨. વધુ માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૬, પા. ૨૬૭.

ક્રિયા એ બન્ને દૃષ્ટિઓને[1] અનુમત એવા સંયમમાં રમણ કરે. [૨૪૭]

ત્યાર બાદ, ઘણાં વર્ષ સુધી સંયમને પાળી, મુનિ નીચેના ક્રમે આત્માનું દમન[2] કરે. તે ક્રમમાં વધારેમાં વધારે લાંબો ક્રમ ૧૨ વર્ષનો છે; મધ્યમ ક્રમ ૧ વર્ષનો છે; અને ટૂંકામાં ટૂંકો ૭ માસનો છે. [૨૪૮-૯]

બાર વર્ષવાળો ક્રમ આ પ્રમાણે છે: પહેલાં ચાર વર્ષમાં ઘી વગેરે વિકારક વસ્તુઓનો ત્યાગ કરે (અને આંબેલ[3] વગેરે તપ કરે); બીજાં ચાર વર્ષ (૭ ટંક પછી ખાવું, આઠ ટંક પછી ખાવું વગેરે) જુદાં જુદાં તપ કરે. પછી બે વર્ષ એકાંતરે આંબેલ કરે: એટલે કે ઉપવાસ કરે (ચાર ટંક છોડે) અને પછી આંબેલ કરે. ત્યાર પછી અર્ધું વર્ષ આઠ ટંક છોડવાનું કે બાર ટંક છોડવાનું એવું આકરું તપ ન કરે. ત્યાર પછી અર્ધું વર્ષ તેવાં આકરાં તપ

---

૧. "જીવનના બે વિભાગ છે: એક, સત્યને જોવાનો અને બીજો, તે સત્યને પચાવવાનો. જે ભાગ માત્ર સત્યનો વિચાર કરે છે, અર્થાત્ તત્ત્વને સ્પર્શે છે, તે જ્ઞાનદૃષ્ટિ — જ્ઞાનનય; અને જે ભાગ તત્ત્વાનુભવને પચાવવામાં જ પૂર્ણતા લેખે છે, તે ક્રિયાદૃષ્ટિ — ક્રિયાનય."

૨. મૂળમાં 'સંલેખના' છે. તેને મારણાંતિક સંલેખના પણ કહે છે. શરીર અને કષાયોને ક્ષીણ કરતા જવા રૂપી તપ — એવો તેનો અર્થ થાય.

૩. આંબેલ એટલે ઘી, દૂધ વગેરે રસ વિનાનું અન્ન એક વાર ખાવું, અને ગરમ પાણી પીવું તે. આવશ્યક નિ૰ ગા. ૧૬૦૩-૫.

કરે. પણ તે આખા વર્ષ દરમ્યાન આંબેલ પરિમિત[1] જ કરે. (એટલે કે, ચાર ટંક, આઠ ટંક વગેરે છોડયા પછી પારણા વખતે આંબેલ કરે). ત્યાર બાદ એક વર્ષ કોટી સહિત આંબેલ કરે : એટલે કે, પ્રથમ આંબેલ કરે; પછી બીજે દિવસે ચાર ટંક વગેરે છોડવાનું તપ — ઉપવાસ કરી, તેને અંતે ફરી આંબેલ કરે ૪૦. છેવટે માસ, અર્ધમાસ એમ સર્વ આહારનો ત્યાગ કરે અને (શરીરનો) અંત લાવે. [૨૫૦-૩]

નીચેની ભાવનાઓ સમ્યક્ દર્શન, ચારિત્ર વગેરેનો ભંગ કરનારી છે, અને મરણ સમયે દુર્ગતિનું કારણ થાય છે. માટે (મરણાંતિક અનશનાદિ કરનારે) તે ન સેવવી. તે પાંચ આ પ્રમાણે છે : કંદર્પભાવના, આભિયોગિક ભાવના, કિલ્બિષિક ભાવના, મોહભાવના અને આસુરભાવના.

૧. કંદર્પ (અટ્ટહાસ, મોટેથી બોલવું અને કામકથા); કૌકુચ્ય (ભ્રૂકુટિ — નેત્રાદિકની ચેષ્ટા વડે તથા પક્ષી વગેરેની બોલી મોં વડે બોલી અન્યને હસાવવા તે); તથા તેવા પ્રકારના શીલ, સ્વભાવ, હાસ્ય, અને વિકથા વડે બીજાને વિસ્મય પમાડવા — એમ કરનારો પ્રાણી કંદર્પ ભાવના કરે છે.

૨. જે (સાધુ, સરસ આહાર કે વસ્ત્રાદિની પ્રાપ્તિ અર્થે) મંત્રો સાધીને (માણસ, પશુ, કે ઘર વગેરેની રક્ષા નિમિત્તે દોરાધાગા આપવા; ઝાડઝપટ કરવી વગેરે) ભૂતિકર્મ કરે છે, તે આભિયોગિક ભાવના કરે છે.

---

૧. 'પરિમિત' એટલે કે પછી જણાવેલી કોટી સહિત નહિ એવું.

જે માયી પુરુષ જ્ઞાન, કેવળી, ધર્માચાર્ય, સંઘ, અને સાધુની નિંદા કરે છે, તે કિલ્વિષિક ભાવના કરે છે.

જેનો રોષ ચિરસ્થાયી હોય છે તથા જે શુભાશુભ નિમિત્તો ભાખવાનો ધંધો કરે છે, તે આસુરી ભાવના ઉત્પન્ન કરે છે.[1]

શસ્ત્રગ્રહણ, વિષભક્ષણ, બળી મરવું, ડૂબી મરવું, પર્વત ઉપરથી પડવું, વગેરે અનાચારરૂપ ગણાતા ઉપાયોનું સેવન વારંવાર જન્મમરણનું કારણ થઈ પડે છે. (એ મોહભાવનાનું વર્ણન થયું.) [૨૫૪,૨૬૧-૫]

જે જીવો મિથ્યાદર્શનમાં અનુરક્ત, વિષયાભિલાષી (સનિદાન), હિંસક તથા કૃષ્ણલેશ્યાવાળા રહીને મરે છે, તેઓને બીજા જન્મમાં બોધિજ્ઞાન પ્રાપ્ત થવું દુર્લભ થાય છે. પરંતુ, જે જીવો સમ્યગ્ દર્શનમાં અનુરક્ત, વિષયાભિલાષા વિનાના, તથા શુક્લલેશ્યાવાળા થઈને મરે છે, તેમને બીજા જન્મમાં બોધિજ્ઞાન સુલભ થાય છે. [૨૫૫-૭]

જે જીવો જિનવચનમાં અનુરક્ત થાય છે, તથા મલરહિત અને ક્લેશરહિત થઈને તેને ભાવપૂર્વક આચરે છે, તેઓ સંસારનો ઉચ્છેદ કરી શકે છે. પણ, જેઓ જિન-વચનોને જાણતા નથી, તે બિચારા વારંવાર (ફાંસો ખાઈ, ઝેર ખાઈ, કમોતે મરવારૂપી) બાલમરણ પામે છે, કે (ઇચ્છા વિના ક્ષુધા-તૃષ્ણા, રોગ, જરા વગેરે કારણે પરાણે મરવા રૂપી) અકામમરણ પામે છે. [૨૫૯]

---

૧. કંદર્પ સિવાયની ઉપરની ભાવનાઓના નામને મળતી હલકી દેવયોનિઓ (જુઓ પા. ૧૦૯ ટિ૦ નં. ૧.) પણ છે. ટીકાકાર એમ જણાવે છે કે, તે ભાવનાવાળા તે તે દેવયોનિને પામે છે.

બહુ આગમોનું રહસ્ય જાણનારા, સમાધિ ઉત્પન્ન કરનારા,[1] તથા ગુણગ્રાહી લોકો બીજાને મુક્તિ અપાવી શકે છે.[2] [૨૬૦]

આ પ્રકારે મુમુક્ષુઓને માન્ય એવાં ૩૬ ઉત્તમ (ઉત્તર) અધ્યયનો પ્રગટ કરીને, જ્ઞાતપુત્ર શ્રીમહાવીર ભગવાન પરિનિર્વાણ પામ્યા, એમ હું કહું છું. [૨૬૬]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧.** સ્થૂળ અગ્નિજીવોના નીચેના પ્રકાર મૂળમાં આપ્યા છે:

બળતા અંગારા, ભસ્મમિશ્રિત અગ્નિકણ (મુર્મુર), અગ્નિ, (દીવા વગેરેની) જ્યોત, (તડક થઈ ઊંચી ગયેલી) જ્વાળા, ઉલ્કા, અને વીજળી. [૧૦૯-૧૦]

સ્થૂળ વાયુજીવોના પ્રકાર: રહી રહીને વાતો વાયુ (ઉત્કાલિક), વંટોળિયો (મંડલિક), ઘનવાયુ (નરકની સાત ભૂમિઓની દરેકની વચ્ચે આવતું વાયુનું પડ), ગુંજારવ કરતો વાયુ, શુદ્ધ વાયુ અને સંવર્તક વાયુ (ઘાસ વગેરેને એકસ્થાનેથી બીજે સ્થાને ઉપાડી જાય તે.—ટીકા. પ્રલયકાળનો વાયુ ?). [૧૧૮-૯] એકઇંદ્રિય જીવોની એક ઇંદ્રિય તે સ્પર્શ સમજવી.

---

૧. મૃદુ વચનોથી બીજાના મનમાં સ્વસ્થતા ઉત્પન્ન કરનારા. —ટીકા.

૨. છેવટના ભાગના મૂળ પાઠનો અર્થ તો, 'બીજાની આલોચના (પાપની કબૂલાત) સાંભળવા યોગ્ય છે,' એવો છે. પરંતુ આખા ક્રમમાં તે વાત બંધબેસતી ન હોવાથી, પ્રો. જેકોબીએ સૂચવેલો અવચૂરિનો અર્થ અહીં ઉતાર્યો છે. ૨૭૦મા શ્લોક પછીનો આખો ભાગ નવો ઉમેરો છે, એમ તરત સમજાય છે.

બે ઇંદ્રિય (સ્પર્શ અને રસ)વાળા જીવોના પ્રકાર: કૃમિ, સોમંગલ, અળસિયાં, માતૃવાહક (ચૂડેલી ?), વાસીમુખ, છીપ, શંખ, શંખનક, પલ્લક, અણુ પલ્લક, કોડા, જળો (જલગ), નીલક, ચંદનક. [૧૨૮-૯]

ત્રણ-ઇંદ્રિય (સ્પર્શ, રસ, ઘ્રાણ)વાળા જીવોના પ્રકાર: કુંથુ, કીડી, ઉદ્દંશ, ઉત્કાલિક, ઉદ્દેહીઆ (ઉધઈ ?) તૃણાહારી, કાષ્ઠાહારી, માલૂક, પત્રાહારી, કપાસની મીંજમાં થતા (કપાસટ્ઠિમિંજ) (:કે ?) તિંદુક, તંસમિંજક, સદાવરી, કાનખજૂરા (ગુલ્મી), ઇંદ્રકાયિક, ઇંદ્રગોપ (ગોકળગાય). [૧૩૭-૯]

ચાર ઇંદ્રિય (સ્પર્શ, રસ, ઘ્રાણ, આંખ) વાળા જીવો: અંધિઆ, પોત્તિઆ, માખી, મચ્છર, ભમરા, કીટ, પતંગ, બગઈ (ઢિંકુણ), કુંકણ, અંગરીટી, નંદાવર્ત, વીંછી, ડોલ (ખડમાંકડી), ભૃંગરીટક, વિરલી, અક્ષિવેધક, અક્ષિલ, માગધ, અક્ષીરોડક, ચિત્રપત્રક, ઉપધિજલિક, નીચક (નીચ–નીદ ?) તામ્રક. [૧૪૬-૮]

જલચર [પંચેંદ્રિય (સ્પર્શ, રસ, ઘ્રાણ, આંખ, કાનવાળા) તિર્યંચો] ના પ્રકાર: માછલાં કાચબા, ગ્રાહ, મગર, સુંસુમાર. [૧૭૨]

સ્થલચર ચોપગાના પ્રકાર: એક ખરીવાળા (ઘોડા વગેરે), બે ખરીવાળા (બળદ વગેરે), ગંડીપદા (ગંડી–કમળની કર્ણિકા જેવા ગોળ પગવાળા–હાથી વગેરે), સનખપદા (સિંહ વગેરે). [૧૭૯]

ખેચરના પ્રકાર: ચર્મમય પાંખવાળાં (ચામાચીડિયાં ઇ૦), રોમમય પાંખવાળાં, સમુદ્ગપક્ષી (ડાબડાના આકાર જેવી પાંખવાળાં), વિતતપક્ષી (સૂપડા જેવી પાંખવાળાં). [૧૮૬-૭] છેલ્લાં બે માનુષોત્તર પર્વતની પેલી પાર રહેનારાં મનાય છે.

**ટિપ્પણ નં. ૨.** મધ્યલોકમાં જંબૂદ્વીપ, તેની આજુબાજુ વીંટાઈને આવેલો લવણસમુદ્ર તથા તેની અંદર આવેલા ૫૬ અંતરદ્વીપો, તે સમુદ્રની આજુબાજુ વીંટળાઈને આવેલો ધાતકીખંડ, તેની આજુબાજુ આવેલો કાલોદધિ તથા તેની આજુબાજુ આવેલો પુષ્કરદ્વીપનો માનુષોત્તર પર્વત સુધીનો અર્ધો ભાગ—

એટલો ભાગ મનુષ્યલોક કહેવાય છે. તેની બહાર કોઈ પણ માણસ જન્મતો કે મરતો નથી. જંબુ વગેરે અઢી દ્વીપોને ભરત વગેરે (સરખા નામનાં સાત સાત) ક્ષેત્રોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. જંબુ કરતાં ધાતકીખંડમાં તે નામનાં જ બમણાં ક્ષેત્રો છે; અને અર્ધા પુષ્કર દ્વીપમાં પણ તેટલાં. એટલે દરેક નામનાં પાંચ પાંચ થયાં. તેમાંથી જેમાં મોક્ષમાર્ગને જાણનાર અને તેનો ઉપદેશ કરનાર તીર્થંકરો પેદા થઈ શકે છે, તે ભાગોને કર્મભૂમિ કહે છે; અને બાકીની અકર્મભૂમિ કહેવાય છે. પાંચ ભરત, પાંચ ઐરવત, અને પાંચ વિદેહ એ કર્મભૂમિઓ છે; પાંચ હૈમવત, પાંચ હૈરણ્યવત, પાંચ રમ્યક, પાંચ હરિવર્ષ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ એ ત્રીસ અકર્મભૂમિઓ છે. દેવકુરુ અને ઉત્તરકુરુ એ વિદેહના જ ભાગો છે. પણ તે અકર્મભૂમિઓ છે. [૧૯૪-૫]

**ટિપ્પણ નં. ૩.** ભવનવાસી દેવોના દશ ભેદો છે: અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર. [૨૦૪] તેઓ કુમાર એટલા માટે કહેવાય છે કે, તેઓ કુમારની માફક દેખાવમાં મનોહર, સુકુમાર તથા મૃદુ-મધુર ગતિવાળા અને ક્રીડાશીલ હોય છે. તેઓ મોટે ભાગે આવાસોમાં અને ક્યારેક ભવનોમાં રહે છે. આવાસ મંડપ જેવા હોય છે અને ભવન નગર જેવાં હોય છે.

વ્યંતરના આઠ ભેદ છે: કિંનર, કિંપુરુષ, મહોરગ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ. [૨૦૫] તેઓ પણ ભવનો અને આવાસોમાં રહે છે. તેઓ પોતાની ઇચ્છાથી તથા બીજાની પ્રેરણાથી ભિન્ન ભિન્ન જગાએ જાય છે. એમાંથી કેટલાક મનુષ્યની સેવા પણ કરે છે.

જ્યોતિષ્કના પાંચ પ્રકાર છે: ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ અને તારાઓ. તેમાંથી મનુષ્યલોકમાં આવેલા જ્યોતિષ્કો મેરુ પર્વતની આસપાસ સદા ભ્રમણ કરે છે; પણ તેની બહારના સૂર્યાદિ સ્થિર છે. [૨૦૬]

વૈમાનિકના બે પ્રકાર છે : કલ્પોપપન્ન (કલ્પવાસી) અને કલ્પાતીત. કલ્પવાસીના બાર પ્રકાર છે : સૌધર્મ, ઐશાન, સાનત્કુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લાંતક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ, અચ્યુત. [૨૦૮-૯] કલ્પાતીતના બે પ્રકાર છે : ગ્રૈવેયક અને અનુત્તર. ગ્રૈવેયકની ત્રણ ત્રિકો છે : હેઠેની, મધ્યમ અને ઉપરની. અને તે દરેકની પાછી નીચેની, મધ્યમ અને ઉપરની એમ ત્રણ ત્રિકો મળી કુલ નવ પ્રકાર છે. [૨૧૦-૩] અનુત્તરના પાંચ પ્રકાર છે : વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ. તે સૌથી ઉત્તર (ઉપર) તેમજ પ્રધાન હોવાથી અનુત્તર કહેવાય છે. [૨૧૩-૪]

કલ્પવાસી દેવોમાં સ્વામી-સેવક ભાવ છે; પણ કલ્પાતીતમાં નથી. મનુષ્યલોકમાં પણ કોઈ નિમિત્તથી જવાનું થાય, તો કલ્પવાસી જ જાય છે. કલ્પાતીત દેવો સ્થાન છોડી ક્યાંય જતા નથી.

ટિપ્પણ નં. ૪. સ્થૂળ (પર્યાપ્ત) પૃથ્વીકાયના બે પ્રકાર છે : શ્લક્ષ્ણ અને કઠણ. તેમાંથી શ્લક્ષ્ણ પૃથ્વીના સાત પ્રકાર છે : કાળી, નીલ, રાતી, પીળી, ધોળી, પાંડુર અને (પણગમટ્ટીઆ) પૂર ઊતરી ગયા પછી રહેતો કાંપ. કઠણ પૃથ્વીના ૩૬ ભેદો છે : શુદ્ધ પૃથ્વી, કાંકરા, રેતી, (ઉપલ) પથ્થર, શિલા, લવણ, ઊસ, લોઢું, તાંબું, કલાઈ, સીસું, રૂપું, સુવર્ણ, વજ્ર (હીરા), હડતાલ, હિંગળોક, મણસીલ, સાસગ (ધાતુવિશેષ.–ટીકા. સસ્યક–મણિવિશેષ ? કે સીસક–જસત ?), અંજન (સુરમો), પરવાળાં, અભ્રકનાં પડ, અભ્રકની રેતી, (તથા નીચેના મણિઓ :) ગોમેદક, રુચક, અંકરત્ન, સ્ફટિક, લોહિત, મરકત, મસારગલ્લ, ભુજમોચક, ઇંદ્રનીલ, ચંદનમણિ, ગૈરિક, હંસગર્ભ, પુલક, સૌગંધિક, ચંદ્રપ્રભ, વૈડૂર્ય, જલકાંત, સૂર્યકાંત. [૭૦-૬]

અહીં મણિના ૧૮ ભેદ છે. તેમાંથી કોઈ પણ ચારનો સમાવેશ બીજા અંતિમાં કરી લઈ, ૪૦ને બદલે ૩૬ની સંખ્યા ગણવી, એમ ટીકાકાર કહે છે.

સ્થૂળ (પર્યાપ્ત) જળકાયના પાંચ પ્રકાર છે : મેઘનું પાણી, ઓસ, હરતણૂ (તૃણના અગ્રભાગ ઉપરનાં બિંદુ), મહિકા (ધૂમર), હીમ. [૮૫]

વનસ્પતિકાયના પ્રત્યેકશરીરીના ભેદો આ પ્રમાણે છે : વૃક્ષ, ગુચ્છ (વૃન્તાક વગેરે), ગુલ્મ (નવમાલિકા વગેરે), લતા (ચંપકાદિ), વલ્લી (તુંબડી વગેરેની), તૃણ (દાભ વગેરે), નાળિયેરી કેળ વગેરે વલયલતા (બીજી શાખા ન હોવાથી), શેરડી વગેરે પર્વજ, કુહણ (છત્ર જેવા ભૂમિફોડા), કમળ વગેરે જલરુહ, ઔષધિ (શાળી વગેરે ધાન્ય), ભાજી વગેરે હરિતકાય. [૯૪-૫]

સાધારણશરીરીના ભેદો : આલુ (બટાટા), મૂળા, આદુ, હિરિલી, સિરિલી, સિરિસિરિલી, યાવન્તિ, કેયકંદલી, ડુંગળી, લસણ, (કંદલી, કુહુવત કે) કુહુવત કંદલી, લોહિની, હૂન, થીહૂ, કુહક, કૃષ્ણ, વજ્ર, સૂરણ, અશ્વકર્ણી, મુસંઢી, હરિદ્રા (લીલી હળદર) વગેરે કંદો. [૯૬-૯]

ટિપ્પણ નં. ૫. મૂળમાં દરેક જીવના આયુષ્ય (ભવસ્થિતિ) વગેરેનું જે નિરૂપણ છે, તે આ પ્રમાણે છે : ૧. ભવસ્થિતિ – એટલે કે મરતા સુધીનું આયુષ્ય. ૨. કાયસ્થિતિ – એટલે કે મર્યા બાદ બીજી કોઈ જાતિમાં ગયા વિના તે જ જાતિમાં ફરી ફરીને પેદા થવાની કાલમર્યાદા. અને ૩. પુનરાગમનકાળ – એટલે કે પોતાની જાતિ છોડી, બીજી કાયમાં ઉત્પન્ન થઈ, ફરીથી તે જાતિમાં પાછા આવવાનો સમય. પ્રવાહની અપેક્ષાએ તો બધા જીવ અનાદિ અને અનંત છે; પણ આયુષ્યની અપેક્ષાએ તેઓ સાદિ સાંત છે.

અગ્નિજીવોની આયુષ્યસ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ત્રણ રાત દિવસની છે; તેમની કાયસ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે અસંખ્ય કાળ[૧]ની

૧. 'અસંખ્ય', 'સંખ્યેય', 'અનંત' વગેરેના પારિભાષિક અર્થો માટે જુઓ. પા. ૫૨, ટિપ્પણ નં. ૧.

છે; અને તેમનો પુનરાગમનકાળ ઓછામાં ઓછો એક અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે અનંતકાળ છે. [૧૧૩-૬]

વાયુજીવોની આયુષ્યસ્થિતિ વધારેમાં વધારે ૩ હજાર વર્ષની છે. બાકીનું બધું અગ્નિ પ્રમાણે. [૧૨૨-૪]

બે ઇંદ્રિયજીવોની આયુષ્યસ્થિતિ વધારેમાં વધારે ૧૨ વર્ષની છે અને કાયસ્થિતિ વધારેમાં વધારે સંખ્યેય[૧] કાળની છે, બાકીનું બધું અગ્નિ પ્રમાણે.

ત્રણ ઇંદ્રિયવાળાની આયુષ્યસ્થિતિ વધારેમાં વધારે ૪૯ દિવસની છે. બાકીનું બધું બેઇંદ્રિય પ્રમાણે. [૧૪૧-૩]

ચાર ઇંદ્રિયવાળાની આયુષ્યસ્થિતિ વધારેમાં વધારે છ માસની છે બાકીનું બધું બેઇંદ્રિય પ્રમાણે. [૧૫૧-૩]

| નરકમાં | આયુષ્યસ્થિતિ ઓછામાં ઓછી | વધારેમાં વધારે |
|---|---|---|
| પહેલા ,, | ૧૦ હજાર વર્ષ | ૧ સાગર વર્ષ |
| બીજા ,, | ૧ સાગર વર્ષ | ૩ ,, |
| ત્રીજા ,, | ૩ ,, | ૭ ,, |
| ચોથા ,, | ૭ ,, | ૧૦ ,, |
| પાંચમા ,, | ૧૦ ,, | ૧૭ ,, |
| છઠ્ઠા ,, | ૧૭ ,, | ૨૨ ,, |
| સાતમા ,, | ૨૨ ,, | ૩૩ ,, |

નારકી મરીને તરત પાછો નારકી થઈ શકતો નથી. તેથી તેની કાયસ્થિતિ જુદી નથી. તેનો પુનરાગમનકાળ ઓછામાં ઓછો એક અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે અનંતકાળ છે. [૧૬૦-૮]

---

૧. જુઓ પા. ૫૨, ટિપ્પણ નં. ૧.

| આયુષ્યસ્થિતિ | જલચર | સ્થલચર | ખેચર |
|---|---|---|---|
| ઓછામાં ઓછી | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| વધારેમાં વધારે | પૂર્વકોટી[1] | ત્રણપલ્યોપમ[2] | પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ[3] |

| કાયસ્થિતિ | | | |
|---|---|---|---|
| ઓછામાં ઓછી | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| વધારેમાં વધારે | ૨ થી ૯ પૂર્વકોટી | ૩ પલ્યોપમવત્તા ૨ થી ૯ પૂર્વકોટી | પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અને ૨ થી ૯ પૂર્વકોટી |

| પુનરાગમનકાળ | | | |
|---|---|---|---|
| ઓછામાં ઓછો | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| વધારેમાં વધારે | અનંતકાળ | અનંતકાળ | અનંતકાળ |

[૧૮૯-૯૧]

મનુષ્યની ઓછામાં ઓછી આયુષ્યસ્થિતિ અંતર્મુહૂર્ત છે; અને વધારેમાં વધારે ત્રણ પલ્યોપમ છે.[4] કાયસ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત છે અને વધારેમાં વધારે ત્રણ પલ્યોપમ વત્તા ૨ થી ૯ (એટલે કે ૭) પૂર્વકોટી છે પુનરાગમનકાળ ઓછામાં ઓછો અંતર્મુહૂર્ત અને વધારેમા વધારે અનંતકાળ.

---

૧. 'પૂર્વ'ના અર્થ માટે જુઓ પા. ૨૪૨, નોંધ ૧.

૨. ગર્ભજ ભુજપરિસર્પ અને ઉરપરિસર્પનું પૂર્વકોટી અને સંમૂર્છિમનું ૩૨ અને ૫૩ હજાર વર્ષનું. સંમૂર્છિમ સ્થલચરનું ૮૪૦૦૦ વર્ષ. 'પલ્યોપમ'ના અર્થ માટે જુઓ પા. ૨૪૩. ટિ. ૪.

૩. એ યુગલિકનું છે. બીજા ગર્ભજનું પૂર્વકોટી અને સંમૂર્છિમનું ૭૨૦૦૦ વર્ષ. યુગલિક એટલે (સામાન્ય રીતે) જંબુદ્વીપને વીંટળાયેલા લવણસમુદ્રમાં આવેલા અંતરદ્વીપોનો રહેવાસી. તે સ્ત્રી-પુરુષનું જોડકું જ જન્મે છે.

૪. એ યુગલિકનું છે. સંમૂર્છિમનું તો અંતર્મુહૂર્ત જ ગણવું.

દેવ આયુષ્યસ્થિતિ

| | ઓછામાં ઓછી | વધારેમાં વધારે |
|---|---|---|
| ભવનપતિ | ૧૦ હજાર વર્ષ | એક સાગર વર્ષથી કંઈક વધારે |
| વ્યંતર | ,, | એક પલ્યોપમ |
| જ્યોતિષ્ક | પલ્યોપમનો આઠમો ભાગ | ,, વત્તા એક લાખ વર્ષ |
| સૌધર્મ | ૧ પલ્યોપમ | બે સાગર વર્ષ |
| ઈશાન | ,, થી કંઈક વધારે | ,, થી વધારે |
| સાનત્કુમાર | બે સાગર વર્ષ | સાત સાગર વર્ષ |
| માહેન્દ્ર | ,, થી વધારે | ,, થી વધારે |
| બ્રહ્મલોક | ૭ સાગર વર્ષ | ૧૦ સાગર વર્ષ |
| લાંતક | ૧૦ ,, | ૧૪ ,, |
| મહાશુક્ર | ૧૪ ,, | ૧૭ ,, |
| સહસ્રાર | ૧૭ ,, | ૧૮ ,, |
| આનત | ૧૮ ,, | ૧૯ ,, |
| પ્રાણત | ૧૯ ,, | ૨૦ ,, |
| આરણ | ૨૦ ,, | ૨૧ ,, |
| અચ્યુત | ૨૧ ,, | ૨૨ ,, |
| ગ્રૈવેયક-૧ | ૨૨ ,, | ૨૩ ,, |
| ,, -૨ | ૨૩ ,, | ૨૪ ,, |
| ,, -૩ | ૨૪ ,, | ૨૫ ,, |
| ,, -૪ | ૨૫ ,, | ૨૬ ,, |
| ,, -૫ | ૨૬ ,, | ૨૭ ,, |
| ,, -૬ | ૨૭ ,, | ૨૮ ,, |
| ,, -૭ | ૨૮ ,, | ૨૯ ,, |
| ,, -૮ | ૨૯ ,, | ૩૦ ,, |
| ,, -૯ | ૩૦ ,, | ૩૧ ,, |

" અનુત્તરનાં પહેલાં ચારમાં ઓછામાં ઓછી ૩૧ સાગર અને વધારેમાં વધારે ૩૩ સાગર. અને પાંચમામાં ઓછામાં ઓછી તેમજ વધારેમાં વધારે ૩૩ સાગરોપમ.

દેવો પણ મરીને તરત દેવ નથી થઈ શકતા એટલે તેમની કાયસ્થિતિ જુદી નથી. તેઓ ચ્યુત થઈને પૃથ્વી, જળ, વનસ્પતિ અને સંખ્યાત વર્ષ આયુષ્ય વાળાં ગર્ભજ-પર્યાપ્ત એ સ્થાનોમાં જ પેદા થાય છે, અન્ય સ્થાનોમાં નહિ. તેમનો પુનરાગમનકાળ મનુષ્ય જેવો સમજવો. [૨૧૭-૪૪]

| | | પૃથ્વીજીવ | પાણીજીવ | વનસ્પતિજીવ |
|---|---|---|---|---|
| આયુ૦ | ઓછું૦ | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| | વધારે૦ | ૨૨૦૦૦ વર્ષ | ૭૦૦૦ વર્ષ | ૧૦૦૦૦ વર્ષ |
| કાય૦ | ઓછું૦ | અંતર્મુહૂર્ત | પૃથ્વી પ્રમાણે | અંતર્મુહૂર્ત |
| | વધારે૦ | અસંખ્યકાળ | ,, | અનંતકાળ |
| પુનરાગમન૦ | ઓછું૦ | અંતર્મુહૂર્ત | ,, | અંતર્મુહૂર્ત |
| | વધારે૦ | અનંતકાળ | ,, | અસંખ્યકાળ |

[૮૦-૨,૧૦૨]

ટિપ્પણ નં. ૧. કાળદ્રવ્યને લગતું નીચેનું વર્ણન પં. બેચરદાસજીકૃત 'જૈનદર્શન'માંથી ઉતાર્યું છે: "કાળ એ અઢી દ્વીપમાં (મનુષ્યલોકમાં) વર્તતો ભાવ છે; પરમ સૂક્ષ્મ છે; એના ભાગ થઈ શકતા નથી અને એ એક સમયરૂપ છે. એ એક સમયરૂપ હોવાથી જ તેની સાથે અસ્તિકાય શબ્દનો સંબંધ લાગી શકતો નથી. કારણકે, પ્રદેશોના સમુદાયનું નામ અસ્તિકાય છે.

"એ એક સમયરૂપ કાળ દ્રવ્યરૂપ છે અને પર્યાયરૂપ પણ છે. દ્રવ્યરૂપે એ નિત્ય છે અને પર્યાયરૂપે અનિત્ય છે. અત્યાર સુધીનો બધો કાળ અને હવે પછીનો બધો કાળ કાળરૂપે એકસરખો હોવાથી એને નિત્ય કહેવામાં આવે છે, અને એમાં પ્રતિક્ષણે ઉત્પત્તિ અને વિનાશ થતો હોવાથી એને અનિત્ય પણ કહેવામાં આવે છે.

"આ કાળ નામનો ભાવ કોઈ પદાર્થનું નિર્વર્તક-કારણ નથી. તેમ પરિણામી-કારણ પણ નથી. કિંતુ, પોતાની મેળે જ પેદા થતા પદાર્થોનું અપેક્ષા-કારણ છે. કારણકે, એ પદાર્થો અમુક કાળે જ થવા જોઈએ એ જાતના નિયમનું કારણ કાળ છે. 'ઘડો ફૂટી ગયો', 'સૂર્યને જોઉં છું,' અને 'વરસાદ થશે'—ઇત્યાદિ પરસ્પર સેળભેળ વિના ચોખ્ખા વ્યવહારો જેની અપેક્ષાએ પ્રવર્તી રહ્યા છે, એનું નામ કાળ છે. તથા, 'આ મોટું છે' અને, 'આ નાનું છે,' એ બંને વ્યવહારનું નિમિત્ત પણ કાળ જ છે. એ રીતે વર્તના, પરિણામ અને ક્રિયા વગેરેના વ્યવહારોથી મનુષ્યલોકમાં કાળની હયાતી જાણી શકાય છે.

"મનુષ્યલોકથી બહારના ભાગમાં કાળ દ્રવ્યની હયાતી જણાતી નથી. ત્યાં તો સદ્રૂપ પદાર્થ માત્ર પોતાની જ મેળે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સ્થિતિ કરે છે. ત્યાંના પદાર્થોની હયાતી સહજ જ છે. તેમાં કાળની અપેક્ષા નથી. ત્યાં આપણી પેઠે સરખે સરખા પદાર્થોની કોઈ પણ ક્રિયા એકસાથે ન થતી હોવાથી, તેઓની કોઈ પણ ક્રિયામાં કાળની જરૂર નથી પડતી. સરખે સરખા પદાર્થોમાં જે ફેરફાર એકસાથે થાય છે, તેનું જ કારણ કાળ છે; પરંતુ જુદા જુદા પદાર્થોમાં એક સાથે જ થતા ફેરફારોનું કારણ કાળ હોઈ શકતો નથી. કારણ કે, એ જુદા જુદા ભાવોની ક્રિયાઓ એક કાળે જ થતી નથી; તેમ નાશ પણ પામતી નથી. માટે 'મનુષ્યલોકની બહારના ભાગમાં થતા કોઈ પણ ફેરફારનું કારણ કાળ હોઈ શકે નહીં'; તેમજ, ત્યાં જે નાનામોટાનો વ્યવહાર ચાલે છે, તે સ્થિતિની અપેક્ષાએ છે; અને સ્થિતિ હયાતીની અપેક્ષાએ છે; અને હયાતી તો સહજ છે. માટે તે વ્યવહાર માટે પણ ત્યાં કાળની આવશ્યકતા જણાતી નથી.

"કેટલાક આચાર્યો કાળને જુદા દ્રવ્યરૂપે માનતા નથી. તેઓની માન્યતા પ્રમાણે વર્તના અને પરિણામ વગેરે પદાર્થમાત્રમાં થતા ફેરફારો છે." તે ફેરફારોમાંથી જે પહેલો થયો હોય તે

પુરાણો કહેવાય અને પછી થયો હોય, તે નવીન કહેવાય. એ બધા ફેરફારો પદાર્થોમાં કોઈ બીજાની પ્રેરણા વિના થયા કરે છે. તેને માટે કાળ નામનું જુદું દ્રવ્ય માનવાની જરૂર નથી. પરંતુ કાળને જુદું દ્રવ્ય માનનારા તેમને એવો જવાબ આપી શકે કે, તેમ તો ગતિ વગેરે માટે ધર્માસ્તિકાય વગેરે માનવાની પણ જરૂર ન રહે! 'પરંતુ* કાળને જુદું દ્રવ્ય માનનારાઓમાં પણ મતભેદ છે. કેટલાક તેને મનુષ્યક્ષેત્ર–જ્યોતિષચક્રના ગતિક્ષેત્ર–માત્રમાં રહેલું ગણે છે. અને તેટલું હોવા છતાં સંપૂર્ણ લોકનાં પરિવર્તનોનું નિમિત્ત થતું માને છે. તેમની દલીલ એ છે કે, કાળ પોતાનું કાર્ય જ્યોતિષચક્રની ગતિની મદદથી કરે છે. માટે, જ્યોતિષચક્રની ગતિના ક્ષેત્રની બહાર તેને માનવો ઠીક નથી. જ્યારે બીજા તેને લોકવ્યાપી કહે છે. એ લોકવ્યાપી હોવા છતાં ધર્માસ્તિકાયની પેઠે સ્કંધરૂપ નથી, પરંતુ અણુરૂપ છે. એના અણુઓની સંખ્યા લોકાકાશના પ્રદેશો જેટલી છે. એ અણુ ગતિહીન હોવાથી લોકાકાશના પ્રત્યેક પ્રદેશ ઉપર જ્યાંનાં ત્યાં સ્થિત રહે છે. તેમનો સ્કંધ નથી બનતો. તેમનામાં તિર્યક્પ્રચય (સ્કંધ) થવાની શક્તિ નથી. તેથી કાળ દ્રવ્યને અસ્તિકાય નથી ગણવામાં આવ્યું. આમ કાળદ્રવ્યમાં જોકે તિર્યક્પ્રચય નથી; તોપણ ઊર્ધ્વપ્રચય તો છે. તેથી દરેક કાળઅણુમાં સતત પરિણામો થયા કરે છે. તે પરિણામને સમય કહે છે. એ જ અન્ય દ્રવ્યોના પરિણામમાં નિમિત્તકારણ થાય છે. નવીનતા, પુરાણતા વગેરે અવસ્થાઓ કાલઅણુના સમયપ્રવાહની અપેક્ષાએ જ સમજવી જોઈએ. પરમાણુને લોકાકાશના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશ સુધી જતાં જેટલી વાર લાગે, તેટલી વારમાં કાળઅણુનો એક સમય–પર્યાય વ્યક્ત થાય. અર્થાત્ 'સમય' પરિણામ, અને એક પ્રદેશમાંથી

* અહીંથી શરૂ થતો એક અવતરણ ચિહ્નવાળો ભાગ પં. સુખલાલજી અનુવાદિત કર્મગ્રંથ ભા. ૪, પા. ૫૫૮માંથી સંક્ષેપરૂપ છે.

બીજા પ્રદેશ સુધીની પરમાણુની મંદ ગતિ એ બંનેનું પરિમાણુ બરાબર છે. આ દિગંબર ગ્રંથોનું મંતવ્ય છે.

'હવે વસ્તુસ્થિતિ સમજવા પ્રયત્ન કરીએ. નિશ્ચયદૃષ્ટિથી જોઈએ તો કાળને અલગ દ્રવ્ય માનવાની કશી જરૂર નથી. તેને જીવાજીવના પર્યાયરૂપ માનવાથી જ બધો વ્યવહાર ઉપપન્ન થઈ જાય છે. એટલે બાકીના પક્ષો વ્યાવહારિક કે ઔપચારિક છે. કાલને મનુષ્ય-ક્ષેત્ર-પ્રમાણ માનવાનો પક્ષ સ્થૂલ લોકવ્યવહાર ઉપર નિર્ભર છે. અને તેને અણુરૂપ માનવાનો પક્ષ ઔપચારિક છે. એમ ન કબૂલ કરીએ તો, એ પ્રશ્ન ઊભો થાય છે કે, મનુષ્યક્ષેત્રની બહાર પણ નવું, જૂનું વગેરે ભાવો થાય છે, તો પછી કાલને મનુષ્યક્ષેત્રમાં જ કેવી રીતે માની શકાય? કાલને જ્યોતિષચક્રના સંચારની અપેક્ષા શામાટે છે? અને હોય તોપણ કાલ લોકવ્યાપી હોઈને પણ તેની મદદ નથી લઈ શકતો?

'કાલને અણુરૂપ માનવાની કલ્પના ઔપચારિક જ છે. પ્રત્યેક પુદ્ગલ પરમાણુને જ ઉપચારથી કાલાણુ સમજવો જોઈએ. એમ ન માનવાને બદલે કાલાણુને સ્વતંત્ર જ માનો તો પ્રશ્ન થાય છે કે, તો પછી તેને ધર્માસ્તિકાયની પેઠે સ્કંધરૂપ કેમ નથી માનતા? એ સિવાય બીજો એ પ્રશ્ન પણ થાય છે કે, વળી જીવ-, અજીવના પર્યાયમાં નિમિત્તકારણ સમય-પર્યાય છે; તો પછી સમય-પર્યાયનું નિમિત્તકારણ શું? તેને સ્વાભાવિક માનો, તો પછી જીવ-અજીવના પર્યાયને પણ સ્વાભાવિક શા માટે ન માનો?

'વૈદિક દર્શનોમાં પણ કાલના સંબંધમાં મુખ્ય બે પક્ષ છે. વૈશેષિક અને ન્યાયદર્શન કાલને સર્વવ્યાપી સ્વતંત્ર દ્રવ્ય માને છે. અને સાંખ્ય, યોગ અને વેદાંત વગેરે કાલને સ્વતંત્ર દ્રવ્ય ન માની, એને પ્રકૃતિ-પુરુષ (જડ-ચેતન)નું જ રૂપ માને છે. કાલ એ વ્યવહારનિર્વાહ માટે કરવામાં આવેલી કલ્પના જ છે—એ વિષેની ચર્ચા માટે જુઓ યોગદર્શન, ૩. સૂ. ૫૨ ઉપરનું ભાષ્ય'.

## સુભાષિતો

अप्पा चेव दमेयव्वो अप्पा हु खलु दुद्दमो ।

अप्पा दन्तो सुही होइ अस्सिं लोए परत्थ य ॥

પોતાની જાતને જીતવી જોઈએ. પોતાની જાત જીતવી જ મુશ્કેલ છે, જેણે પોતાની જાત જીતી છે, તે આ લોક અને પરલોકમાં સુખી થાય છે. [૧-૧૫]

वरि मे अप्पा दन्तो संजमेण तवेण य ।

माहं परेहिं दम्मन्तो बन्धणेहि वहेहि य ॥

બીજાઓ મને વધ–બંધનાદિથી દમે, તેના કરતાં હું પોતે જ મારી જાતને સંયમ અને તપ દ્વારા નિગ્રહમાં રાખું, એ વધારે સારું છે. [૧-૧૬]

चत्तारि परमंगाणि दुल्लहाणीह जन्तुणो ।

माणुसत्तं सुई सद्धा संजमंमि य वीरियं ॥

સંસારમાં જીવને બોધિનાં આ ચાર પરમ અંગો દુર્લભ છે: મનુષ્યપણું, સદ્ધર્મનું શ્રવણ, તેમાં શ્રદ્ધા અને તેનું આચરણ [૩-૧]

माणुसत्तंमि आयाउ जो धम्मं सोच सद्दहे ।
तवस्सी वीरियं लद्धुं संवुडे निद्धुणे रयं ॥

મનુષ્યપણુ પામીને જે પ્રાણી ધર્મ સાંભળી શ્રદ્ધા કરે, અને તેમાં પુરુષાર્થ કરી, તપથી પાપકર્મને પોતામાં આવતું રોકે, તે પોતાની મલિનતા દૂર કરી શકે છે. [૩-૧૧]

असंखय जीवियं मा पमायए जरोवणीयस्स हु नत्थि ताणं
एवं विजाणाहि जणे पमत्ते किण्णु विहिंसा अजया गहिन्ति ॥

તૂટ્યા પછી જીવિત ફરી સાંધી શકાતું નથી, માટે પ્રમાદ ન કરવો. ઘડપણ આવ્યા પછી બીજો રસ્તો નહિ રહે ત્યારે, પ્રમત્ત, હિંસક અને અયત્નશીલ મનુષ્યની શી દશા થશે, તેનો વિચાર કર. [૪-૧]

सुत्तेसु यावी पडिबुद्धजीवी न वीससे पण्डिए आसुपन्ने ।
घोरा मुहुत्ता अवलं सरीरं भारुण्डपक्खी व चरप्पमत्ते ॥

સૂતેલાઓની વચ્ચે જાગતા રહેવું. તીવ્ર બુદ્ધિવાળા પંડિતે આયુષ્યનો વિશ્વાસ ન કરવો. કાળ નિર્દય છે અને શરીર અબળ છે. માટે ભારંડપક્ષીની પેઠે અપ્રમત્ત રહેવું. [૪-૬]

न चित्ता तायए भासा कुउ विज्जाणुसासणं ।
विसन्ना पापकम्मेहि बाला पंडियमाणिणो ॥

વાણીની ચતુરાઈ બચાવી શકતી નથી; વિદ્યાનું શિક્ષણ પણ શી રીતે બચાવે? પોતાને પંડિત માનતા મૂર્ખ લોકો પાપકર્મોમાં ખૂંચેલા રહે છે. [૬-૧૦]

जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जिणे ।

एगं जिणेज्ज अप्पाणं एस से परमो जउ ॥

अप्पाणमेव जुज्झाहि किं ते जुज्झेण वज्झउ ।

अप्पणामेवमप्पाणं जइत्ता सुहमेहए ॥

દુર્જય સંગ્રામમાં લાખો યોદ્ધાઓને જીતે, તેના કરતાં એકલો પોતાને જીતે, તો તે જય ઉત્તમ છે.

પોતાની જાત સાથે જ લડવું જોઈએ. બહારનાઓ સાથે લડીને શું? પોતાના બળથી પોતાની જાતને જીતનારો સુખી થાય છે. [૯,૩૪-૩૫]

पंचिन्दियाणि कोहं माणं मायं तहेव लोहं च ।

दुज्जयं चेव अप्पाणं सव्वं अप्पे जिये जियं ॥

પાંચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ; તથા સૌથી વિશેષ દુર્જય એવું પોતાનું મન: એ જિતાયાં એટલે બધું જિતાયું. [૯-૩૬]

जो सहस्सं सहस्साणं मासे मासे गवं दए ।

तस्स वि संजमो सेउ अदिन्तस्स वि किंचग ॥

મહિને મહિને લાખો ગાયો દેનારાના દાન કરતાં, કાંઈ ન આપનારાનુંય સંયમાચરણ શ્રેષ્ઠ છે. [૯-૪૦]

मासे मासे तु जो वालो कुसग्गेण तु भुंजए ।

न सो सक्खायधम्मस्स कलं अग्घइ सोलसिं ॥

કોઈ અજ્ઞાની મનુષ્ય મહિને મહિને દાભની અણી ઉપર રહે તેટલું અન્ન ખાઈને ઉગ્ર તપ કરે, તો પણ તે માણસ,

સત્પુરુષોએ બતાવેલા ધર્મને અનુસરનારા મનુષ્યના સોળમા હિસ્સાનેય ન પહોંચે. [૯-૪૪]

कसिणं पि जो इमं लोयं पडिपुण्णं दलेज्ज इक्कस्स ।
तेणावि से न संतुस्से इइ दुप्पूरए इमे आया ॥

વિવિધ પદાર્થોથી ભરેલું આખું વિશ્વ કોઈ એક મનુષ્યને જ આપી દેવામા આવે, તો પણ તેનાથી તેને તૃપ્તિ થાય નહિ. મનુષ્યની તૃષ્ણાઓ એવી દુષ્પૂર છે. [૮-૧૬]

सुवण्णरुप्पस्स उ पव्वया भवे
सिया हु केलाससमा असंखया ।
नरस्स लुद्धस्स न तेहिं किंचि
इच्छा उ आगाससमा अणन्तिया ॥

સોનારૂપાના કૈલાસ જેવા અસંખ્ય પર્વતો પણ લોભી મનુષ્યને પૂરતા નથી. કારણ કે, ઇચ્છા આકાશ જેવી અનંત છે. [૯-૪૮]

पुढवी साली जवा चेव हिरण्णं पसुभिस्सह ।
पडिपुण्णं नालमेगस्स इइ विज्जा तवं चरे ॥

ધનધાન્ય સમેત આખી પૃથ્વી કોઈ એક મનુષ્યને જ આપી દે, તો પણ તે તેને પૂરતી થાય નહિ. આમ જાણી નિગ્રહનો આશરો લેવો એ જ ઠીક છે. [૯-૪૯]

सल्लं कामा विसं कामा कामा आसीविसोवमा ।
कामे पत्थेमाणा अकामा जन्ति दोग्गइं ॥

કામો શલ્યરૂપ છે, કામો વિષરૂપ છે, તથા કામો ઝેરી સર્પ જેવા છે. એ કામોની પાછળ પડેલા લોકો, તેમને પ્રાપ્ત કર્યા વિના જ દુર્ગતિ પામે છે. [૯-૫૩]

दुमपत्तए पण्डुयए जहा निवडइ राइगणाण अच्चए ।
एवं मणुयाण जीवियं समयं गोयम मा पमायए ॥

વખત જતાં પાકું થઈ ગયેલું ઝાડનું પાન જેમ (અચાનક) ખરી પડે છે, તેમ મનુષ્યનું જીવિત પણ (અચાનક) ખરી પડે છે; માટે હે ગૌતમ ક્ષણ વાર પણ પ્રમાદ ન કરીશ. [૧૦-૧]

इइ इत्तरियम्मि आउए जीवियए बहुपच्चवायए ।
विहुणाहि रयं पुरे कडं समयं गोयम मा पमायए ॥

આ જીવિત બહુ ચપળ છે તથા વિઘ્નોથી ભરપૂર છે; માટે ક્ષણ પણ પ્રમાદ કર્યા વિના હે ગૌતમ, તું પૂર્વે કરેલાં કર્મ ખંખેરી નાખ. [૧૦-૩]

सव्वं विलवियं गीयं सव्वं नट्टं विडम्बियं ।
सव्वे आभरणा भारा सव्वे कामा दुहावहा ॥
बालाभिरामेसु दुहावहेसु न तं सुहं कामगुणेसु रायं ।
विरत्तकामाण तवोधणाणं जं भिक्खुणं सीलगुणे रयाणं ॥

બધું ગીત વિલાપ જેવું છે, બધું નાટ્ય વિડંબનારૂપ છે, બધાં આભરણો ભારરૂપ છે, તથા બધા કામો દુઃખાવહ છે. હે રાજા! જેમાં મૂર્ખ લોકોને આનંદ આવે છે, તેવા દુઃખાવહ કામોમાં તે સુખ નથી, જે સુખ કામોથી વિરક્ત અને શીલગુણોમાં રત એવા તપોધન ભિક્ષુને છે. [૧૩,૧૬-૭]

नागो जहा पंकजलावसन्नो दट्ठुं थलं नाभिसमेइ तीरं ।
एवं वयं कामगुणेसु गिद्धा न भिक्खुणो मग्गमणुव्वयामो ॥

કાદવમાં ખૂંચી ગયેલો હાથી જેમ કિનારો જોવા છતાં કાંઈ આવી શકતો નથી, તેમ કામગુણમાં આસક્ત થયેલા અમે સત્ય માર્ગ દેખવા છતાં તેને અનુસરી શકતા નથી. [૧૩-૩૦]

अब्भाहयंमि लोगंमि सव्वओ परिवारिए ।
अमोहाहिं पडन्तीहिं गिहंसि न रइं लभे ॥

ચારે બાજુથી પીડા પામેલા અને ઘેરાયેલા લોકમાં, જ્યાં અમોઘ કાળ દોડ્યા જ કરે છે, ત્યાં ઘરમાં રહીને અમે રતિ નથી મેળવી શકતા. [૧૪-૨૧]

संसयं खलु सो कुणई जो मग्गे कुणई घरं ।
जत्थेव गन्तुमिच्छेज्जा तत्थ कुव्वेज्ज सासयं ॥

જ્યાં પોતાને હંમેશ રહેવાનું નથી, એવા રસ્તામાં જે ઘર કરે છે, તે મૂર્ખ છે. માણસે તો જ્યાં પોતાને કાયમનું જવાનું છે, ત્યાં ઘર કરવું જોઈએ! [૯-૨૬]

जस्सत्थि मच्चुणा सक्खं जस्स चत्थि पलायणं ।
जो जाणे न मरिस्सामि सो हु कंखे सुए सिया ॥

જેને મૃત્યુ સાથે મિત્રતા છે, જે તેના [illegible] ભાગી શકે છે, અથવા 'હું મરવાનો નથી' એમ [illegible] છે, તે એવો વિચાર કરી શકે કે, 'આ હું [illegible] કરીશ.' [૧૪-૨૭]

रसा पगामं न निसेवियव्वा पायं रसा दित्तिकरा नराणं ।
दित्तं च कामा समभिद्दवन्ति दुमं जहा साउफलं व पक्खी ॥

ઘી-દૂધ વગેરે દીપ્તિ કરનારા રસો યથેચ્છ ન સેવવા; કારણ કે, જેમ સ્વાદુ ફળવાળા વૃક્ષ તરફ પક્ષીઓ ટોળાબંધ દોડી આવે છે, તેમ તેવા માણસ તરફ કામવાસનાઓ દોડી આવે છે. [૩૨-૧૦]

जहा दवग्गी पउरिन्धणे वणे समारुओ नोवसमं उवेइ ।
एविन्दियग्गी वि पगामभोइणो न बम्भयारिस्स हियाय कस्सई ॥

જેમ બહુ કાષ્ટવાળા વનમાં પવનસહિત સળગેલો દાવાગ્નિ શાંત થતો નથી, તેમ યથેચ્છ આહાર કરનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયાગ્નિ શાંત થતો નથી. અતિ આહાર કોઈને હિતકર નથી. [૩૨-૧૧]

कामं तु देवीहि विभूसियाहिं न चाइया खोभइउं तिगुत्ता ।
तहा वि एगन्तहियं ति नच्चा विवित्तवासो मुणिणं पसत्थो ॥

ભલેને મન, વાણી અને કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો. [૩૨-૧૬]

एए य संगे समइक्कमित्ता सुदुत्तरा चेव भवन्ति सेसा ।
जहा महासागरमुत्तरित्ता नई भवे अवि गंगासमाणा ॥

જેઓ કામવાસનાને તરી શક્યા છે, તેઓને બાકીની બીજી વાસનાઓ છોડવી સહેલી છે. મહાસાગર તરી

नागो जहा पंकजलावसन्नो दट्टुं थलं नाभिसमेइ तीरं ।
एवं वयं कामगुणेसु गिद्धा न भिक्खुणो मग्गमणुव्वयामो ॥

કાદવમાં ખૂંચી ગયેલો હાથી જેમ કિનારો જોવા છતાં કાંઠે આવી શકતો નથી, તેમ કામગુણમાં આસક્ત થયેલા અમે સત્ય માર્ગ દેખવા છતાં તેને અનુસરી શકતા નથી. [૧૩-૩૦]

अब्भाहयंमि लोगंमि सव्वओ परिवारिए ।
अमोहाहिं पडन्तीहिं गिहंसि न रइं लभे ॥

ચારે બાજુથી પીડા પામેલા અને ઘેરાયેલા લોકમાં, જ્યાં અમોઘ કાળ દોડયા જ કરે છે, ત્યાં ઘરમાં રહીને અમે રતિ નથી મેળવી શકતા. [૧૪-૨૧]

संसयं खलु सो कुणई जो मग्गे कुणई घरं ।
जत्थेव गन्तुमिच्छेज्जा तत्थ कुव्वेज्ज सासयं ॥

જ્યાં પોતાને હંમેશ રહેવાનું નથી, એવા રસ્તામાં જે ઘર કરે છે, તે મૂર્ખ છે. માણસે તો જ્યાં પોતાને કાયમનું જવાનું છે, ત્યાં ઘર કરવું જોઈએ! [૯-૨૬]

जस्सत्थि मच्चुणा सक्खं जस्स चत्थि पलायणं ।
जो जाणे न मरिस्सामि सो हु कंखे सुए सिया ॥

જેને મૃત્યુ સાથે મિત્રતા છે, જે તેના હાથમાંથી ભાગી શકે છે, અથવા 'હું મરવાનો નથી' એવું જે જાણે છે, તે એવો વિચાર કરી શકે કે, 'આ હું આવતી કાલે કરીશ.' [૧૪-૨૭]

रसा पगामं न निसेवियव्वा पायं रसा दित्तिकरा नराणं । ६८
दित्तं च कामा समभिद्दवन्ति दुमं जहा साउफलं व पक्खी ॥

ઘી-દૂધ વગેરે દીપ્તિ કરનારા રસો યથેચ્છ ન સેવવા; કારણ કે, જેમ સ્વાદુ ફળવાળા વૃક્ષ તરફ પક્ષીઓ ટોળાબંધ દોડી આવે છે, તેમ તેવા માણસ તરફ કામવાસનાઓ દોડી આવે છે. [૩૨-૧૦]

जहा दवग्गी पउरिन्धणे वणे समारुओ नोवसमं उवेइ ।
एविन्दियग्गी वि पगामभोइणो न बम्भयारिस्स हियाय कस्सई ॥

જેમ બહુ કાષ્ઠવાળા વનમાં પવનસહિત સળગેલો દાવાગ્નિ શાંત થતો નથી, તેમ યથેચ્છ આહાર કરનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયાગ્નિ શાંત થતો નથી. અતિ આહાર કોઈને હિતકર નથી. [૩૨-૧૧]

कामं तु देवीहि विभूसियाहिं न चाइया खोभइउं तिगुत्ता ।
तहा वि एगन्तहियं ति नच्चा विवित्तवासो मुणिणं पसत्थो ॥

ભલેને મન, વાણી અને કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો. [૩૨-૧૬]

एए य संगे समइक्कमित्ता सुदुत्तरा चेव भवन्ति सेसा ।
जहा महासागरमुत्तरित्ता नई भवे अवि गंगासमाणा ॥

જેઓ કામવાસનાને તરી શક્યા છે, તેઓને બાકીની બીજી વાસનાઓ છોડવી સહેલી છે. મહાસાગર તરી

જનારાને ગંગા જેવી મોટી નદીનો પણ શો હિસાબ! [૩૨-૧૮]

आलओ थीजणाइण्णो थीकहा य मणोरमा ।
संथवो चेव नारीणं तासिं इन्दियदरिसणं ॥
कूइयं रुइयं गीयं हासभुत्तासियाणि य ।
पणीयं भत्तपाणं च अइमायं पाणभोयणं ॥
गत्तभूसणमिट्ठं च कामभोगा य दुज्जया ।
नरस्सत्तगवेसिस्स विसं तालउडं जहा ॥

[બ્રહ્મચર્યની વાડો:] સ્ત્રીઓથી સંકીર્ણ ઘર, મનોરંજક સ્ત્રીકથા, સ્ત્રીઓનો પરિચય, તેઓની ઇંદ્રિયોનું નિરીક્ષણ, તેઓનું કૂજિત, રુદિત, ગીત, હાસ્ય, તેઓની સાથે ભોજન અને બેઠક, રસદાર ખાનપાન અને પ્રમાણથી વધારે ખાનપાન, શરીરની ટાપટીપ, અને શબ્દાદિ પાંચ વિષયોમાં આસક્તિ — એ આત્મગવેષી બ્રહ્મચારી માટે તાલપુટ વિષ જેવાં છે. [૧૬,૧૧-૩]

जहा य अण्डप्पभवा बलागा अण्डं बलागप्पभवं जहा य ।
एमेव मोहाययणं खु तण्हा मोहं च तण्हाययणं वयन्ति ॥

જેમ બગલી ઈંડામાંથી પેદા થાય છે, અને ઈંડું બગલીમાંથી પેદા થાય છે, તેમ મોહનું ઉત્પત્તિસ્થાન તૃષ્ણા છે, અને તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન મોહ છે. [૩૨-૬]

दुक्खं हयं जस्स न होइ मोहो मोहो हओ जस्स न होइ तण्हा ।
तण्हा हया जस्स न होइ लोहो लोहो हओ जस्स न किंचणाइं ॥

જો મોહ નથી, તેનું દુઃખ ગયું; જેને તૃષ્ણા નથી તેનો મોહ ગયો; જેનામાં લોભ નથી, તેની તૃષ્ણા ગઈ; અને જેનું કાંઈ નથી, તેને લોભ નથી. [૩૨-૮]

किरियं च रोयई धीरे अकिरियं परिवज्जए ।
दिट्ठीए दिट्ठीसंपन्ने धम्मं चरसु दुचरं ॥

બુદ્ધિમાન પુરુષ ક્રિયામાં રુચિ રાખે છે, અને અક્રિયાનો ત્યાગ કરે છે. શ્રદ્ધાયુક્ત માણસે શ્રદ્ધા અનુસાર કઠણ ધર્મનું પણ આચરણ કરવું. [૧૮-૩૩]

जहा गेहे पलित्तम्मि तस्स गेहस्स जो पहू ।
सारभण्डाणि नीणेइ असारं अवउज्झइ ॥
एवं लोए पलित्तम्मि जराए मरणेण य ।
अप्पाणं तारइस्सामि तुब्भेहिं अणुमन्निओ ॥

જ્યારે ઘર સળગે છે, ત્યારે ઘરનો ધણી તેમાંથી સારવસ્તુઓ લઈ લે છે અને અસારવસ્તુઓ જતી કરે છે; તેમ જરા અને મરણથી સળગેલા આ સંસારમાં તમારી (વડીલજનોની) અનુમતિથી મારા આત્માને તારવા ઇચ્છું છું. [૧૯,૨૨-૩]

अप्पा नई वेयरणी अप्पा मे कूडसामली ।
अप्पा कामदुहा धेणू अप्पा मे नन्दणं वणं ॥
अप्पा कत्ता विकत्ता य दुक्खाण य सुहाण य ॥
अप्पा मित्तममित्तं च दुप्पट्ठियसुपट्ठिओ ॥

આપણો આત્મા જ નરકની વૈતરણી નદી તથા કૂટ શાલ્મલી વૃક્ષ છે; આપણો આત્મા જ સ્વર્ગની કામદુધા ધેનુ તથા નંદનવન છે. દુઃખો અને સુખોનો આત્મા જ કર્તા અને વિકર્તા છે. સારે માર્ગે જનારો આત્મા જ મિત્ર છે, અને ખરાબ માર્ગે જનારો આત્મા જ શત્રુ છે. [૨૦,૩૬-૭]

वेया अहीया न भवन्ति ताणं भुत्ता दिया निन्ति तमं तमेणं ।
जाया य पुत्ता न हवन्ति ताणं को णाम अणुमन्नेज्ज एयं ॥

ભણેલા વેદો બચાવી શકતા નથી, જમાડેલા બ્રાહ્મણો અંધારામાંથી અંધારામાં લઈ જાય છે. સ્ત્રીઓ અને પુત્રો પણ રક્ષણ કરી શકતા નથી; તો કોણ એ બધાંને સ્વીકારે? [૧૪-૧૨]

पसुबन्धा सव्ववेया य जट्ठं च पावकम्मुणा ।
न तं तायन्ति दुस्सीलं कम्माणि बलवन्ति हि ॥

પશુઓને યજ્ઞમાં બાંધવાં અને હોમવાં વગેરે યજ્ઞકર્મો, તથા તેમનું વિધાન કરનારા બધા વેદો પાપકર્મનાં કારણરૂપ હોઈ, દુસ્શીલ માણસને બચાવી શકતાં નથી. કર્મો જ આ જગતમાં બળવાન છે. [૨૫-૩૦]

न हु पाणवहं अणुजाणे मुच्चेज्ज कयाइ सव्वदुक्खाणं ।
एवारिएहिं अक्खायं जेहिं इमो साहुधम्मो पन्नत्तो ॥

પ્રાણીઓનો વધ કરનાર-કરાવનાર કદી સર્વ દુઃખોમાંથી મુક્ત થઈ શકતો નથી. એવું આ સુંદર ધર્મ ઉપદેશનારા આર્ય પુરુષોએ કહ્યું છે. [૮-૮]

न वि मुण्डिएण समणो न ओंकारेण बम्भणो ।
न मुणी रण्णवासेणं कुसचीरेण तावसो ॥
समयाए समणो होइ बम्भचेरेण बम्भणो ।
नाणेण उ मुणी होइ तवेण होइ तावसो ॥
कम्मुणा बम्भणो होइ कम्मुणा होइ खत्तिओ ।
वइसो कम्मुणा होइ सुद्दो हवइ कम्मुणा ॥

માત્ર મુંડાવાથી શ્રમણ થવાય નહિ, માત્ર ૐકારથી બ્રાહ્મણ થવાય નહિ, માત્ર અરણ્યવાસથી મુનિ થવાય નહિ, અને માત્ર દાભનાં વસ્ત્રથી તાપસ થવાય નહિ. પરંતુ, સમતાથી શ્રમણ, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, જ્ઞાનથી મુનિ, અને તપથી તાપસ થવાય. કર્મથી જ માણસ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય કે શૂદ્ર થાય છે. [૨૫,૩૦-૩]

नाणस्स सव्वस्स पगासणाए अन्नाणमोहस्स विवज्जणाए ।
रागस्स दोसस्स य संखएणं एगन्तसोक्खं समुवेइ मोक्खं ॥

સર્વપ્રકારના જ્ઞાનને નિર્મળ કરવાથી, અજ્ઞાન અને મોહને ત્યાગવાથી, તથા રાગ અને દ્વેષનો ક્ષય કરવાથી એકાંતિક સુખરૂપી મોક્ષ પ્રાપ્ત થાય છે. [૩૨-૨]

तस्सेस मग्गो गुरुविद्धसेवा विवज्जणा बालजणस्स दूरा ।
सज्झायएगन्तनिसेवणा य सुत्तत्थसंचिन्तणया धिई य ॥

તેનો માર્ગ આ પ્રમાણે છે: સદ્‌ગુરુ અને જ્ઞાનવૃદ્ધ પુરુષોની સેવા કરવી; અજ્ઞાનીઓનો સંગ દૂરથી જ ત્યાગવો; એકાગ્રચિત્તથી સતશાસ્ત્રનો અભ્યાસ કરવો; તેના અર્થનું ચિંતન કરવું; અને ચિત્તની સ્વસ્થતારૂપા ધૃતિ કેળવવી, [૩૨-૩]

# સૂચિ